# નિવેદન

ગુજરાતી ભાષા અને સાહિત્ય ઉપર ફારસી અરબી ઇત્યાદિ ભાષાઓ અને તેમના સાહિત્યોની ઊંડી અસર થયેલી છે. એ કારણે ગુજરાત વિદ્યાસભાના શેઠ ભો. જે. અ. સં. વિદ્યાભવનમાં અરબી અને ફારસીનો ખાસ વિભાગ રાખવામાં આવ્યો છે. આ વિભાગનું સંચાલન મર્હૂમ મૌલ્વી સૈયદ અબૂ ઝફર નદ્‌વી સાહેબ કરતા હતા અને તેમના સહાયક તરીકે પ્રો. ડૉ. છોટુભાઈ નાયક કામ કરતા હતા. મૌલ્વી સાહેબના દર્દનાક મૃત્યુથી આ વિભાગને મોટી ખોટ પડી છે. પણ તેમની પાસે તાલીમ મેળવી તૈયાર થયેલા ડૉ. છોટુભાઈ નાયક એ વિભાગને હવે સંભાળે છે તે આશાસ્પદ નિના છે.

ગુજરાતમાં ફારસીના વિદ્વાનો પહેલાં તો ઠીક ઠીક સંખ્યામાં હતા, પણ હવે એવા વિદ્વાનો ખાસ કરીને દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના અવસાન પછી અત્યંત વિરલ થયા છે. આવા વિરલ વિદ્વાનોમાં ડૉ. છોટુભાઈ નાયકનું સ્થાન છે. તેમનો ફારસી ભાષા અને સાહિત્યનો અભ્યાસ કેટલો તલસ્પર્શી છે તે તેમના આ ગ્રંથમાળામાં જ પ્રસિદ્ધ થયેલા ગ્રંથોએ 'ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ', પણ ખાસ કરીને તો 'ગુજરાતી પર અરબી ફારસીની અસર' એ ગ્રંથે બતાવી આપ્યું છે.

ડૉ. છોટુભાઈ નાયકે સૂફીવાદ અને સૂફી શાયરીનો મૂળ ફારસી

ગ્રંથો દ્વારા અભ્યાસ કર્યો છે. સાથે સાથે અરબી, ઉર્દૂ અને અંગ્રેજી ગ્રંથોમાં સૂફીઓ અને સૂફીવાદ વિશે થયેલાં સંશોધનોનો પણ તલસ્પર્શી પરિચય કર્યો છે. એ ઊંડા અને વિસ્તૃત અભ્યાસનું ફળ તેમણે સૂફીવાદ ઉપર આ સ્વતંત્ર પુસ્તક લખી ગુજરાત આગળ ધર્યું છે. સાધારણ રીતે અંગ્રેજી કે હિંદી ઉર્દૂ ગ્રંથોને આધારે ગુજરાતીમાં આ વિષયનું નિરૂપણ થતું રહ્યું છે. પણ મૂળ ગ્રંથોના અભ્યાસ ઉપર રચાયેલા પુસ્તકની ગુજરાતી સાહિત્યમાં ખોટ હતી. આશા છે કે આ 'સૂફીમત' ગ્રંથના પ્રકાશનથી એ ખોટ પૂરી થશે.

ગુજરાત વિદ્યાસભા
અમદાવાદ
તા. ૨૦–૩–'૫૯

રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ ભો. જે. વિદ્યાભવન

# પ્ર સ્તા વ ના

પુસ્તકનો વિષય ગુજરાતને અજાણ્યો નથી, છતાં એની ઘણી બાબતોના સ્પષ્ટીકરણ માટે ચર્ચાની આવશ્યકતા જણાય છે. ગુજરાતી સાહિત્યમાં ફારસી સૂફી સાહિત્યની ઝલક નજરે પડે છે. ખાસ કરીને ગઝલ સાથે જ એનો સંબંધ છે એમ પણ જાણે માની લેવામાં આવ્યું હોય એમ લાગે છે. ગુજરાતી સાહિત્યકારો સૂફી અને સૂફીવાદ શબ્દોથી વાકેફ છે; પરંતુ કેટલાક એમ માને છે કે ઇશ્કે હકીકી, ઇશ્કે મજાઝી, શરાબ, સાકી, સનમ વગેરે શબ્દોથી જ સૂફીમતની મર્યાદા બંધાયેલી છે. ગુજરાતી સાહિત્યમાં ગઝલની શરૂઆત ફારસીના પ્રભાવથી થઈ અને ગઝલો મારફત જ સૂફીવાદ શબ્દ તેમજ એ વિશેના વિચારો એ સાહિત્યમાં પરિચિત થયા. અંગ્રેજીમિશ્રિત સૂફી શબ્દના 'સૂફિઝમ' ઉપરથી 'સૂફીવાદ' શબ્દ ગુજરાતીમાં બનેલો હોય એમ લાગે છે, કારણ કે એ માટે અરબી શબ્દ 'તસવ્વુફ' અરબી ફારસી સાહિત્યમાં પ્રચલિત છે જે ગુજરાતી સાહિત્યમાં પ્રચલિત નથી. આથી મેં પુસ્તકનું નામ 'સૂફીમત' જ રાખ્યું છે.

સૂફીમત એક વિશાળ વિષય છે. એ વિષય ઉપર અરબી તેમજ ફારસી અને તે ઉપરથી ઉર્દૂ તેમજ અંગ્રેજીમાં ઘણાં પુસ્તકો લખાયેલાં છે. અન્ય ભાષાઓમાં પણ એનું સાહિત્ય થોડેઘણે અંશે મળે છે. ગુજરાતી ભાષામાં એ મત વિશે સમજણ આપવાનો મારો પણ એક નમ્ર અને અલ્પ પ્રયાસ છે. ઉપર જણાવ્યું તે કારણથી એ

વિષયની સર્વાંગી છણાવટ કરવી મુશ્કેલ છે, તેથી ગુજરાતીઓને ગુજરાતી સાહિત્યમાં સૂફીમત સંબંધી જે વિચારો ભાવો અને બાબતો મળે છે તે સમજી શકાય અને મતના સિદ્ધાંતોને વિશે સ્પષ્ટતા થાય એ તરફ મેં વિશેષ ધ્યાન આપ્યું છે અને તેટલી હદ સુધી જ મેં ચર્ચા મર્યાદિત રાખી છે.

સૂફીઓમાં વપરાતા એ વિષયને લગતા પારિભાષિક શબ્દોનો ઉપયોગ મેં કર્યો છે, તે સાથે જ્યાં જ્યાં પ્રથમ વાર તેઓનો ઉપયોગ કરવામાં આવ્યો હોય ત્યાં પાદટીપમાં તેવા શબ્દોના અર્થ આપવામાં આવ્યા છે. ઉપરાંત પુસ્તકમાં પણ એવા કેટલાક પારિભાષિક વિષયની સમજૂતી આવે છે. એ બંનેનો સમાવેશ કરતી સૂચિ પુસ્તકના અંતમાં આપવામાં આવી છે, જેથી તે તે શબ્દ અને વિષય સમજવાનું સહેલું બનશે.

સૂફીઓ તો મોટી સંખ્યામાં થઈ ગયા છે. તે તમામ વિશે વિગત આપવામાં આવે તો ઘણા ગ્રંથો લખાય; પરંતુ જે સૂફીઓએ સૂફીમતના ઉત્થાનમાં કંઈક વિશેષ હિસ્સો આપ્યો હોય અને જેમનાં જીવનચરિત્રો આપવાથી વિષયની સમજ અને તેના સિદ્ધાંતોના સ્પષ્ટીકરણમાં કંઈક આસાની રહે એવું લાગ્યું તેમનાં જ જીવનચરિત્રો ટૂંકમાં આપવામાં આવ્યાં છે.

ભારતમાં ઘણા સૂફીઓ થઈ ગયા છે. તેમાંના મશહૂર સૂફીઓ ઉપર એક બીજું પુસ્તક લખવાનો મારો ઇરાદો હોવાથી તેઓમાંથી શાયર અમીર ખુસરો સિવાય અન્ય કોઈના જીવનચરિત્રનો અત્રે સ્વતંત્ર રીતે સમાવેશ કરવામાં આવ્યો નથી.

આ પુસ્તકમાં વાપરેલી માહિતી જે ભિન્ન ભિન્ન પુસ્તકોમાંથી લેવામાં આવેલી છે તેમાંનાં ઘણાંખરાં અરબી, ફારસી અને ઉર્દૂ ભાષાનાં છે. ગુજરાતી વાચકોમાંથી એ મૂળ પુસ્તકોનો ઉપયોગ કરનાર બહુ જ

ઓછા હોય એમ વિચારી દરેક સ્થાને તે તે પુસ્તકનો ઉલ્લેખ પાદ-ટીપોમાં કરવામાં આવ્યો નથી, પરંતુ ઉપયોગમાં લીધેલા ગ્રંથોની યાદી આ પુસ્તકને છેડે આપવામાં આવી છે તેમાં એઓનો સમાવેશ થયેલો છે.

મારા લેખનની હસ્તપ્રત મારા મુરબ્બીઓ અધ્યક્ષ શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ, અધ્યા. શ્રી. નગીનદાસ પારેખ તથા અધ્યા. શ્રી કેશવરામ કા. શાસ્ત્રીએ વાંચી મને જે કીમતી સૂચનો કર્યાં છે તે બદલ એ વિદ્વાનોનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

અંતમાં, લખાણમાં કંઈ દોષો રહ્યા હોય તો તે તરફ મારું ધ્યાન દોરવાની સુજ્ઞ વાચકોને વિનંતિ કરી મારું નિવેદન પૂરું કરું છું.

૬-૪-'૫૯ છોટુભાઈ રણછોડજી નાયક

સંકેતાક્ષર

| | | | |
|---|---|---|---|
| અ. | અરબી | ફા. | ફારસી |
| એ. વ. | એકવચન | બ. વ. | બહુવચન |
| જ. | જન્મ | મૃ | મૃત્યુ |
| તુ | તુર્કી | સં. | સંસ્કૃત |

# શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧ | શું | શી |
| ૬ | ૧૧ | (અ૦) | (અલ૦) |
| ૯ | ૨૪ | અબ્દુલ્ૂરરહમાન | અબ્દુર્રર્હ્માન |
| ૧૨ | ૧૩ | નેની | તેની |
| ૧૭ | ૧૧ | આશિક | આશક |
| ૧૮ | ૨૪ | મિસાલ | વિસાલ |
| ૨૦ | ૫ | ઇલ્લાજ | ઇલાજ |
| ૨૨ | ૨૬ | થોડી તેમણે | તેમણે થોડી |
| ૩૦ | ૧૯ | કૃતજ્ઞસા | કૃતજ્ઞતા |
| ૩૦ | ૨૪ | રજ઼ા | રજા |
| ૩૧ | ૫ | તિહારત | તહારત |
| ૪૦ | ૩ | તઅકકુલ | તવક્કુલ |
| ૪૮ | ૨૪ | ઇચ્છા | ઇચ્છા |
| ૬૨ | ૩ | રેહમત | રહેમત |
| ૬૯ | ૫ | તે નોતે | તેનો તે |

| | | | |
|---|---|---|---|
| ૯૧ | ૩ | મુશાહદા | મુશાહિદા |
| ૯૬ | ૨૧ | ફલાઇદુલ્ફ્વાદ | ફ્વાઇદુલ્ફ્વાદ |
| ૧૦૩ | ૪ | અબ્દાલ | અબ્દાલ[૧] |
| ૧૧૮ | ૧૫ | સુમેમાન | સુલેમાન |
| ૧૩૪ | ૨૩ | Lus | Lees |
| ૧૪૭ | ૨૨ | બે માણસો ભૂખ્યા | બે ભૂખ્યા |
| ૧૫૪ | ૭ | હયતી | હયાતી |
| ૧૬૭ | ૧૪ | રેહમત | રહેમત |
| ૨૧૫ | ૨૫ | અન્દુલસી | ઉન્દલુસી |
| ૨૧૯ | ૧૮ | ઇમામો | અમામો |
| ૨૨૦ | ૧૧ | અશઅતુલ્લમઆત | અશિઅતુલ્લમઆત |
| ૨૩૧ | ૧૯ | રેહમત | રહેમત |
| ૨૫૫ | ૫ | સરૂ | સરુ |
| ૨૭૭ | ૪ | શરીફ | શરીક |

# સંશોધન ગ્રંથમાળાનાં પ્રકાશન

૨૦ Indo-Aryan and Hindi
- Dr Sunitikumar Chatterji 1942 અપ્રાપ્ય

૨૧ Archaeology and Ancient Indian History
- Dr. Hiranand Shastri 1944 3-0-0

૨૨ મુઝફ્ફરશાહી (ફારસી મૂળ અને ગુજરાતી)
અનુવાદ - પ્રો. અબૂ ઝફર નદવી ૧૯૪૨ ૧-૪-૦

૨૫ ભારતીય આર્ય ભાષા અને હિંદી
- અનુ. ડૉ. ભોગીલાલ જે. સાંડેસરા ૧૯૫૨ ૪-૮-૦

૨૬ અભિધર્મ - પ્રો. ધર્માનંદ કોસંબી ૧૯૪૪ ૨-૦-૦

૨૭ Studies on Indian Art
- O. C. Ganguli 1953 5-0-0

૨૮ કાઠિયાવાડના સુમના
- શ્રી. ભગવાનલાલ બ. માંકડ ૧૯૪૮ ૧-૦-૦

૨૯ ઉચ્ચારશાસ્ત્રપ્રવેશિકા
- અંબાલાલ જે. પંચાલ ૧૯૪૮ ૨-૦-૦

૩૦ શામળનું વાર્તાસાહિત્ય
- સ્વ. પ્રો. નવલરામ જ. ત્રિવેદી ૧૯૪૮ ૧-૬-૦

૩૧ જયેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ
- પ્રો. ભોગીલાલ જે. સાંડેસરા ૧૯૪૮ ૦-૧૪-૦

૩૨ લાઘવાંક - પ્રો. હરિહર પ્રા. ભટ્ટ ૧૯૪૯ ૦-૮-૦

૩૩ ઈરાનનો ચેરાગ - પ્રો. ફીરોઝ કા. દાવર ૧૯૫૦ ૬-૦-૦

૩૪ ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને
સાહિત્યનું ખેડાણ - ડૉ. છોટુભાઈ ર. નાયક ૦-૧૨-૦

૩૫ સૌરાષ્ટ્રના સુમરા
- શ્રી. ભગવાનલાલ બી. માંકડ ૧-૦-૦

૪૯ યોગશતક – ડૉ. ઇન્દુકલાબહેન ઝવેરી ૧૯૫૬ ૩–૦–૦

૫૦ **The conception of Spiritual Life in Mahatma Gandhi & Hindi Saints**
– Prof. Dr. R. D. Ranade 1956 3-0-0

૫૧ અધ્યાત્મવિચારણા
– પં. સુખલાલજી સંઘવી ૧૯૫૬ ૩–૦–૦

૫૨ **Planetary Tables Vol. II : શુક્રસારણી**
– Prof. H. P. Bhatt 1957 2-0-0

૫૩ મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ અને તેનો સંસ્કૃત સાહિત્યમાં ફાળો
– ડૉ. ભોગીલાલ જે. સાંડેસરા ૧૯૫૭ ૬–૦–૦

૫૪ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ભા. ૩
– રત્નમણિરાવ ભી. જોટે ૧૯૫૭ ૫–૦–૦

૫૫ અધ્યાત્મવિચારણા (હિંદી)
– પં. સુખલાલજી સંઘવી ૧૯૫૮ ૩–૦–૦

૫૬ સૂફીમત – ડૉ. છોટુભાઈ ર. નાયક ૧૯૫૯ ૪–૦–૦

૫૭ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ભા. ૪
– રત્નમણિરાવ ભી. જોટે ૧૯૫૯ ૪–૮–૦

# પ્રકરણ ૧લું

## ‘ તસવ્વુફ ’

**તસવ્વુફ શું વસ્તુ છે ?**

તસવ્વુફ એ પ્રેમનો સપ્રદાય છે[૧] એ એક ભક્તિમાર્ગ છે એ અદ્વૈતવાદ, અધ્યાત્મવાદ અને તત્ત્વજ્ઞાન ઉપર રચાયેલો છે આમ એમા ધર્મ તેમજ ફિલસૂફીનો સમાવેશ થાય છે

એ કોઈ ધર્મ–સપ્રદાય નથી, પરતુ પરમતત્ત્વ તરફ જોવાનો એક પ્રકાર છે

સૂફીમતનો સબધ ખાસ કરીને ઇસ્લામ સાથે છે એમ ગણા-વાનુ કારણ એ છે કે એની ઉત્પત્તિ અને પોષણ મુસલમાન દેશોમાં વિશેષ પ્રાપ્ત થયાં, પરતુ મનુષ્ય કોઈ પણ ધર્મનો યા કોઈ પણ સપ્ર-દાયનો હોય તોપણ સૂફી બની શકે છે. ઐહિક સબધો અને સસારિક પ્રવૃત્તિઓમાંથી મુક્ત થઈ તથા કામવાસના, વહેમ, શકા તેમજ ધાર્મિક ક્રિયાકાડ અને વિધિવિધાનોમાંથી મુક્ત થઈ ફક્ત પરમાત્માના ચિતન અને ધ્યાનમાં મગ્ન રહેવુ એ જ સૂફીવાદનું રહસ્ય છે કોઈ સૂફીને પ્રશ્ન પૂછવામાં આવે કે ‘ તસવ્વુફ ’ શી વસ્તુ છે, તો તે તો હસીને એમ જ કહેશે કે સૂફી બનો તો માલૂમ પડશે. એ ચિત્તની એવી અવસ્થા છે, જે સમજી શકાય, પરતુ સમજાવી ન શકાય એ ‘ હાલ ’[૨] છે, પરતુ ‘ કાલ ’[૩] નથી

---

૧. મશહૂર ફારસી શાયર હાફિઝ (મૃ ઈ સ ૧૩૮૯) કહે છે કે आशिक़ॉ रा मज़्हबो मिल्लत ख़ुदास्त । [ પ્રેમીઓ (અર્થાત્ સૂફીઓ) ના ધર્મ અને સંપ્રદાય જુદા છે. ]

૨ અ આતરિક અવસ્થા

૩ અ દલીલ, ભાષા, ચર્ચા

ઉર્દૂ શાયર અમજદ હૈદરાબાદી એ વિશે કહે છે :—

सारी दुनिया से हाथ धो कर देखो,
जो कुछ रहासहा है खो कर देखो।
क्या अर्ज़ करूँ कि अिसमें क्या लज़्ज़त है
अेक मर्तबह तुम किसी के हो कर देखो।

[ સારી દુનિયા વિશે હાથ ધોઈ નાખી જુઓ; જે કંઈ રહ્યું-સહ્યું હોય તે ખોઈને જુઓ;

એમાં શી લહેજત છે તે હું શું કહું ? એક વખત કોઈના તમે થઈને જુઓ. ]

મહાન સૂફી શેખ અબૂ સઈદ અબૂલખૈર ( મૃ. ઈ.સ. ૧૦૪૯ )—ને કોઈએ પૂછ્યું[૧] કે 'તસવ્વુફ' શું છે; ' તો તેમણે જવાબ આપ્યો કે 'તમારા મગજમાં જે હોય તે છોડી દો અને તમારી પાસે જે કંઈ આવે તેનાથી ડરો નહિ.'

તસવ્વુફ મનુષ્યને સ્વર્ગીય બનાવે છે. તેનો આનંદ સદાનંદ હોય છે; શાંતિ હોય છે.

આસિફ નામનો ઉર્દૂ શાયર કહે છે :—

आसिफ़ किसी मकाम की तख़्सीस कुछ नहीं,
जन्नत वही जगह है जहाँ जी बहल गया।

[ ઓહ આસિફ કોઈ સ્થળની વિશેષતા કંઈ જ નથી. જ્યાં દિલને આનંદ થઈ જાય તેજ સ્થળ બિહિશ્ત છે. ]

વળી સૂફીને જોનાર કોઈ સમજદાર વ્યક્તિ તો તુરત જ કહી દેશે :—

अगर फ़िर्दौस बर रूये ज़मीनस्त,
हमीनस्तो हमीनस्तो हमीनस्त।

---

૧ નફ્ર્હી-બહારિસ્તાન, પૃ. ૧૧-૧૨

[ જો સ્વર્ગ જમીન ઉપર હોય તો એ જ છે, એ જ છે અને એ જ છે. ]

**સૂફી શબ્દના મૂળ વિશે વિવિધ મતો**

સૂફી શબ્દ ધર્મભાવનાની દૃષ્ટિનો સૂચક છે. એ શબ્દ મુસલમાન સ્પિરિટ અર્થમાં વપરાય છે.

સૂફી અને તસવ્વુફ શબ્દોની વ્યુત્પત્તિ વિષે અનેક મતો પ્રવર્તે છે.

૧. અરબી શબ્દકોશોમાં 'સફ'નો અર્થ 'બકરીના વાળ' છે.[૧] ફારસી શબ્દકોશોમાં એનો અર્થ 'બકરાંના વાળ' યા 'ઘેટાંના વાળ' એટલે કે 'ઊન' છે અને 'સૂફી'નો અર્થ 'વાળનાં કપડાં પહેરનાર' યા 'ઊનનાં કપડાં પહેરનાર' છે. તેમાં વિશેષમાં જણાવવામાં આવ્યું છે કે ફકીરોની પરિભાષા મુજબ જે પોતાના દિલમાં ખુદા સિવાયનો કોઈ પણ વિચાર આવવા દેતો નથી અને પોતાના હૃદયને દુનિયાના મેલથી મુક્ત, પાક અને સાફ રાખે છે તે જ વ્યક્તિ સૂફી છે.

૨. 'ફરહંગે આનંદરાજ'[૨]માં જણાવવામાં આવ્યું છે[૩] કે 'તસવ્વુફ'નો અર્થ 'પશ્મીનો પહેરવું' થાય છે. એ શબ્દ 'સફ' માંથી બનેલો છે જેનો અર્થ 'પશ્મ' થાય છે. વિષયની વાસનાઓથી મુક્ત રહેનાર અને દુનિયાની વસ્તુઓને અલ્લાહનું સ્વરૂપ માનનારા લોકો 'સફ' પહેરતા હતા તેથી તેમનાં કાર્યો અને કર્મનું નામ 'તસવ્વુફ' પડ્યું. વળી એ શબ્દકોશમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે 'સૌફ'નો અર્થ 'એક બાજુ થઈ જવું' અને 'મોં ફેરવી લેવું' થાય છે. જે અલ્લાહના સંયોગની તાલાવેલી ધરાવનારા હોય છે તે આસિ-

૧. કાઝી ઝૈનુલ્આબિદીન સજ્જાદ મેરઠી—બયાનુલ્-લિસાન, પૃ. ૪૦૭

૨. એ ફારસી શબ્દકોશ છે.

૩. ભા-૨, પૃ. ૬૯૦

વલ્લાહ[1]થી એક બાજુ થાય છે. એ ઉપરથી પણ એ શબ્દ બન્યો હોય એવી સંભાવના છે.

તેમાં સૂફી વિશે એમ જણાવવામાં આવ્યુ છે[2] કે પોતાના દિલને અલ્લાહ સિવાય જે કંઈ વિષયો સંબધી જોખમ કે સેતાની ખતરો હોય તેનાથી દૂર રાખનાર વ્યક્તિ સૂફી કહેવાય છે. તે હંમેશાં અલ્લાહની ઇબાદત ( ઉપાસના ) અને રિયાઝત ( તપશ્ચર્યા )માં પેગમ્બરે બતાવેલા મઝહબના રસ્તા ઉપર રહે છે.

જો કોઈ બે રકૂઅત[3] નમાઝ 'સૂફ' પહેરીને પઢે તો તે અન્ય કપડાનો બનાવેલો જામો પહેરીને એવી રકૂઅત નમાઝ પઢે તેના કરતાં બહેતર છે.

આદમ[4](અ૦)[5] ઊનના કપડાં પહેરનાર પ્રથમ હતા. મોહમ્મદ

---

૧. 'માસિવલ્લાહ'નો અર્થ 'અલ્લાહ સિવાયનુ જે હોય તે' થાય છે

૨. બા-૨, પૃ. ૬૪૭

૩. નમાઝમા એક ક્રિયાનું નામ છે. એમા ઊભા રહીને દુવા પઢયા પછી ઘૂટણ ઉપર હાથ રાખી વાકા રહેવાનું, અને તે પછીથી ફરીથી ઊભા રહી, સિજદામાં જવાનુ હોય છે. એક સિજદો કરી થોડી વાર બેસવાનું અને બીજો સિજદો કરી ઊભા થવાનુ હોય છે. આમ એક રકૂઅત પૂરી થયેલી ગણાય છે. આ બાબત પેગમ્બર મોહમ્મદ(સલ૦)એ નક્કી કરેલી છે.

૪. જેને બદો, ઇન્સાન વગેરે શબ્દો વડે આપણે ઓળખીએ છીએ તે આદમ છે. એને મુસલમાનો પ્રથમ ઇનસાન અને પ્રથમ પેગમ્બર ગણે છે. એમનાથી માનવજાતની શરૂઆત થઈ હતી.

૫. અર્થાત્ 'અલ્લાહની તેના ઉપર શાંતિ રહે !'

પેગમ્બર(સલ૦)[1] પણ ઊનનાં કપડાં પહેરતા હતા બધા જ પેગમ્બરોએ 'સૂફ'નાં કપડા પહેર્યાં છે[2]

મુસલમાનો માને છે કે તેમને માટે વાજબી એ છે કે કાફિર[3]ને ઇસ્લામી દેશોમાં સૂફ પહેરવા દેવું નહિ[4]

વધારામાં એમ પણ જણાવવામાં આવ્યુ છે[5] કે 'સૂફહ' નામની

---

૧. ગત પેગમ્બરો અને વલી વગેરે પવિત્ર પુરુષો માટે મુસ્લિમો હમેશા તેમના નામ સાથે હઝરત, સલ૦, રહ૦, વગેરે માનવાચક શબ્દો વાપરે છે

સલ૦ એ 'સલ્લલ્લાહો અલયહે વ સલ્લમ'નુ ટૂંકુ રૂપ છે. એનો અર્થ 'અલ્લાહ તેના ઉપર રહેમત અને શાંતિ મોકલે!' એવો થાય છે આ ઉદ્‌ગાર હમેશા હઝરત મોહમ્મદ પેગમ્બરની સાથે જ જોડવામા આવે છે. બીજા પેગમ્બરોના નામ સાથે 'અલયહેસ્સલામ' ('તેના ઉપર અલ્લાહની શાંતિ રહે!') વપરાય છે. એ જ પ્રમાણે રઝી૦ એ ઇમામો, વલીઓ અને બુઝુર્ગોનાં નામો સાથે મુકાય છે એનો અર્થ 'અલ્લાહ તા'લા તેમનાથી રાજી રહો!' એવો થાય છે.

૨. 'કિતાબુલ્લુમઅ્' (કર્તા અબૂ નસ્ર સર્રાજ, પૃ. ૧૯૩-૪)માં જણાવવામાં આવ્યું છે કે તમામ પેગમ્બરો અને અલ્લાહના ભક્તો ઊનના કપડા પહેરતા

૩. ચાલુ અર્થ 'ઇસ્લામથી જુદા ધર્મને માનનાર' એવો થાય છે, પરંતુ એમા ગેરસમજ થાય છે આ શબ્દના અર્થમા જે તિરસ્કારભર્યો ભાવ દાખલ થયો છે જેનાથી કોમ કોમના ઝગડા થયા છે તેવુ નથી અરબીમા કુફ્રનો અર્થ 'ઉપકાર ન માનવો તે' એવો થાય છે એ ઉપરથી કાફિરનો અર્થ 'કૃતઘ્ન' અને એ રીતે 'અલ્લાહ તા'લાની નેમત માટે ઉપકાર પ્રદર્શિત ન કરનાર' એવો થાય છે.

૪ આ ઉપરથી ઊન મુસલમાનોની મુલકોમા પવિત્રતાનુ ચિહ્ન હોવાનું સાબિત થાય છે

૫ ભા-૨, પૃ ૬૪૭

એક મંડળી ઇસ્લામની સ્થાપના થઈ તે અગાઉના જમાનામાં હતી. એ લોકો બ્રહ્મચર્ય પાળતા, કાબાની[1] સેવા કરતા અને લોકોની સેવા પણ અલ્લાહને વાસ્તે કરતા તેઓનું નામ સૂફી પડ્યું.

૩. સૂફી અબૂ નસ્રર સર્રાજ (મૃ. ઈ. સ. ૯૮૮) જણાવે છે કે આ પદ્ધતિ તો ઇસ્લામ અગાઉ પણ સંતોમાં ચાલુ હતી,[2] પરંતુ સૂફી નામ ન હતુ

૪. હઝરત શેખ હુજ્વીરી (મૃ. ઈ. સ. ૧૦૭૨)એ પોતાની મશહૂર કિતાબ કશ્ફુલમહજૂબના ત્રીજા પ્રકરણમાં આ વિષય ઉપર નીચે પ્રમાણેની ચર્ચા કરી છે :—

એ શબ્દની મૂળ બાબતમાં હમેશાં વિવિધ મતો રહ્યા છે. હઝરત મોહમ્મદ પેગમ્બરે (સલ૦) મદીનામાં બંધાવેલી મસ્જિદની સામેના ચબૂતરા (જે માટે અરબીમાં 'સુફ્ફહ' શબ્દ છે તે) ઉપર ગરીબ મુસલમાનો જેમનાં ઘરબાર ન હતા તેઓ પોતાનું જીવન પસાર કરતા હતા. તે લોકો અરબીમાં અહ્‌લુસ્સુફ્ફહ[3] કહેવાતા.[4] આ જ લોકો

---

૧. એ મક્કામાં પૂટણ આકારે મકાન છે. એને બૈતુલ્લાહ એટલે કે 'ખુદાનું ઘર' પણ કહે છે. એમાં એક કાળો પથ્થર છે. મુસલમાનો દુનિયાના કોઇ પણ ભાગમાં હોય તેમ છતાં નમાઝ પઢતી વખતે તેઓ કાબાની દિશા તરફ મોં ફેરવે છે.

૨. કિતાબુલ્લુમ્અ ફીત-તસવ્વુફ.

૩. હાફિઝની એક શે'ર છે કે :—

हाफिज चकूये मयकदह दाइमह बसिद्क़े दिल,
चूँ सूफियाँ बसुफ़्फ़ओ दारुस्सफा रवद ।

[ હાફિઝ દારૂના પીઠાના મહોલ્લામાં હમેશાં દિલની પવિત્રતા સાથે જાય છે, જેવી રીતે સૂફીઓ પવિત્ર સ્થળના ચબૂતરા આગળ જાય છે.]

૪. લુગાતે કિશોરી, પૃ. ૨૯૩ :

પાછળથી 'સૂફી' નામથી ઓળખાયા એમ કેટલાક વિદ્વાનોનો મત છે.

એક બીજો મત એવો છે કે એ શબ્દનું મૂળ સફ્ફ (અર્થાત્ 'પંક્તિ') છે. જે લોકો તેમના સદાચારને લઈ ને કયામતના દિવસે પ્રથમ પંક્તિમાં મુકાશે તેઓ સૂફી છે.

એક મત એવો પણ છે[1] કે મક્કામાં આવેલા કાબા નજીક સફા નામની ટેકરી છે, જ્યાં કેટલાક લોકોનો સમૂહ બેસતો હતો. તેઓ રોજા, નમાઝ, અને રિયાઝત(તપશ્ચર્યા)માં રાત્રિઓ અને દિવસો પસાર કરતા હતા. તે 'સફા' ઉપરથી એ શબ્દ નીકળ્યો.

એક મત મુજબ સૂફી શબ્દ 'સફા' (ચોખ્ખાઈ) ઉપરથી છે. સૂફીઓ વિચાર, વાણી અને કર્તવ્યમાં પવિત્ર અને સ્વચ્છ રહેવાની કોશિશ કરે છે અને ઢોંગને ધિક્કારે છે તેમની આંતરિક સફાઈ અને શુદ્ધિને લઈ ને તેઓ સૂફી નામથી ઓળખાયા.[2]

એ ઉપરાંત અન્ય માન્યતાઓ પણ છે, પરંતુ હઝરત શેખ હુજ્વીરીએ સ્પષ્ટીકરણ કરી જણાવ્યું છે કે સૂફીઓને સૂફી એ કારણથી કહે છે કે તે પોતાનાં આચાર, વિચાર, કર્તવ્ય વગેરેને સુધારી લે છે અને સ્વભાવને લગતી આફતોમાંથી પોતે મુક્ત, સાફ અને પાક રહે છે. આ રીતે સાચા સૂફી દિલના મેલથી વેગળા હોય છે. ટૂંકમાં, જે પોતાની જાતને ફના કરી બકા (શાશ્વત જીવન) હાંસલ કરે અને પોતાના સ્વભાવથી આઝાદ રહી હકીકત તરફ ધ્યાન રાખે તે સૂફી છે.

---

એ ગરીબ મુસલમાનોનું જીવન સૂફીઓના જેવું જ હતું. તેમની પાસે ખાવાપીવાને કંઈ પણ સાધન ન હતું. અલ્લાહ ઉપર જ તેમનો વિશ્વાસ હતો.

૧. શેખ અલી બિન્ને ઉસમાન હુજ્વીરી–કશ્ફુલ્મહ્જૂબ, પૃ. ૨૩

૨. મહાન સૂફી શાયર નૂરુદ્દીન અબ્દુર્રહમાન જામી (મૃ. ઈ.સ. ૧૪૯૨)નો પણ આ મત છે.

૫ કેટનાક વિદ્વાનો એમ માને છે કે 'સૂફી' શબ્દ ગ્રીક શબ્દ 'સોફોઈ'નું[1] રૂપાંતર છે, જેનો અર્થ 'ડહાપણ,' 'અકલ,' 'જ્ઞાન', 'આધ્યાત્મિક જ્ઞાન' થાય છે તેમના જ્ઞાન — આધ્યાત્મિક જ્ઞાનને લઈને તેઓ સૂફી કહેવાયા એમ તેઓ જણાવે છે

પરંતુ મોટે ભાગેના આધુનિક જમાનાના વિદ્વાનોનું[2] માનવું છે કે 'સૂફી' શબ્દ સૂફ (અર્થાત્ 'ઊન')માંથી જ નીકળેલો છે[3] સૂફધારી

---

૧ Sophoi

૨. ઇ જી બ્રાઉન આર એ. નિકોલસન, માર્ગોલિયથ વગેરે જુઓ તેમના નીચે જણાવેલાં પુસ્તકો —

E G Browne—A Literary History of Persia, Vol I

R A Nicholson—Studies in Islamic Mysticism

D S Margoliouth—Early Development of Mohammadanism

૩ Tholuck—'Sufismus' (લેટિનમા)

Claud Field—Persian Literature, p 141 ના આધારે

Noldeke—Zeitschrift der Deutschen Morgenlandischen Gesellschaft, Vol 48 p 16

Edward Jabra Jurji—Illumination in Islamic Mysticism ની પ્રસ્તાવના, પૃ. ૨ ના આધારે

આ ઉપરથી કદાચ એ પણ સંભવિત છે કે फ़ल्सफ़ह જે મૂળ ગ્રીક શબ્દનું અરબીકરણ છે અને જેનો અર્થ "જ્ઞાની કે ડાહ્યા કે અક્કલમંદ હોવું" અથવા "સૃષ્ટિની તમામ વસ્તુઓનું જ્ઞાન" થાય છે અને જે ઉપરથી 'फ़ल्सफ़ी' જેનો અર્થ फ़ल्सफ़ह સાથે સંબંધ ધરાવનાર,' 'દાનેશમંદ' 'જ્ઞાની' એવા થાય છે તે ઉપરથી 'तसव्वुफ़' શબ્દ પ્રચારમાં આવ્યો હોય અને એ ઉપરથી ધર્મના ક્રિયાકાંડોમાં મશગૂલ એવા માણસોથી પૃથક્ ગણાતા જ્ઞાન અને ભક્તિના આંતર જીવનમાં રાચનારાઓ માટે 'સૂફી' શબ્દ વપરાશમાં આવ્યો હોય

લોકો સૂફી નામથી ઓળખાયા. ઘણા મુસલમાન વિદ્વાનોએ પણ એ મતનો સ્વીકાર કર્યો છે.

કેટલાક લોકોએ સાંસારિક મોજમજા અને ધનદોલત તરફ તિરસ્કાર પ્રદર્શિત કરવા ઊનનો પોશાક અપનાવ્યો અને ચીવટપૂર્વક સખત તપસ્વી સાધુજીવન ગાળ્યું. તેમના આ પ્રકારના પવિત્ર, વિનયી અને આદર્શ જીવન ઉપરાંત તેમના ઊનના પોશાકને લઈને એ વર્ગના લોકોનું નામ 'સૂફી' પડ્યું. આના સમર્થન માટે એક વિશેષ હકીકત એ છે કે ફારસીમાં 'સૂફી' માટે 'પશ્મીનહ-પોશ' શબ્દ પણ વપરાય છે.[1]

હવે તો સામાન્ય રીતે એમ જ મનાય છે કે સૂફીઓ સૂફ (એટલે કે 'ઊન')નાં કપડાં પહેરે છે એટલે તેઓનું એ નામ પડ્યું છે.

ઉપર જણાવેલી જુદી જુદી વ્યુત્પત્તિઓનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં એમ લાગે છે કે સૌ પ્રથમ ઊનનાં કપડાં પહેરનાર ફકીરોને તેમના વેશના કારણથી 'સૂફી' કહેતા હશે આવા દાખલાઓ આપણા દેશમાં પણ છે; જેમકે બૌદ્ધોને 'રક્તપટો' કહેવામાં આવતા આ જાતના ફકીરો દુનિયાથી બેપરવા બની ફક્ત ખુદાની બંદગી અને ખુદાને લગતા જ્ઞાનમાં મશગૂલ રહેતા, એટલુ જ નહિ, પણ ક્રિયાકાંડના કે દ્વેષવાળા સંપ્રદાયના ઝગડાથી પણ દૂર રહેતા; તેથી એ લોકો જેને જ્ઞાન–પ્રધાન સંતો કહીએ એવા એ હતા. આ કારણથી સૂફીનો બીજો અર્થ જે આધ્યાત્મિક જ્ઞાન ધરાવનાર થાય છે તે પણ તેમને વિશે બંધ બેસતો થયો; અને આમ સૂફીઓ કેવળ ઊનનાં કપડાં પહેરનાર સંતો નહિ પરંતુ જ્ઞાન અને પ્રેમ દ્વારા ખુદાની ઉપાસના કરનારા થયા.

સૂફીમતનો પ્રચાર ઈરાનમાં વિશેષ અને વધતા ઓછા પ્રમાણમાં અરબસ્તાન, મિસર, ભારત અને મુસલમાનોના વસવાટવાળા અન્ય દેશોમાં થયો છે.

---

૧. જેમકે એક શે'રમાં ફારસી શાયર હાફિઝ કહે છે:—

यक बोसह नज़रे हाफ़िज़े पश्मीनह-पोश कुन।

[ ઊનનાં કપડાંધારી (અર્થાત્ સૂફી) હાફિઝને એક ચુંબન ભેટ આપ. ]

૫. કેટલાક વિદ્વાનો એમ માને છે કે 'સૂફી' શબ્દ ગ્રીક શબ્દ 'સોફોઈ'નું[1] રૂપાંતર છે, જેનો અર્થ 'ડહાપણ,' 'અક્કલ,' 'જ્ઞાન', 'આધ્યાત્મિક જ્ઞાન' થાય છે. તેમના જ્ઞાન — આધ્યાત્મિક જ્ઞાનને લઈને તેઓ સૂફી કહેવાયા એમ તેઓ જણાવે છે.

પરંતુ મોટે ભાગેના આધુનિક જમાનાના વિદ્વાનોનું[2] માનવું છે કે 'સૂફી' શબ્દ સૂફ (અર્થાત્ 'ઊન')માંથી જ નીકળેલો છે [3] સૂફધારી

---

૧. Sophoi

૨. ઇ. જી. બ્રાઉન, આર. એ. નિકોલસન, માર્ગોલિયથ વગેરે જુઓ તેમનાં નીચે જણાવેલાં પુસ્તકો :—

E. G. Browne—A Literary History of Persia, Vol. I
R. A. Nicholson—Studies in Islamic Mysticism
D. S. Margoliouth—Early Development of Mohammadanism.

૩. Tholuck—'Sufismus' (લૅટિનમાં)
Claud Field—Persian Literature, p. 141 ના આધારે
Noldeke—Zeitschrift der Deutschen Morgenlandischen Gesellschaft, Vol. 48, p. 18
Edward Jabra Jurji—Illumination in Islamic Mysticism ની પ્રસ્તાવના, પૃ. ૨ ના આધારે

આ ઉપરથી કદાચ એ પણ સંભવિત છે કે फ़ल्सफ़ह જે મૂળ ગ્રીક શબ્દનું આરબીકરણ છે અને જેનો અર્થ "જ્ઞાની કે ડાહ્યા કે અક્કલમંદ હોવું" અથવા "સૃષ્ટિની તમામ વસ્તુઓનું જ્ઞાન" થાય છે અને જે ઉપરથી 'फ़ल्सफ़ी' જેનો અર્થ 'फ़ल्सफ़ह સાથે સંબંધ ધરાવનાર,' 'દાનેશમંદ' 'જ્ઞાની' એવા થાય છે તે ઉપરથી 'तसव्वुफ़' શબ્દ પ્રચારમાં આવ્યો હોય અને એ ઉપરથી ધર્મના ક્રિયાકાંડોમાં મશગૂલ એવા માણસોથી પૃથક્ ગણાવા જ્ઞાન અને ભક્તિના આંતર જીવનમાં રાચનારાઓ માટે 'સૂફી' શબ્દ વપરાશમાં આવ્યો હોય.

લોકો સૂફી નામથી ઓળખાયા. ઘણા મુસલમાન વિદ્વાનોએ પણ એ મતનો સ્વીકાર કર્યો છે.

કેટલાક લોકોએ સાંસારિક મોજમજા અને ધનદોલત તરફ તિરસ્કાર પ્રદર્શિત કરવા ઊનનો પોશાક અપનાવ્યો અને ચીવટપૂર્વક સખત તપસ્વી સાધુજીવન ગાળ્યું. તેમના આ પ્રકારના પવિત્ર, વિનયી અને આદર્શ જીવન ઉપરાંત તેમના ઊનના પોશાકને લઈને એ વર્ગના લોકોનું નામ 'સૂફી' પડયું. આના સમર્થન માટે એક વિશેષ હકીકત એ છે કે ફારસીમાં 'સૂફી' માટે 'પશ્મીનહ્-પોશ' શબ્દ પણ વપરાય છે.[1]

હવે તો સામાન્ય રીતે એમ જ મનાય છે કે સૂફીઓ સૂફ (એટલે કે 'ઊન')નાં કપડાં પહેરે છે એટલે તેઓનું એ નામ પડયું છે.

ઉપર જણાવેલી જુદી જુદી વ્યુત્પત્તિઓનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં એમ લાગે છે કે સૌ પ્રથમ ઊનનાં કપડાં પહેરનાર ફકીરોને તેમના વેશના કારણથી 'સૂફી' કહેતા હશે. આવા દાખલાઓ આપણા દેશમાં પણ છે; જેમકે બૌદ્ધોને 'રક્તપટો' કહેવામાં આવતા. આ જાતના ફકીરો દુનિયાથી બેપરવા બની ફક્ત ખુદાની બંદગી અને ખુદાને લગતા જ્ઞાનમાં મશગૂલ રહેતા, એટલું જ નહિ, પણ ક્રિયાકાંડના કે દ્વેષ-વાળા સંપ્રદાયના ઝગડાથી પણ દૂર રહેતા; તેથી એ લોકો જેને જ્ઞાન–પ્રધાન સંતો કહીએ એવા એ હતા. આ કારણથી સૂફીનો બીજો અર્થ જે આધ્યાત્મિક જ્ઞાન ધરાવનાર થાય છે તે પણ તેમને વિશે બંધ બેસતો થયો; અને આમ સૂફીઓ કેવળ ઊનનાં કપડાં પહેરનાર સંતો નહિ પરંતુ જ્ઞાન અને પ્રેમ દ્વારા ખુદાની ઉપાસના કરનારા થયા.

સૂફીમતનો પ્રચાર ઈરાનમાં વિશેષ અને વધતા ઓછા પ્રમાણમાં અરબસ્તાન, મિસર, ભારત અને મુસલમાનોના વસવાટવાળા અન્ય દેશોમાં થયો છે.

---

૧. જેમકે એક શે'રમાં ફારસી શાયર હાફિઝ કહે છે:—

यक बोसह नज़रे हाफ़िज़े पश्मीनह्-पोश कुन।

[ઊનનાં કપડાંધારી (અર્થાત્ સૂફી) હાફિઝને એક ચુંબન ભેટ આપ.]

## પ્રકરણ ૨ જું

## સૂફીમતમાં 'ઇશ્ક' અર્થાત્ 'પ્રેમ'ની ભાવના

ઇશ્ક

ઇશ્ક તસવ્વુફની જાન છે એનું સારું દફતર એનાથી જ ભરેલું છે. ઉર્દૂમાં એક શે'ર છે કે:—

पढे न अिल्मकी पोथी अलेफ वे पे न हम सीखे,
फकत अेक अिश्ककी मक्तबमें हम नामे सनम सीखे।

સૂફીઓનો મઝહબ જ જાણે ઇશ્ક છે. તેઓ ઇશ્કને જ તમામ રસોનું મૂળ ગણે છે. મોહબ્બતથી જ કડવી ચીજ પણ મીઠી લાગે છે. ફારસી શાયર જલાલુદીન રૂમી (મૃ ઈ. સ. ૧૨૭૩) લુકમાન ગુલામ અને તેના ખાજા(શેઠ)નું નીચેનું દષ્ટાંત આપી એ બાબત સમજાવે છે[૧]:—

લુકમાનના[૨] ખાજાને ખાતરી થઈ કે આ માણસ, આ મારો ગુલામ નિખાલસ સ્વભાવનો છે અને મારા પ્રત્યે પ્રેમ રાખે છે. આથી કંઈ પણ ખાવાની વસ્તુ તેની પાસે લાવવામાં આવતી કે તુરત જ તે લુકમાનને બોલાવવા મોકલતો. લુકમાન તે ચાખતો અને પછી ખાજા પંડે તે ખાતો. આમ તે તેના ખાધા પછી જ ખાતો

---

૧. મસ્નવી, દફતર ૨, પૃ. ૪૨૯–૩૦

૨. એ ઈસ્વી સન પૂર્વે છઠ્ઠી સદીમાં યમનમાં થયો હતો. કુરાને શરીફમાં એનો ઉલ્લેખ હકીમ તરીકે આવે છે. તેમાં ૩૧મો પારો તો લુકમાન ઉપર જ છે, જેમાં તેના કેટલાંક કથનો છે. સૂફી પુસ્તકોમાં ભાવના, નિખાલસતા અને ડહાપણ બાબતમાં એમનું દષ્ટાંત વારંવાર ટાંકવામાં આવે છે. કેટલાક કહે છે કે એ એક હબસી ગુલામ હતો.

અને જો લુકમાન ન ખાતો તો ખાજા તે વસ્તુ ફેંકી દેતો; પછી ભલેને પોતાને ઇચ્છા કે ભૂખ હોય કે ન હોય. એક દિવસ ખાજાને ત્યાં ભેટ તરીકે એક ખડબૂચું આવ્યું. તે સમયે લુકમાન ત્યાં હાજર ન હતો; તેથી ખાજાએ લુકમાનને ત્યાં બોલાવી લાવવા તુરત જ એક ગુલામને દોડાવ્યો. લુકમાન ત્યાં આવ્યો અને ખાજાની આગળ બેઠો ત્યારે ખાજાએ એક છરી હાથમાં લીધી, ખડબૂચું કાપ્યુ અને તેમાંથી એક ટુકડો આપ્યો તેણે તે સાકર અને મધ હોય તેમ ખાધો. તેણે એટલો તો આનંદ પ્રદર્શિત કર્યો કે ખાજાએ બીજો ટુકડો તેને આપ્યો. અને પછી તો તે આપતો જ રહ્યો. આખરે ટુકડાની સંખ્યા સાત પર્યંત પહોંચી. ત્યારે થોડું ખડબૂચું રહ્યું, એટલે શેઠે કહ્યું: આ હું ખાઈશ જેથી હું જોઉં તો ખરો કે એ કેટલું મીઠું છે. લુકમાને તે એવા તો આનંદથી ખાધું હતું કે અન્ય પણ ખાવાની ઇચ્છા કરતા થયા હતા. જેવું જ ખાજાએ તે ખાધું કે તુરત જ તેની કડવાશે તેના દિલમાં જાણે આગ સળગાવી દીધી તેની જીભ ઉપર છાલાં પડ્યાં અને તેનું ગળું બળી ગયું તેની કડવાશને લઈને થોડો સમય તો તે ભાનભૂલા જેવો થઈ ગયો સ્વસ્થ થયા પછી તેણે પૂછ્યું: "અરે દુનિયાની જાન! તેં આ ઝેર કેવી રીતે ખાધું? તેં આ ઝેરને આનંદ કેવી રીતે માન્યો? આ તે કેવી સહનશીલતા છે! અને એ શાને માટે છે? તું તારી આ જાનને દુશ્મન સમજે છે?" લુકમાન કોઈ પણ બહાનું કે દલીલ પેશ કરી શક્યો નહિ અને જવાબમાં તેણે કહ્યું: "એક વસ્તુ કડવી હોવાને કારણે હું દાદ ફરિયાદ કરું તો મારા ઉપર સો રસ્તાની ધૂળ પડ! તમારા નેમત બક્ષનાર હાથમાંથી મેં એટલું તો ખાધું છે કે શરમથી હું વાંકો વળી જાઉં છું. જેમાં તમારા સાકર બક્ષનાર હાથની લહેજત હતી, તેમાં તેણે કડવાસ રાખી જ ક્યાં હતી!"

તે પછી શાયર કહે છે:—

अज़ मोहब्बत तल्खहा शीरीन शवद,
अज़ मोहब्बत मिसहा ज़र्रीन शवद ।

[ મોહબ્બતને લઈને કડવી ચીજો મીઠી થાય છે; મોહબ્બતને લઈને ત્રાંબું સોનેરી થઈ જાય છે. ]

अज मोहब्बत दुर्दहा साफ़ी शवद,
    वज मोहब्बत दर्दहा शाफ़ी शवद ।
अज मोहब्बत खारहा गुल मी शवद,
    वज मोहब्बत सिर्कहहा मुल मी शवद ।
अज मोहब्बत दार तख़्ती मी शवद,
    वज मोहब्बत बार बख़्ती मी शवद ।
अज मोहब्बत सिज्न गुल्शन मी शवद,
    बी मोहब्बत रोजह गुल्खन मी शवद ।
अज मोहब्बत नार नूरी मी शवद,
    वज मोहब्बत देव हुरी मी शवद ।
अज मोहब्बत संग रोगन मी शवद,
    बी मोहब्बत मोम आहन मी शवद ।

[મોહબ્બતને લઈને મેલ નિર્મળ થાય છે અને મોહબ્બતને લઈને રોગો નીરોગી કરનાર બને છે.

મોહબ્બતને લઈને ખાર ગુલ થાય છે અને મોહબ્બતને લઈને સરકો શરાબ થાય છે.

મોહબ્બતને લઈને શૂળી સિંહાસન થાય છે; મોહબ્બતને લઈને બોજ નસીબ થાય છે.

મોહબ્બતને લઈને કેદખાનું ગુલશન થાય છે; મોહબ્બત વગર ખીલેલો બાગ ધગધગતી ભઠ્ઠી થઈ જાય છે.

મોહબ્બતને લઈને આગ પ્રકાશ થાય છે અને મોહબ્બતને લઈને દાનવ હૂરી થાય છે.

મોહબ્બતને લઈને પથ્થર માખણ થાય છે; મોહબ્બત વગર મીણ લોઢું થાય છે. ]

अज मोहब्बत हुज़्न शादी मी शवद,
वज मोहब्बत गोल हादी मी शवद ।

अज मोहब्बत नेश नोशी मी शवद,
वज मोहब्बत शेर मोशी मी शवद ।

अज मोहब्बत सुकुम सिह्हत मी शवद,
वज मोहब्बत कह्र रह्मत मी शवद ।

अज मोहब्बत खार सोसन मी शवद,
वज मोहब्बत खानह रोशन मी शवद ।

अज मोहब्बत मुर्दह जिन्दह मी शवद,
वज मोहब्बत शाह बन्दह मी शवद ।

[ મોહબ્બતને લઈને ગમ ખુશી થાય છે; મોહબ્બતને લઈને ગોલ[1] મોમિયો બને છે.

મોહબ્બતને લઈને નેશ (ઝેરી જાનવરોનો ડંખ) નોશ (વિષનાશક ઉપાય; ઝેહરનો મોહરો) બને છે અને મોહબ્બતને લઈને સિંહ ઉંદર થાય છે

મોહબ્બતને લઈને બીમારી તંદુરસ્તીમા ફેરવાય છે અને મોહબ્બતને લઈને કેર રહેમતમાં ફેરવાઈ જાય છે

મોહબ્બતને લઈને કાંટા કમળ બને છે અને મોહબ્બતને લઈને મકાન ઝગમગી ઊઠે છે.

મોહબ્બતને લઈને મરેલું જીવતું થાય છે અને મોહબ્બતને લઈને શાહ બંદા બની જાય છે ]

---

૧. गोल અ. એ જગલમાં રહેનારો ભૂત છે એમ કલ્પના કરવામાં આવે છે અને એમ મનાય છે કે જુદા જુદા રંગમાં અને જુદા જુદા આકારમાં દેખા દે છે અને એનો ખોરાક મનુષ્ય અને પશુ હોય છે. (Persian –English Dictionary by Steingass )

આમ પ્રેમથી વસ્તુની પ્રકૃતિ પણ ફેરવાય જાય છે.

સૂફીઓ માને છે કે જો ઇશ્કં નહિ હોત તો આલમનો ઇન્તિઝામ ન હોત. ઇશ્ક વગરનું જીવન આફત સમાન છે. ઇશ્ક બનાવે છે; ઇશ્ક બગાડે છે. દુનિયામાં જે કંઈ છે તે ઇશ્કનું પ્રદર્શન છે.

સૂફીઓ પોતાને આશક[1] માને છે અને અલ્લાહને માશૂક ગણે છે. તેમની ગણતરી મુજબ ઈશ્કના બે પ્રકાર છે : એક ઇશ્કે હકીકી અને બીજો ઇશ્કે મજાઝી.[2] 'હક'નો અર્થ 'સત્ય' છે, અલ્લાહ છે. એ ઉપરથી 'ઇશ્કે હકીકી' અલ્લાહ માટેનો પ્રેમ છે અને 'ઇશ્કે મજાઝી' માનવપ્રેમ છે. સાંસારિક વસ્તુઓ માટેનો એ પ્રેમ છે; પત્ની પ્રત્યેનો એ હલાલ પ્રેમ છે. એ ભેદ પ્રેમ-પ્રવાસની ગતિ ઓળખવાને પાડવામાં આવ્યો છે, પરંતુ વસ્તુતઃ પ્રવાહ તો એક જ છે. ઇશ્કે મજાઝીને ઇશ્કે હકીકી તરફ જવાનો પુલ ગણવામાં આવે છે. પેગમ્બર (સલ૦)ની હદીસ છે કે 'अल्मजाज़ो कन्तरतुल्हकीकत'

આ ઉપરથી સમજવાનું એ મળે છે કે કોઈ એક વ્યક્તિ તરફનો પ્રેમ જો સામાન્ય નહિ પણ અલૌકિક હોય તો તે આધ્યાત્મિક પ્રેમના સાક્ષાત્કારમાં સહાયરૂપ થાય છે.

ઇશ્કે મજાઝી બાબતમાં ફારસી શાયર મુલ્લા નૂરુદ્દીન જામી તેમની મસનવી 'યૂસૂફ઼ો ઝુલૈખા'[3] માં કહે છે કે :—

मताब अज़ इश्क रू गरचे मजाज़ीस्त,
कि आँ बहूरे हकीकत कारसाज़ीस्त ।

---

1. અ૦ आशिक़
2. એ અ. ज़ाज़ ઉપરથી છે જેનો અર્થ 'બદલે હોવું' 'નું સ્થાન લેવું' એવો થાય છે. એ ઉપરથી 'ઇશ્કે હકીકીને સ્થાને આવતો' એટલે કે 'ઇશ્કે હકીકી સિવાયનો જે પ્રેમ તે ઇશ્કે મજાઝી' છે.
3. પૃ-૨૩

वलोह अव्वल अलेफ़ बे ते न खानी,
चे कुरआन दर्स ख़ाँदन कय तवानी।

[ પ્રેમ બાજુથી તું તારું મોં ન મોળ જો કે એ સાચો નથી; કારણ કે એ સાચા પ્રેમ માટે તૈયારી કરનાર છે.

પાટી ઉપર અલેફ, બે, તે (અર્થાત્ બારાખડી) નહિ ઘૂંટો તો કુરાન કેવી રીતે વાંચી શકશો ?]

દૃષ્ટાંત માટે તે નીચેની વાત કહે છેઃ—

કોઈ એક મુરીદ (ચેલો; શિષ્ય) પીરની પાસે ગયો કે જેથી તે તેને અલ્લાહની નજીક જવાના રાહમાં મદદ કરે.

પીરે કહ્યું કે "જો તેં ઇશ્કમાં કોઈ જગ્યાએ પગ મૂક્યો ન હોય તો તું જા, આશિક થા, પછી મારી પાસે આવ, કારણ કે 'સૂરત' (બાહ્ય)ના શરાબનો જામ પીધા વગર 'માની'નો[1] ઘૂંટડો ચાખી શકાય નહિ.'[2]

આવી રીતે સાલિક કોઈ એક પ્રાણી સાથે પ્રેમ કરી પરમ પ્રેમનો અનુભવ કરે છે અને લૌકિક પ્રેમના આવરણમાં પરમ પ્રેમનો વિરહ હંમેશાં ઘણી જ તત્પરતાથી જગાવતો રહે છે. સૂફીઓની માન્યતા મુજબ ઇશ્કે મજાઝી પણ કોઈ એક ખાસ વસ્તુ છે. તેની સહાયતા વગર ઇશ્કે હકીકીનું ગીત ગાવું પાખંડ છે. 'ઇશ્કે હકીકી' એ 'ઇશ્કે મજાઝી'ના પડદામાં છુપાયેલો છે. લૌકિક પ્રેમના આધાર પર અલૌકિક પ્રેમનું નિરૂપણ જ એમનો પ્રતિપાદ્ય વિષય છે. પરમ પ્રેમ માટે આધારનું પરમ હોવું અનિવાર્ય છે. એમાં કોઈ વ્યક્તિના સૌંદર્ય અથવા કુદરતની કોઈ ખૂબસૂરત વસ્તુની કદરૂથી શરૂઆત કરી એની ટેવ પાડવી જોઈએ અને એ રીતે અસત્ય ઉપરથી સત્યની તારીફ તરફ વળવું

૧. મઅ્નીનો અ૦ આંતરિક; અધ્યાત્મવાદનો.

૨. મુલ્લા નૂરુદ્દીન જામી—યૂસુફો ઝુલૈખા, ૫–૨૩ (મજીદ પ્રેસ, કાનપોર)

જોઈએ, ઇશ્ક મજાઝીથી દિલમાં લાગણી જાગ્રત થવી જોઈએ અને બીજા સંબધો તરફના વિચારો નષ્ટ થવા જોઈએ કે જેથી એક ઉપર તે કેન્દ્રિત થાય અને અંતે અલ્લાહ તરફ વળવાનું જ બાકી રહે. એમાં કોઈ પણ વાસના કે વિકારને સ્થાન હોવું જોઈએ નહિ. મૌલાના જલાલુદ્દીન રૂમી તેમની મસ્નવીમાં આ પ્રેમ કેવો હોવો જોઈએ તે નીચેની વાર્તાથી સમજાવે છે:—

એક માણસ એક સ્ત્રીની પાછળ પડ્યો. તેણીએ કહ્યું: 'તું મારી પાછળ કેમ આવે છે?' તેણે કહ્યું: 'હું તારા ઉપર આશક થયો છું.' તેણીએ કહ્યું: 'મારી પાછળ મારી બહેન આવે છે, તે મારા કરતાં વિશેષ ખૂબસૂરત છે.' વિષયી તો હતો જ. એકદમ તેણે પાછળ ફરવા માંડ્યું ત્યારે સ્ત્રીએ કહ્યું: 'અરે મૂર્ખ! જો તું આશક હોય, તો આવા ઇશ્કનો દાવો સાચો કેવી રીતે? તેં બીજી તરફ નજર કેમ ફેરવી, મૂઢ? આ ઇશ્કનો દાવો ન કહેવાય.'

ઇશ્ક એક એવી આગનું નામ છે જે આશકોનાં દિલ અને છાતીમાં હંમેશાં બળબળતી રહે છે અને ખુદા સિવાય જે કંઈ હોય તેને સળગાવી ખાખ કરી દે છે. મૌલાના જલાલુદ્દીન રૂમી એ વિશે કહે છે:—

इश्क़ आँ शुअ्लह–स्त चूँ बर फरूख़्त,
हर के जुज़ मअ्शूक़ बाशद जुम्लह सूख़्त ।

[ઇશ્ક એવી જ્વાળા છે કે જેવી જ તે સળગી તેવી જ માશૂક સિવાય જે હોય તેને બાળી નાખે છે.]

અલ્લાહની સાથે વિસાલ (મેળાપ) કરવાને અહંકાર અને માયાનો નાશ થવો જોઈએ અને એ પ્રેમથી પરિણમી શકે છે. એ માટે મનુષ્યોનો વિશુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમ જ સહાયભૂત થઈ શકે છે. સૂફી અલ્લાહની ઇબાદત કરે છે તેમાં ફક્ત આખરી વિસાલની આશા સેવે છે. જે માણસમાં આવી ઇચ્છા નથી એટલે કે પ્રેમ નથી તે પાંખ વિનાના પંખી જેવો છે. આ પ્રેમનો સંબંધ આંતરિક હોય છે. ફૂલ ગયું અને બાગ સુકાયો ત્યારે બુલબુલનું ગાનું વિસારે પડ્યું તેમ ન

હોવું જોઈએ. અલ્લાહ સાથેનો સયોગ દિલરૂપી આયના ઉપરથી વાસનાનો કાટ દૂર કરવાથી પ્રાપ્ત થાય છે. મૌલાના જલાલુદ્દીન રૂમીએ વાસનાપ્રેમ કેવો હોય છે તે નીચેની વાતથી સમજાવે છે :—[1]

એક બાદશાહ હતો. તે દીન અને દુનિયાનો માલિક હતો. સંજોગવશાત્ એક દિવસ તે સવાર થઈને પોતાના ખવાસો સાથે શિકાર કરવા નીકળ્યો. શિકાર માટે પહાડ અને જંગલમાં ભટક્યો. તે પછી એકાએક તે પડે જ ઇશ્કની જાળમાં ફસાઈ પડ્યો. બન્યું એવું કે તેણે ધોરી રસ્તા ઉપર એક લોંડી જોઈ અને તેનો જાન તેનો ગુલામ બન્યો. તેના જાનનું પક્ષી પિંજરામાં બેકરાર હતું, આથી માલ આપી તેણે લોંડીને વેચાણ લીધી એ ખરીદીની મોજમઝા તે ભોગવી રહ્યો હતો, તેવામાં કમનસીબે તે લોંડી બિમાર પડી. ઇલાજ કર્યાં; દવા ખવડાવી; પરંતુ રોગ વધતો જ ગયો અને કંઈ અર્થ સરતો ન હતો લોંડી રોગને લીધે વાળ જેવી પાતળી થઈ ગઈ અને શાહની આંખો લોહીનાં આંસુની નદી બની. દિલની સુસ્તી વધતી રહી અને નિદ્રા કમ થતી રહી. આંખની બળતરા વધી અને દિલ દર્દ અને ગમથી ભરાયું. ટોનિક આપ્યાં, દવા ખવડાવી અને બીજાં સાધનોનો તબીબોએ ઉપયોગ કર્યો, પરંતુ તેમની પ્રતિષ્ઠાને તો હાનિ જ પહોંચી બાદશાહે તબીબોની લાચારી જોઈ ત્યારે ઉઘાડે પગે મસ્જિદ તરફ દોડ્યો; મહેરાબ તરફ મોં કર્યું. એ વખતે સિજદાનું સ્થળ તેનાં આંસુથી ભરાઈ ગયું. તે સ્વસ્થ થયો ત્યારે શીરીન જબાનમાં તેણે અલ્લાહની તારીફ કરી–પ્રાર્થના કરી. તેણે કહ્યું : 'અરે ઓ! દુનિયાનું ગન્ય એ તારી નજીવી બક્ષિસ છે. મારે શું કરવું? તું ગુપ્ત વાત પણ જાણે છે. તારી માનવ પ્રત્યેની દયા માટે મારી અને આ તબીબોની આ હાજત નિવારવી એ કંઈ જ નથી. તું તો અમારી હાજત માટે આશ્રયસ્થાન છે.' આમ કહી મોટા અવાજ સાથે નિસાસો નાખ્યો. અલ્લાહની રહેમતનો દરિયો ઉછળ્યો. રોતાં રોતાં

---

૧. મસ્નવી, દફતર ૧, પૃ. ૫–૧૭

પાદશાહ ઉપર નિદ્રા છવાઈ ગઈ. ખ્વાબમાં એક પીરે તેની સામે દેખા દીધી અને કહ્યું : 'ખુશ ખબર છે. તારી હાજત પૂરી થશે. કાલે જો કોઈ એક અજાણ્યો માણસ તારી પાસે આવે તો તું જાણજે કે તે અમારા તરફથી છે. તે એક કાબેલ હકીમ છે. તેને તું સત્યનિષ્ઠ અને વિશ્વાસુ માનજે. તેના ઈલાજમાં તું સંપૂર્ણ જાદુ ગણજે અને તેના સ્વભાવમાં અલ્લાહની શક્તિ સમજજે.

પાદશાહ નિદ્રામાં હતો. આ ખ્વાબ જોયા પછી તેની આંખ ખૂલી ગઈ અને ભેદી રીતે જે જોયું હતું તેની રાહ જોવા લાગ્યો. વાયદાનો સમય આવી પહોંચ્યો; પરોઢ થયું; અને સૂરજ ઊગ્યો ત્યારે હકીમના આગમનની ઇંતેજારીમાં તે અગાસીમાં બેઠો. તેણે એક સર્વસંપન્ન પુરુષ આવતો દીઠો. જે આભાસ શાહે ખ્વાબમાં જોયો હતો તેવો જ મહેમાનના ચહેરા ઉપર દેખાતો હતો. અલ્લાહનો વલી દૂરથી દેખાયો કે તુરત જ તેના આખા શરીર ઉપરથી નૂર ઊડી ગયું. તે દરવાનોના ઊભા રહેવાના સ્થળે જઈ ઊભો. તે પછી ગેબી લોકમાંથી આવેલા મહેમાન તરફ તેમને સત્કારવા તે આગળ વધ્યો. પોતે હતો તો શાહ, પરંતુ તે વખતે તે દરવેશ જેવો દેખાવા લાગ્યો. તેમની નજીક પહોંચી હાથ પહોળા કર્યા અને તેમને ભેટ્યો. દરદની જેમ તેમને તેણે દિલ અને જાનમાં સમાવી દીધો. તેમના હાથ અને કપાળ ઉપર ચુંબન કરવા મંડી પડ્યો. ઘર અને રસ્તાની પૂછપરછ શરૂ કરી. પૂછતાં પૂછતાં પોતાના મુખ્ય સ્થાન સુધી લઈ ગયો. તેણે કહ્યું : 'ધીરજ રાખી તો મેં ખજાનો મેળવ્યો. ધીરજ કડવી તો ખરી, પરંતુ અંતે તે મીઠાં ફાયદાકારક ફળ આપે છે. ઓહ! તમારો ચહેરો દરેક સવાલનો જવાબ છે. કોઈ પણ જાતની ચર્ચા વગર તમારાથી મુશ્કેલી હલ થાય છે. અમારા દિલમાં જે હોય છે તેના તમે તરજુમો છો; અરે ઓ દુઃખીના બેલી !'

બેઠક પૂરી થઈ અને ભોજન લીધું. તે પછી શાહ મહેમાનને જનાનખાનામાં લઈ ગયો. તેમને રોગી અને રોગની વાત કરી અને આજારી આગળ બેસાડ્યા. હકીમ-મહેમાને રોગીના ચહેરાનો રંગ જોયો, તેની નાડી તપાસી

અને તેના પિશાબની પરીક્ષા કરી; કારણો સાંભળ્યાં, શું શું થયું હતું તે વિગત જાણી ને પછી તેમણે કહ્યું : 'જે દવા તબીબોએ કરી છે તે એની પ્રકૃતિને અનુકૂળ ન હતી. તેમણે તે નકામી કરી છે. આંતરિક પરિસ્થિતિથી તેઓ વાકેફ ન હતા.' હકીમે લોંડીની બિમારી સમજી લીધી. છાની બાબત તેમની આગળ ખુલ્લી થઈ ગઈ, પરંતુ તેમણે તે છુપાવી રાખી અને પાદશાહને પણ કહી નહિ. તેમને દરદીની દુઃખી હાલત ઉપરથી જણાયું કે 'તેને દિલનું દરદ છે; બદન બરાબર છે; દિલ ગિરફતાર છે તેના દિલના દુઃખમાં આશકી જણાઈ આવે છે. દિલની બિમારી જેવી કોઈ અન્ય બિમારી નથી. આશકનો રોગ અન્ય રોગથી નિરાળો હોય છે.' તેમણે તે પછી પાદશાહને કહ્યું : 'આ ઓરડો એકાંત કરો. સગાં-વહાલાં અને અન્યને અહીંથી દૂર કરો. કોઈએ કાન દઈ ને સાંભળવું પણ નહિ. અમુક બાબતો મારે દરદીને ખાનગી પૂછવી છે.' આમ કહી તે ઓરડો તેમણે ખાલી કરાવ્યો. આથી બાદશાહ પણ બહાર ગયો. હકીમ અને દરદી સિવાય કોઈ અંદર રહ્યું નહિ. પછી તેમણે લોંડીને પૂછ્યું : 'તારું શહેર ક્યાં છે તે કહે! કારણ કે દરેક શહેર માટે જુદા જુદા ઇલાજ છે; ત્યાં નજીકનાં તારાં સંબંધીઓમાં કોણ કોણ છે? તને વહાલ અને આશક્તિ શા શા ઉપર છે?'

આ પૂછપરછ સમયે હકીમે હાથ નાડી ઉપર રાખ્યો હતો અને તેની આફતો વિશે સવાલ પૂછતા જતા હતા. નિષ્ણાત હોવાથી પાછલો ઇતિહાસ પૂછતા રહ્યા અને લોંડી પોતાની છાની વાત ખુલ્લમખુલ્લી રીતે કહેતી રહી. પોતાના સ્થળ વિશે તેમજ જ્યાં જ્યાં પોતાનું વેચાણ થયેલું અને જેની જેની સાથે રહેલી તે સવિસ્તર તે સંભળાવતી રહી. હકીમે તેની આપવીતી કહાણી તરફ કાન રાખ્યા હતા અને તેની નાડી અને તેના ધબકારા તરફ ધ્યાન રાખ્યું હતું તેમની માન્યતા એ હતી કે જેનું નામ બોલતાં નાડી વિશેષ ચાલે તે જ દુનિયામાં તેના જીવનનું મકસદ છે.

લોંડીએ પોતાના વતન–શહેરમાં રહેતા મિત્રોનાં નામ ગણાવ્યાં. તે

પછી બીજા શહેરનું નામ તે બોલી, એટલે હકીમે પૂછ્યું: 'તારું શહેર તેં ક્યારે છોડ્યું? તે પછી તું કયા શહેરમાં ગઈ?' આમ સવાલો તે પૂછતા રહ્યા અને લોંડી ખાજા તથા શહેર જે બદલાયાં તે એક પછી એક જણાવતી રહી અને તેમાં સ્થળ, ઘર, તેનું ભરણપોષણ વગેરેની વિગત વર્ણવતી રહી, પરંતુ તેનાં રંગ અને નાડી તે સમય દરમિયાન જેમ ને તેમ રહ્યાં, તેમાં કંઈ વાંધો ન હતો. આખરે જેવું સમરકંદ શહેરનું નામ આવ્યું તેની સાથે જ ચંદ્રમુખી લોંડીએ એક ઠંડો શ્વાસ ખેંચ્યો; તેની આંખમાંથી આંસુની નદી વહેવા લાગી અને તે બોલી: 'સોદાગર મને ત્યાં લાવ્યો, ત્યાં સોની ખાજાએ મને ખરીદી. તેની પાસે તેણે મને છ મહિના રાખી અને પછી વેચી દીધી.' આ શબ્દો બોલતાંની સાથે જ ગમનો જાણે અગ્નિ ભભૂકી ઊઠયો. નાડી ઝડપથી ચાલવા લાગી અને ચહેરો ફીકો તેમજ રાતો થતો રહ્યો. આ ભેદ ખૂલતાં રોગ અને આફતની જડ હકીમને હાથ લાગી. તેણે પૂછ્યું: 'તેના મહોલ્લાનું નામ શું છે અને રસ્તો કયાં છે?' લોંડીએ પત્તો બતાવ્યો. તે પછી હકીમે લોંડીને કહ્યું: 'હવે તું સારી થઈ એમ સમજ. તારા રોગનું નિદાન મને ઝટ મળી ગયું, તેથી તેનો ઇલાજ કરવામાં તો હું જાદુ કરીશ. હવે તું આનંદથી રહેજે. નચિંત રહેજે અને ફિકર છોડી દેજે, કારણ કે જે અસર બાગ ઉપર વરસાદ કરે છે તેવી જ હું તારા ઉપર કરીશ. તારી ચિંતા મને છે, તું ચિંતા ન કર. સો પિતાના કરતાં વિશેષ મમતા હું તારા ઉપર રાખું છું. હા, હા; પરંતુ પાદશાહ ઘણું ઘણું તને પૂછે તોપણ આ ખાનગી વાત તારે તેને કહેવી નહિ, એટલું નહિ, પણ બને ત્યાં-સુધી આ છાની વાત કોઈની આગળ જાહેર કરવી જ નહિ. ખબરદાર! જો તું આ કોઈને કહે તો. જો એ વાત તારા દિલમાં જ છૂપી રહેશે તો તારી મુરાદ જલ્દી પાર પડશે.'

આ પછી હકીમ ઊઠયા અને બાદશાહ પાસે ગયા. તેને આ વિશે થોડી તેમણે વાતથી વાકેફ કર્યો. ત્યારે તે બોલ્યો: 'તો હવે આપ કહો કે એ માટે [illegible] ... છે. આવી ... [illegible] દીલ

કરવાનું શું કારણ ?' હકીમે કહ્યું : 'તે પુરુષને હાજર કરવો એ જ તજવીજ કરી. ' કાસદ મોકલી સોનીને તે દૂર દૂરના શહેરમાંથી બોલાવો. સોનું અને ખિલાત આપી તેનું ગૌરવ કરો, જેથી તમે તેને પ્રિય બનો અને તેનું દિલ ખુશ થાય. આમ કરવાથી આપણી મુશ્કેલીમાં આસાની આવી જશે. તે અંધ સોનું અને ચાંદી જોશે ત્યારે સોનાને ખાતર તેના કુટુંબ-કબીલાની પણ પરવા કરશે નહિ. '

સુલતાને આ હકીકત હકીમ પાસેથી સાંભળી ત્યારે તે સલાહ તેને દિલ અને જાનથી ગમી ગઈ. તેણે કહ્યું: ' આપના ફરમાન મુજબ હું ફરમાન કરીશ. આપ જે જે કંઈ જે જે પ્રમાણે કરવા કહેશો તેવી ને તેવી જ રીતે હું કરીશ.' તે પછી તેણે બે કાસદ તે શહેર તરફ રવાના કર્યા તેઓ અતિ હોશિયાર અને ચાલાક હતા. ખુશખબર સાથે સોની આગળ પહોંચ્યા અને કહ્યું : ' ઓહ વિચક્ષણ કારીગર ! તારી ખ્યાતિ જગજાહેર છે. પાદશાહે ઘરેણાં ઘડાવવા માટે તારી પસંદગી કરી છે, કારણ કે સર્વ સોનીઓમાં તું જ શ્રેષ્ઠ છે. આ ખિલાત, સોનું અને ચાંદી તું લે. તું તેને ત્યાં આવશે એટલે તેમનો માનીતો થશે, તેમનો ગોઠિયો થશે.' ખિલાત અને માલ મોટા પ્રમાણમાં જોતાં સોની લલચાઈ ગયો. શહેર અને કુટુંબ તજી તેણે રસ્તો પકડ્યો. બિચારાને ખબર ન હતી કે બાદશાહે તેનો જાન લેવાના ઇરાદે કાસિદને મોકલ્યા હતા. અરબી ઘોડા ઉપર સવાર થઈ તે આનંદથી પુરપાટ દોડાવ્યે જતો હતો. કમનસીબ પોતાના ખૂનને ખિલાત ગણતો હતો. તે અજાણ્યો પ્રવાસ વટાવી ધ્યેયના સ્થળે આવી પહોંચ્યો, ત્યારે હકીમ તેને બાદશાહ આગળ આનંદથી પ્યાર અને લાડ સાથે લઈ ગયા.

બાદશાહે તેને મળીને ઘણું જ માન આપ્યું. તેણે સોનાનો ખજાનો તેને સોંપી દીધો અને કંગન, કોલર, છાગલિયાં અને કમરપટો બનાવવાનું કહ્યું; તદુપરાંત શાહી રંગરથળમાં શોભે એવાં વિવિધ પ્રકારનાં સોનાનાં અસંખ્ય વાસણો તૈયાર કરવા તેને જણાવ્યું. તેણે સોનું લીધું અને કામમાં ગૂંથાઈ ગયો.

તે પછી હકીમે તેને કહ્યું: ' ઓહ મહાન સુલતાન! આ લોંડીને તું આ ખાજાને સોંપ. તેના સંયોગથી તે આનંદમાં આવશે. તેના સંયોગનું જળ આ કામના અગ્નિને બુઝાવી દેશે. ' પાદશાહે આથી ચંદ્રમુખી લોંડીને સુપ્રત કરી દીધી અને બન્ને સાથે રહેવા લાગ્યાં. લોંડી બિલકૂલ સાજી થઈ ગઈ તે પછી હકીમે એક શરબત તૈયાર કર્યું જે સોનીને પિવડાવવામાં આવ્યું તેના પરિણામે તે લોંડીની હાજરીમાં ગળાતો ગયો. તેનું શારીરિક સૌન્દર્ય અને આકર્ષણ જતાં રહ્યાં. તેના હાલ બેહાલ થઈ ગયા. આખરે તેનું અવસાન થયું. મરેલા પ્રત્યેનો પ્રેમ લાંબો રહેતો નથી, કારણ કે તે પાછો આવતો નથી. પરિણામે સમય પસાર થતાં લોંડી તેને ભૂલી ગઈ.

આ વાર્તામાં લોંડી પશુ-આત્માનો અને પાદશાહ સાચા આત્માનો નિર્દેશ કરે છે. લોંડી કોઈ પણ દવાથી એટલે કે અક્કલના સાધનથી સાજી થઈ નહિ, તેથી દિવ્ય મદદની પાદશાહે માગણી કરી. એનાથી શાયર મૌલાના જલાલુદ્દીન રૂમી મારિફતનો નિર્દેશ કરે છે જે અલ્લાહ તરફની ભેટ છે. આવી રીતે પશુ-આત્માને કેળવવાનો હોય છે એટલે કે પશુ-આત્માનો નાશ કરવાનો નથી, પરંતુ દુન્યવી વસ્તુઓ નકામી છે એવા સતત ધ્યાનથી એને નિયમિત કરવાનું છે.

વ્યક્તિ તરફના પ્રેમનો તરફડાટ તે પ્રેમ નહિ, પરંતુ ખોટી માયા જ છે, અને તે ચિરસ્થાયી રહેતો નથી. આવો પ્રેમ વ્યર્થ છે, તેથી જ મૌલાના જલાલુદ્દીન રૂમી આગળ ઉપર કહે છે કે ' એવો ઇશ્ક પસંદ કર કે જે હંમેશ માટે કાયમ રહે '

સૂફીઓએ પશુ-આત્મા અને વાસનાને મારી દુનિયવી ચીજોની વ્યર્થતાનું ભાન કરી, એક જ અલ્લાહમાં મન પરોવી તથા તેનું નિત્ય ચિંતન કરી તેની સાથે સંયોગ કરવાનો છે અને તે જ તેમનું ધ્યેય છે. સૂફી આશકે ક્રમે ક્રમે પોતાનામાંથી તમામ વાસનાઓનો ક્ષય કરી બિલકુલ મુક્ત થવામાં લીન રહેવાનું છે. આસપાસના તમામ

સંજોગો અને વ્યવહારથી અલિપ્ત રહી શુદ્ધ પ્રેમસ્વરૂપ બનવાને જ તેણે મથવાનું છે.

ધાર્મિક ક્રિયાકાંડ કરતાં નિખાલસ દિલનાં પ્રેમ અને ભાવનાથી અલ્લાહ ખુશ થાય છે. મજકૂર શાયર મૌલાના જલાલુદ્દીન રૂમી નીચેના દૃષ્ટાંતથી એ બાબત પણ સમજાવે છે[1]:—

પેગમ્બર મૂસા(અલ૦)[2]એ રસ્તામાં એક ભરવાડને જોયો. તે કહેતો હતો: 'ઓહ ખુદા! ઓહ અલ્લાહ! તુ ક્યાં છે? તુ જણાવ કે જેથી હું તારો ચાકર થાઉં. તારા જોડા સીવુ તુ ક્યાં છે તે કહે કે જેથી હું તારી સેવા કરું. તારો જામો સીવુ અને સાંધુ, તારો જામો ધોઉં; તારી જૂ કાઢું. અરે વૈભવશાળી! તારી પાસે દૂધ લાવુ અને તુ માંદો પડે તો તારાં સગાવહાલાંની પેઠે હું તારી સેવા ચાકરી કરું. તારા હાથને ચુંબન કરુ, પગચંપી કરુ, સૂતી વખતે તારે માટે જગ્યા સાફ કરું; તારું ઘર જો મને મળી જાય તો હમેશાં સવારે અને સાંજે ઘી અને દૂધ તારે માટે લાવુ, તે ઉપરાંત પનીર તેમજ ઘીવાળી રોટી લાવુ; સુંદર જમાવેલા દહીંની મટકીઓ લાવુ; મારાં તમામ બકરાં તારી આગળ કુરબાન કરુ.' આવી રીતે ભરવાડ ઘણું બકતો હતો. પેગમ્બર મૂસા(અલ૦)એ પૂછ્યુ: 'તુ કોની સાથે બોલે છે?' તેણે જવાબ આપ્યો: 'જેણે આપણને પેદા કર્યા, જેણે આસમાન અને જમીન હસ્તીમાં આણ્યાં.' પેગમ્બર મૂસા (અલ૦)-એ કહ્યું, 'હાય! તારું માથુ ફરી ગયુ છે તુ મુસલમાન રહ્યો નથી અને કાફિર થયો આ કેવી બેહૂદી વાત છે! આ કેવુ કુફ્ર છે! આ બકવાસ છે તારા મોમા તુ રૂનો ડૂચો માર તારા કુફ્રની બદબો સારી દુનિયામાં ફેલાઈ ગઈ ભલા! તારી કુફ્રે દીનના દીબા[3]ના ટુકડે ટુકડા

---

૧. મસ્નવી, દફ્તર ૨, પૃ. ૩૪૦–૪૩ (ગીબ્સ મેમોરિયલ આવૃત્તિ)

૨. મુસલમાનોની માન્યતા મુજબ અલ્લાહે મોકલેલા છ મહાન પેગમ્બરોમાના એ એક છે.

૩. એક જાતનુ જરીબુટ્ટીના વણાટનુ બારીક રેશમી કાપડ.

કરી નાખ્યા. તારે માટે જોડા અને મોજા યોગ્ય છે. સૂર્યને આવી વસ્તુ કેવી રીતે ખપે? જો તું તારું ગળું આવી વાત કરતાં બંધ કરે નહિ તો આતશ સળગશે અને ખલકની ખાક કરી દેશે. ખુદાને તું સર્વશક્તિમાન અને ન્યાયી સમજે છે તો તારો બેહૂદો બકવાટ કેવી રીતે સાચો માની શકાય? નાદાન દોસ્ત દુશ્મન છે. અલ્લાહ આવી ખિદમતથી પર છે. અરે બેવકૂફ! તું આવી વાત કોની સાથે કરે છે? શું તું કાકા કે મામા સાથે વાત કરે છે? સર્વશક્તિમાનને શરીર કેવું અને હાજત કેવી! જેનું શરીર વધતું હોય તે દૂધ પીએ અને જેને પગની જરૂર હોય તે પગરખાં પહેરે.' વગેરે વગેરે.

ભરવાડે પેગમ્બર મૂસા(અલ૦)ને કહ્યું, 'ઓહ મૂસા! તેં મારું મોં સાંધી દીધું અને ગમગીનીથી મારી જાન જલાવી દીધી.' આમ કહી તેણે કપડાં ફાડી નાખ્યાં અને ગરમ નિસાસા ખેંચ્યા. તે પછી જંગલમાં ઘૂસી જઈ ગાયબ થયો. આ બાજુ ખુદા તરફથી મૂસા (અલ૦)ને અંતર્જ્ઞાન થયું કે '.તેં મારાથી મારા બંદાને જુદો કર્યો. તું 'વસ્લ'[1] (સંયોગ) કરાવવાને, અને નહિ કે વિખૂટા કરવાને માટે આવ્યો છે. દરેકને મેં એક આચરણ આપ્યું છે અને દરેકને એક પરિભાષા આપી છે. એકને માટે પ્રશંસા હોય તે તારે માટે ગાળ હોય; એકને માટે શહદ હોય અને તારે માટે તે ઝેર હોય; એકને માટે રોશની હોય અને તારે માટે તે આતશ હોય, એકને માટે ગુલાબ હોય અને તારે માટે તે કાંટો હોય; એકને માટે સારું હોય અને તારે

---

૧. આ ભાવને વ્યક્ત કરનારી એક પંક્તિ કાલિદાસના 'રઘુવંશ'માં જોવા મળે છે; જેમકે

विषमप्यमृतं क्वचिद्भवेद्
अमृतं वा विषमीश्वरेच्छया ॥
(રઘુવંશ ૮-૪૬)

માટે તે ખરાબ હોય; હું તમામ પવિત્રતા, અપવિત્રતા, શિથિલતા અને સાવધતાથી પર છું. મેં મારા ફાયદા માટે દુનિયા પેદા કરી નથી. પરંતુ બંદાઓને ફાયદો પહોંચાડવા માટે પેદા કરી છે. હિંદીઓ હિંદના પારિભાષિક શબ્દો વાપરે અને સિંધીઓ સિંધના. તેમની તસ્બીહ[1]થી હું પાક થતો નથી, પરંતુ તેઓ પાક અને ચમકદાર થાય છે. હું બાહ્ય તરફ જોતો નથી અને 'કાલ' (ભાષા, ચર્ચા) તરફ ધ્યાન આપતો નથી; હું હૃદયને જોઉં છું અને 'હાલ' (આંતરિક સ્થિતિ) તરફ ધ્યાન રાખું છું.'

સૂફીઓનો પ્રેમ ભાવનાથી હોય છે, ચાહના માટે હોય છે. તે નિર્મળ હોય છે. પ્રેમનો ધર્મ જ નિરાળો હોય છે. અલ્લાહના આ આશકોનો સંપ્રદાય અલ્લાહ સિવાય અન્ય નથી. તે કોઈ ખોફ કે આશાથી અલ્લાહની ઇબાદત કરતો નથી.

આમ જોતાં જે ભાવના ઉપર સૂફીમતનું મંડાણ થયું તેના મૂળમાં પ્રેમનો નિવાસ છે. પ્રેમ ઉપર સૂફીઓનો એટલો વ્યાપક અને ઊંડો આધાર છે કે લોકો પ્રેમને જ સૂફીમતનો પર્યાય સમજે છે. પ્રેમને હાથ કરી સૂફીઓ સાધનાના ક્ષેત્રમાં ઊતર્યા. પ્રેમના સંબંધમાં યાદ રાખવું જરૂરી છે કે એ એક દિલી ચીજ છે જેનું ધ્યેય આનંદ છે.

---

૧. મુસલમાનોની તસ્બીહ (એટલે કે માળા)માં બધા મળી ૯૯ દાણા (મણકા) હોય છે. એ માળામાં ૩૩ના ત્રણ ભાગ હોય છે. બે ભાગને જુદા પાડવા એક જરા મોટો દાણો હોય છે. મથાળે એક તેથી વિશેષ મોટો દાણો હોય છે જેને મુસલમાનો ઇમામ કહે છે.

અલ્લાહ તા'લાનાં ૯૯ નામોનું રટન કરવું એ એમના ઝિક્રનું સામાન્ય સ્વરૂપ છે. એ લોકો તે સુબ્હાનલ્લાહ (અલ્લાહ પાક છે), અલ્હમ્દો લિલ્લાહ (અલ્લાહની તારીફ હો!) અથવા અલ્લાહો અકબર (અલ્લાહ સર્વશ્રેષ્ઠ છે) એવા ઉદ્ગાર પઢવા માટે ગણવાની જરૂર ન રહે તેમ કરવા તસ્બીહનો ઉપયોગ હોય છે.

## પ્રકરણ ૩ જું

## સૂફીમતમાં અન્ય ભાવનાઓ

સૂફીઓ માને છે કે અલ્લાહ હતો અને તેના સિવાય કંઈ જ ન હતું અને અત્યારે પણ તેમ જ છે. અલ્લાહ શુદ્ધ સત્ છે અને 'અલ્લાહ સિવાય જે કંઈ' (मासिवल्लाह) છે તેની હસ્તી, અલ્લાહ તેની અંદર વ્યાપક છે તે કારણે છે.

સૌંદર્યમાં એક ખાસ ગુણ છે કે તે પોતાનું પ્રકાશન ચાહે છે. એ ગુણ અનંત સૌંદર્યમાંથી તેણે મેળવેલો છે. સૂફીઓ કહે છે કે અલ્લાહે કહ્યું કે 'હું છૂપો ખજાનો હતો મારા વિશે લોકો જાણે એમ મારી ઇચ્છા થઈ તેથી મેં દુનિયા પેદા કરી જેથી મારી જાણ થઈ શકે." એક વસ્તુ તેની પ્રતિકૂલ વસ્તુથી ઓળખી શકાય જેમ રોશની અંધકારથી, સારું, નરસુંથી, તંદુરસ્તી માંદગીથી વગેરે; તેમ હસ્તી એ નિસ્તી મારફત પ્રદર્શિત થઈ શકે અને આવી રીતે દુનિયા મારફત અનંત સૌંદર્ય એની ગેરહાજરીમાં જણાઈ શકે.

સૂફીઓ માને છે કે અલ્લાહ સર્વવ્યાપી છે; તે સર્વ ઠેકાણે અને સર્વ વસ્તુઓમાં છે.

અલ્લાહ સત્ છે; દુનિયા ઝાંઝવાના જળ સમાન છે; નાશવંત છે. મનુષ્યની ઇચ્છા વ્યર્થ છે. અલ્લાહ સિવાયની કોઈ હસ્તી નથી. તે અનંત છે. સૂફી અલ્લાહમાં શ્વ્યોપશ્વ્યો જીવે છે અને દરેક વસ્તુમાં અલ્લાહને જુએ છે. માણસનો આત્મા એ અલ્લાહમાંથી નથી, પણ અલ્લાહનો છે અને આખરે તે અલ્લાહમાં મળી જશે.

તમામ હૃદયોની એકસરખી પાત્રતા હોતી નથી તેથી તસવ્વુફની જેઓ દીક્ષા સ્વીકારે છે તેમને માટે સૂફીઓએ પોતાના મત અનુસાર

પ્રાપ્ત કરવાનાં આવશ્યક ગુણો અને ભાવનાઓ નક્કી કરેલાં છે. સૂફીઓ એમને મકામાત[1] કહે છે. હઝરત ખ્વાજા મોઈનુદ્દીન ચિશ્તી (મૃ. ઈ. સ. ૧૨૩૬)એ પોતાનાં કથનોમાં એમની સંખ્યા ચૌદની જણાવી છે: [2] (૧) તોબા[3], (૨) ઈબાદત[4], (૩) ઝુહદ[5], (૪) રિઝા[6], (૫) કનાઅત[7], (૬) મુજાહિદા[8], (૭) સિદ્દક[9], (૮) તફક્કુર[10],

---

૧. અ. मक़ामात બ.વ. સ્ટેશન; ભૂમિકા

૨. દલીલુલ્આરિફીન, પૃ. ૫૩; મુજતબાઈ પ્રેસ, દિલ્હી

૩. तोबह અ. પશ્ચાત્તાપ; કોઈ અનુચિત કામ ભવિષ્યમાં ન કરવા માટે સોગંદપૂર્વક દૃઢ પ્રતિજ્ઞા કરવી તે.

૪. ઇબાદત અ. અલ્લાહની ઉપાસના યા ભક્તિ

૫. ज़ुहद અ. સંસારનાં તમામ સુખનો પરિત્યાગ

૬. रिज़ा અ. મરજી; ઇચ્છા

૭. क़नाअत અ. સંતોષ

હાફિઝ કહે છે:—

मुल्के आज़ादगीओ गुन्जे क़नाअत,
गन्जीस्त कि बशमशेर मुयस्सर नमीशवद सुल्ता रा।

[આઝાદીનો દેશ અને સંતોષનો ખૂણો એ ખજાનો છે જે સમશેર વડે સુલતાનને મળતો નથી.]

૮. मुजाहिदह અ. ધર્મની રક્ષા માટે યુદ્ધ કરવું તે; કાફિરો સામે જેહાદ કરવી તે

૯. सिद्क़ અ. સત્યતા

૧૦. तफ़क्कुर અ. ચિંતન

(૯) ઇસ્તિરશાદ[૧], (૧૦) ઇસ્લાહ[૨], (૧૧) ઇખ્લાસ[૩], (૧૨) માઅ્રિફત[૪], (૧૩) શુક્ર[૫] અને (૧૪) મોહબ્બત

કેટલાક સૂફીઓ કહે છે કે તસવ્વુફના ક્ષેત્રમાં પ્રવેશ કરવા માટે સામાન્યતઃ તોબા, જહદ,[૬] સબ્ર,[૭] શુક્ર, રિઝા, ખોફ,[૮] તવક્કુલ,[૯] રજા,[૧૦] ફિક્ર[૧૧] અને મોહબ્બતનું અનુષ્ઠાન કરવું પડે છે. એને 'અહવાલ' ('હાલ'નું બહુવચન) કહે છે.

**તોબા :—** એનો અર્થ 'ખુદા તા'આલાના ડરથી તેણે મનાઈ કરેલી બાબતોથી દૂર રહેવું' એવો થાય છે. સૂફીઓ એ ઉપર ઘણો જ ભાર મૂકે છે. એ દુનિયા તરફથી અલ્લાહ તરફ ફેરવાયેલું વલણ છે. મનુષ્યનો આત્મા મૂળ તો શુદ્ધ છે, પરંતુ દુનિયામાં તે અશુદ્ધ થયો તેથી બેકરાર રહે છે. તેને તેની *અસલ પ્રકૃતિનું ભાન થાય છે ત્યારે બેદરકારીની* નિદ્રામાંથી જાગ્રત અવસ્થામાં આવવા જેવું થાય છે, પરંતુ જ્યાંસુધી

---

૧. अिस्तिरशाद અ. તસવ્વુફના રાહમાં માર્ગદર્શન લેવું તે
૨. अिस्लाह અ. દુરસ્ત કરવું તે
૩. अिख्लास અ. દોસ્તી; સાચો પ્રેમ
૪. मअरिफत અ. આધ્યાત્મિક જ્ઞાન
૫. शुक्र અ. કૃતજ્ઞતા
૬. जह्द અ. કોશિશ
૭. सब्र અ. ધીરજ
૮. ख़ौफ અ. ડર
૯. तवक्कुल અ. અલ્લાહ ઉપર ભરોસો રાખવો તે
૧૦. रजा અ. આશા
૧૧. फक्र ગરીબી

તે પાપો ફરી ફરીને કરે ત્યાંસુધી તેની તોબા સાચી ન જ ગણાય. જો તે નાસીપાસ થાય તો ફરીથી તોબા કરવી જોઈએ, કારણ કે અલ્લાહની રહેમત અપાર છે. અલ્લાહ સિવાયનું બધું ભૂલી જવું એ જ સાચી તોબા છે.

સૂફીઓ માને છે કે બાતિનની[1] ત્તિહારત[2] અલ્લાહના દરબારમાં તોબા કરવાથી પ્રાપ્ત થાય છે.

ઝુહદ :—એનો અર્થ 'સંસારના તમામ સુખનો સ્વેચ્છાએ પરિત્યાગ કરવો ' એવો થાય છે. એ સદ્‌ગુણ છે. દુનિયા સાથે લગાવ રાખવો એ દુર્ગુણ છે. ઝુહ્‌દનો ઉચ્ચ સ્વરૂપમાં અર્થ દુનિયાની કોઈ પણ ચીજ પોતાની સાથે નહિ રાખવી તેમજ તેની ઇચ્છા ન કરવી એવો થાય છે. સૂફીઓએ દુન્યવી જરૂરિયાતો ઓછી કરવી જોઈએ અને એમ કરીને અન્યને કોઈ પણ રીતે નુકસાન પહોંચાડવું ન જોઈએ.

રિઝા :—રિઝાનો અર્થ 'રાજી રહેવું તે' એવો થાય છે. તસવ્વુફના રાહમાં એ એક જરૂરી વસ્તુ છે. આફત અને મુસીબત સમયે અપ્રસન્નતા પ્રદર્શિત ન કરવી અને આનંદથી તે બરદાસ કરવું એ રિઝા છે. બાહ્ય દૃષ્ટિથી જોતાં એ અમલમાં લાવવું મુશ્કેલ છે, પરંતુ વસ્તુતઃ એવું નથી. ઉતાવળે જતા મુસાફરના પગમાં કાંટો ઘૂસી જાય તો તે કાંટાનો ખ્યાલ કર્યા વગર પોતાનો રસ્તો કાપતો ચાલ્યો જાય છે અથવા તો એક સિપાઈ જંગમાં મશગૂલ થઈ જાય ત્યારે તેને તેના ઉપર થતા ઘાનો ખ્યાલ રહેતો નથી તેવું બની જવું જોઈએ.

સૂફીઓ રિઝાનો અર્થ 'અલ્લાહની ઇચ્છા ઉપર તેના બંદાનું રાજી રહેવું' એવો કરે છે. તેઓ માને છે કે આલમમાં જે કંઈ સારું, નરસું, ખૂબસૂરત, કદરૂપું, રંજ અને રાહત હોય છે તે એક જ અલ્લાહના હુકમથી હોય છે. એ માટે આપણે પ્રશ્નો કરવાનું હોતું નથી તેમજ

---

૧. આંતરિક.

૨. તહારત અ. પવિત્રતા.

(૯) ઇસ્તિરશાદ[૧], (૧૦) ઇસ્લાહ[૨], (૧૧) ઇખ્લાસ[૩], (૧૨) મારિફત[૪], (૧૩) શુક્ર[૫] અને (૧૪) મોહબ્બત

કેટલાક સૂફીઓ કહે છે કે તસવ્વુફના ક્ષેત્રમાં પ્રવેશ કરવા માટે સામાન્યતઃ તોબા, જહદ,[૬] સબ્ર,[૭] શુક્ર, રિઝા, ખૌફ,[૮] તવક્કુલ,[૯] રજા,[૧૦] ફિક્ર[૧૧] અને મોહબ્બતનું અનુષ્ઠાન કરવું પડે છે. એને 'અહવાલ' ('હાલ'નું બહુવચન) કહે છે.

**તોબા :—** એનો અર્થ 'ખુદા તા'લાના ડરથી તેણે મનાઈ કરેલી બાબતોથી દૂર રહેવું' એવો થાય છે. સૂફીઓ એ ઉપર ઘણો જ ભાર મૂકે છે. એ દુનિયા તરફથી અલ્લાહ તરફ ફેરવાયેલું વલણ છે. મનુષ્યનો આત્મા મૂળ તો શુદ્ધ છે, પરંતુ દુનિયામાં તે અશુદ્ધ થયો તેથી બેકરાર રહે છે. તેને તેની અસલ પ્રકૃતિનું ભાન થાય છે ત્યારે બેદરકારીની નિદ્રામાંથી જાગ્રત અવસ્થામાં આવવા જેવું થાય છે, પરંતુ જ્યાંસુધી

---

૧. इस्तिरशाद અ. તસવ્વુફના રાહમાં માર્ગદર્શન લેવું તે
૨. इस्लाह અ. દુરસ્ત કરવું તે
૩. इख़्लास અ. દોસ્તી; સાચો પ્રેમ
૪. मअ़्रिफत અ. આધ્યાત્મિક જ્ઞાન
૫. शुक्र અ. કૃતજ્ઞતા
૬. जह्द અ. કોશિશ
૭. सब्र અ. ધીરજ
૮. ख़ौफ अ. ડર
૯. तवक्कुल અ. અલ્લાહ ઉપર ભરોસો રાખવો તે
૧૦. रजा અ. આશા
૧૧. फ़िक्र ગરીબી

તે પાપો ફરી ફરીને કરે ત્યાંસુધી તેની તોબા સાચી ન જ ગણાય જો તે નાસીપાસ થાય તો ફરીથી તોબા કરવી જોઈએ, કારણ કે અલ્લાહની રહેમત અપાર છે અલ્લાહ સિવાયનું બધુ ભૂલી જવુ એ જ સાચી તોબા છે

સૂફીઓ માને છે કે બાતિનની[1] ત્તિહારત[2] અલ્લાહના દરબારમાં તોબા કરવાથી પ્રાપ્ત થાય છે

ઝુહદ :—એનો અર્થ 'સ સારના તમામ સુખનો સ્વેચ્છાએ પરિત્યાગ કરવો ' એવો થાય છે એ સદ્ગુણ છે દુનિયા સાથે લગાવ રાખવો એ દુર્ગુણ છે ઝુહદનો ઉચ્ચ સ્વરૂપમાં અર્થ દુનિયાની કોઈ પણ ચીજ પોતાની સાથે નહિ રાખવી તેમજ તેની ઇચ્છા ન કરવી એવો થાય છે સૂફીઓએ દુન્યવી જરૂરિયાતો ઓછી કરવી જોઈએ અને એમ કરીને અન્યને કોઈ પણ રીતે નુકસાન પહોંચાડવુ ન જોઈએ

રિઝા :—રિઝાનો અર્થ 'રાજી રહેવુ તે' એવો થાય છે તસવ્વુફના રાહમાં એ એક જરૂરી વસ્તુ છે આફત અને મુસીબત સમયે અપ્રસન્નતા પ્રદર્શિત ન કરવી અને આનંદથી તે બરદાસ ક વુ એ રિઝા છે બાહ્ય દૃષ્ટિથી જોતાં એ અમલમાં લાવવુ મુશ્કેલ છે, પરંતુ વસ્તુત એવુ નથી. ઉતાવળે જતા મુસાફરના પગમા કાંટો ઘૂસી જાય તો તે કાંટાનો ખ્યાલ કર્યા વગર પોતાનો રસ્તો કાપતો ચાલ્યો જાય છે અથવા તો એક સિપાઈ જંગમાં મશગૂલ થઈ જાય ત્યારે તેને તેના ઉપર થતા ઘાનો ખ્યાલ રહેતો નથી તેવુ બની જવુ જોઈએ

સૂફીઓ રિઝાનો અર્થ 'અલ્લાહની ઇચ્છા ઉપર તેના બંદાનું રાજી રહેવું' એવો કરે છે તેઓ માને છે કે આલમમાં જે કંઈ સારુ, નરસુ, ખૂબસૂરત, કદરૂપુ, રંજ અને રાહત હોય છે તે એક જ અલ્લાહના હુકમથી હોય છે એ માટે આપણે પ્રશ્નો કરવાનું હોતું નથી તેમજ

---

૧ આંતરિક

૨ તહારત અ પવિત્રતા

આપણને ફરિયાદ કરવાનો હક નથી. તેઓ તો બધું જ અલ્લાહની ઇચ્છા ઉપર છોડી દે છે. ઇશ્કના રંગમાં સૂફી તો કહે છે કે માશૂકનો કોપ પણ આશક માટે આનંદદાયક હોય છે. તેના ગુસ્સામાં પણ એક મઝા છે; તેના સિતમમાં રાહત છે. એ ઇશ્કના દરજ્જાની એક અસર છે. હકીકી માશૂકની મોહબ્બતના નશામાં સાલિક ચકચૂર થઈ જાય છે ત્યારે તેને દુનિયાની તકલીફો અને મુસીબતો લાગતી જ નથી, પરંતુ એ પોતાની માશૂકની અદા અને વર્તન હોય એમ જ લાગે છે. ઝેર પણ તેને અમૃતનો સ્વાદ આપે છે. ટૂંકમાં, અલ્લાહની ઇચ્છા ઉપર તમામ છોડી દેવામાં તેમને આનંદ આવે છે. રંજ અને મુસીબતની તો તે પોતે ચાહના રાખે છે. જેટલો આનંદ તેમને અલ્લાહના ઉદાર અને દયામય સ્વરૂપમાં આવે છે તેટલો જ આનંદ તેમને તેના રુદ્ર અને ભયાનક સ્વરૂપમાં પણ આવે છે. તેઓ માને છે કે વિશેષ મુસીબતો ઝીલવાથી સહનશક્તિ કેળવાય છે. ટૂંકમાં, અલ્લાહનાં જમાલ અને જલાલને[1] તેઓ સમાન ગણે છે, કારણ કે તે પોતાની ઇચ્છાને અલ્લાહની ઇચ્છામાં ફના કરી દે છે.

---

૧. जमाल સૌંદર્ય અને जलाल પ્રભાવ; તેજ:—અલ્લાહ જ્યારે કોઈના ઉપર મહેરબાની કરે છે ત્યારે તેના ઉપર પ્રથમ પોતાના જલાલનો કેર ઉતારે છે. જો તે તેને બરદાશ્ત કરે અને તે જલાલમાં તેને આનંદ લાગતાં તેમાં વૃદ્ધિ કરવા દુવા કરે તો તો તેનામાં અસલ મોહબ્બત અને હકીકી ઇશ્કનો આવેશ પેદા થાય છે. તે પછી અલ્લાહનું જમાલ પણ તેને પ્રાપ્ત થાય છે.

પેગમ્બરો જમાલથી જલાલ તરફ આવે છે અને વળી જલાલમાંથી જમાલ તરફ જાય છે.

હાફિઝ કહે છે કે :—

रिज़ा बदादह बेदेह ओ ज़े जबीन गिरह बकुशा,
कि बर मनो तू दरे अिख़्तियार न कुशादस्त।

[ તને જે આપવામાં આવ્યું છે તેનાથી રાજી રહે અને ગમગીન ન થા, કારણ કે અખત્યારનો દરવાજો તારે અને મારે માટે ખુલ્લો નથી. ]

હઝરત બહલોલે કોઈ એક સૂફીને પૂછ્યું કે 'જીવન કેમ ચાલે છે?' ત્યારે તેણે જવાબ આપ્યો કે 'સારી દુનિયા મારા ઇશારાથી ચાલે છે.' બહલોલે કહ્યું : 'જરા સમજાવો તો ખરા?' ત્યારે તેણે કહ્યું : 'સાંભળો! આ તમામ કાર્યો અલ્લાહના હુકમથી જ થાય છે; તો અલ્લાહ અને તેના બંદાની ઇચ્છા એક જ છે, તેથી જે નજરે જોઉં છું અને બને છે તેની જ હું ઇચ્છા રાખું છું મેં મારી ઇચ્છા, વલણ અને આશાને અલ્લાહની ઇચ્છામાં ફના કરી દીધાં છે. આથી જમીન ઉપર અને આસમાનમાં જે કંઈ બને છે અને મારી નજરે પડે છે તે મારી મરજી મુજબ જ થાય છે. સમુદ્ર અને ભરતી મારી ઇચ્છા મુજબ જ ચાલે છે. સિતારા મારા કહેવા પ્રમાણે ફરે છે. મારી ઇચ્છા સિવાય ઝાડનું એક પાંદડું પણ હાલતું નથી. મારી મરજી સિવાય કોઈને મોત આવતું નથી. આકાશમાંથી જમીન પર્યંત એક રજ પણ મારી ખાહિશ સિવાય હલનચલન કરી શકતું નથી.'

તફક્કુર

અલ્લાહનાં સર્જન–જમીન, આસમાન તેમજ આદિ અંત વગેરે વિશે ચિંતન કરવું એ ફિક્ર યા તફક્કુર છે. એ ચિંતનમાં પણ ઘણું સાવચેત રહેવાનું છે. સાલિકે ફક્ત અલ્લાહ તાંઆલાની કુદરત, હિકમત, પરોક્ષ બાબતો અને સર્જેલી વસ્તુઓ વિશે ચિંતન કરવું જોઈએ. તફક્કુરમાં સાલિક પોતાની સાથે સંબંધ ધરાવતી અને પોતાની પસંદગીની તમામ વસ્તુઓ છોડી દે છે અને પોતાના ઇરાદા અને ઇચ્છાઓનો ત્યાગ કરે છે.

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન મસઊદ ગંજશકર ( મૃ. ઈ. સ. ૧૨૬૫ ) મુસાફરી દરમિયાન બુખારામાં હતા ત્યારે એક રાત્રે મસ્જિદમાં વાસો

રહ્યા. ત્યાં તેમને ખબર પડી કે તે મસ્જિદ પાસે ગુફામાં એક બુઝુર્ગ[1] રહે છે. સવારે તેમની ખિદમતમાં પહોંચ્યા. તે તફક્કુરની સ્થિતિમાં ઊભા રહ્યા હતા. ચાર રાત્રિ અને ચાર દિવસ વીત્યા બાદ સહ્વ[2]ની સ્થિતિમાં આવ્યા. હઝરત ખ્વાજા ફરીદુદ્દીને સલામ કરી ત્યારે બુઝુર્ગે જવાબ આપી જણાવ્યું: 'આપને મારા તરફથી તકલીફ પહોંચી, બેસો.' હઝરત ખ્વાજા ફરીદુદ્દીન બેઠા. તે પછી બુઝુર્ગે જણાવ્યું: 'ત્રીસ સાલથી આ સ્થળે છું, પરંતુ આ સમય દરમિયાન હેરત અને દહેશત સિવાય મને કંઈ બીજું મળ્યું નહિ, આપ એના કારણથી કદાચ વાકેફ હશો.' હઝરત ખ્વાજા ફરીદુદ્દીને જણાવ્યું: 'એનું કારણ હું જાણતો નથી, આપ જણાવો' બુઝુર્ગે કહ્યું: 'એ રાસ્તબાઝ (એટલે સત્યને માર્ગે જનાર) લોકોનો રાહ છે. જે શખ્સે આ રાહમાં રાસ્તીથી કદમ મૂકયો તે મકસદની મંઝિલે પહોંચે છે અને દોસ્તની સાથેની વિસાલ તેને પ્રાપ્ત થાય છે. જેણે દોસ્તની રિઝા સિવાય કદમ આગળ ભર્યો તે ભસ્મ થઈ રહી જશે. મારી અને દોસ્તની વચ્ચે સિત્તેર હજાર હિજાબ છે. પ્રથમ હિજાબ[3] ઊઠયો તો જોયું કે અલ્લાહના દરબારના ફરિશ્તા આંખો ઊંચી કરીને જુએ છે.

---

૧. અ. પૂજનીય યા પવિત્ર પુરુષ.

૨. સાધક અલ્લાહનું સૌંદર્ય જુએ છે ત્યારે તેના પ્રેમથી તેની અક્કલ દબાઈ જાય છે. દુન્યવી વસ્તુઓનું તેને ભાન રહેતું નથી. તેના ઉપર લીનતા અને ફનાની કેફિયત છવાઈ જાય છે. એ સ્થિતિ સુકની કહેવાય છે. મજ-હૂર સ્થિતિ એટલે કે સુકની સ્થિતિમાં સાધક અલ્લાહનું સૌંદર્ય જુએ છે. તે પછીની સ્થિતિ તે સહ્વ છે. દરેક સુકમાં સહ્વ હોય છે અને દરેક સહ્વમાં સુક હોય છે. સાધક સહ્વમાં હોય છે ત્યારે એવી સ્થિતિમાં હોય છે કે જ્યારે તે વ્યગ્ર રહે છે. ત્યારપછી તે સુકમાં આવે છે અને તે હાલતમાં તેની વ્યગ્રતા દૂર થાય છે, તો સહ્વમાં આવી જાય છે. તે પછી કોઈ વિશેષ ઉચ્ચ . ઉપર તેની નજર પડે છે તો ફરીથી તે સુકમાં આવી .

૩. અ૦ પડદો

એવી રીતે એક પછી એક હિજાબો ઊઠતા ગયા અને ખાસ હિજાબ પાસે પહોંચ્યો ત્યારે અવાજ આવ્યો કે આ હિજાબથી આગળ દુનિયા અને દુનિયાની તમામ વસ્તુ ભૂલી મારી સાથે ઓળખાણ કરે તે આવી શકે છે.' મેં કહ્યું : 'હું તમામ ચીજોથી વિરક્ત છું.' ત્યારે અવાજ આવ્યો : 'તેં જો તમામ ચીજો છોડી હોય તો તું મારી સાથે મળી ગયો.' એ સમયે મેં નજર કરી ત્યારે મેં મને આ સ્થળે જોયો; તેથી આ રાહમાં સર્વથી વિરક્ત હોવું જોઈએ જેથી કરીને અલ્લાહ સાથે વિસાલ પ્રાપ્ત થાય.'[1]

## મારિફત

કેટલાક માને છે કે તર્કશક્તિથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. કેટલાક માને છે કે તર્કશાસ્ત્રની દલીલો અને નિર્ણયોમાં નિષ્ણાત થવું એ જ જ્ઞાન છે. સૂફીઓ આ બન્ને અભિપ્રાયોને સંતોષકારક માનતા નથી, કારણ કે તેમને અલ્લાહ સિવાયના જ્ઞાનની પડી નથી, તેમને તો અલ્લાહ વિશેનું અથવા તો અલ્લાહ સાથે સંબંધ રાખતું—આધ્યાત્મિક જ્ઞાન જોઈએ છે, જે માટે અરબીમાં મારિફત[2] શબ્દ છે.

મનુષ્યનો સાચો આત્મા અલ્લાહ ઉપર આધાર રાખે છે જે તેને પ્રેરણા આપે છે. શરીર પણ—આત્માથી પ્રકાશિત થાય છે અને સાચો આત્મા અલ્લાહથી રોશન થાય છે. તેથી અલ્લાહ જ તેને પોતાને પહોંચવાના રસ્તા ઉપર દોરી જાય છે ફિલસૂફીની દલીલો અને તર્કો માણસની બુદ્ધિ ઉપર આધાર રાખે છે અને તે દિવ્ય પ્રકાશ ઉપર આધાર રાખતાં અટકાવે છે જડ વસ્તુઓ શોધવામાં તે ઉપયોગી છે, પરંતુ અલ્લાહ ઇંદ્રિયોથી પર છે અને તેથી તેના વિશેનું જ્ઞાન પણ આ દુનિયાથી પર છે. એ અલ્લાહની ઇનાયત જ હોઈ શકે.

૧. હઝરત ખ્વાન ફરીદુદ્દીન – શાદઉલ્મુરુઝ, પૃ. ૫-૬

૨. મઅરિફત અ. ઓળખાણ; જ્ઞાન; અલૌકિક જ્ઞાન; ઈશ્વરીય કે આધ્યાત્મિક જ્ઞાન

જેને મારિફત પ્રાપ્ત થાય છે તે અલ્લાહ તા'લાની સર્જન-કૌશલ (હિકમત)ની ખૂબીઓ અને તેના પ્રત્યેના પ્રેમનાં સત્યોથી વાકેફ થાય છે. મારિફતનું નૂર દરેક પ્રકારના નૂરથી ચડિયાતું છે. તે ઉપર પાપોનો અંધકાર છવાતો નથી. તદુપરાંત તેના ઉપર હવા અને હવસની ગંદકીની અસર થતી નથી. ઇન્કાર અને ગફલતની ધૂળ એને ઝાંખું કરી શકતી નથી.

જ્યાંસુધી કોઈ શખ્સને મારિફત (જ્ઞાન) પ્રાપ્ત થતું નથી ત્યાં-સુધી તે અન્યની પાછળ પડતો રહે છે, પરંતુ જ્યારે તેને અલ્લાહ પ્રત્યેનો પ્રેમ પ્રાપ્ત થાય છે ત્યારે તે તેમાં એવો તો ગરકાવ થઈ જાય છે કે તેની પાસે હજારો ફરિશ્તા આવે તોપણ તે આડી નજરે તેમના તરફ જોતો નથી. જો તેને આવ્યાની ખબર જ પડે તો તો તે જૂઠો અને ઢોંગી છે.[1]

એ મારિફત અલ્લાહના એવા બંદાને પ્રાપ્ત થાય છે કે જેના ઉપર તેની કૃપા હોય છે. અલ્લાહ જ તેના દિલને ખોલે છે અને બંધ કરી દે છે. અક્લ અને દલીલ મારિફત માટે કારણ બની શકે નહિ. અલ્લાહની કૃપા જ કારણ હોઈ શકે; તેથી જ હઝરત અલી (મૃ. ઈ. સ. ૬૬૧) એ કહ્યું હતું કે 'ખુદાને મેં ખુદાથી ઓળખ્યો અને ખુદા સિવાયની દરેક ચીજ મેં તેના નૂરથી ઓળખી.'

હઝરત ઝુન્નૂન (મૃ. ઈ. સ. ૮૬૦)નું કથન છે કે અલ્લાહ પોતાની કૃપા અને મહેરબાનીના નૂરથી બંદાને રહસ્યોથી વાકેફ કરે છે; એટલે કે તેના દિલને રોશન કરે છે અને આંખને દેખતી કરે છે. આ રીતે તેને તમામ આફતોમાંથી બચાવે છે. તેને મન અલ્લાહ સિવાયની કોઈ પણ વસ્તુનું મહત્ત્વ રહેતું નથી. આ સ્થિતિએ પહોં-ચેલો સાધક બાહ્ય અને આંતર રહસ્યો સમજી જોઈ શકે છે.

હઝરત બાયઝીદ બિસ્તામી (મૃ. ઈ. સ. ૮૭૪)નું કથન છે કે સાધકને એમ ખાતરી થાય કે સૃષ્ટિની સ્થિતિ અને અસ્થિતિ અલ્લાહને

૧. સૈયદ સબાહુદ્દીન – અબ્દુર્રહમાન, પૃ. ૬૪૩

લીધે છે, દરેક વસ્તુ અલ્લાહ પર આધાર રાખે છે, દરેક વસ્તુની અસર અલ્લાહની અસરથી જ છે, દરેક વસ્તુનો ગુણધર્મ અલ્લાહના ગુણધર્મને કારણે જ છે, દરેક વસ્તુ અલ્લાહને લઈને જ હલનચલન કરે છે, સાધક કંઈ કરે છે એમ માનવું એ ખોટું છે, અને વસ્તુતઃ તે અલ્લાહનું જ કૃત્ય છે તો એ મારિફત છે.[1]

સબ્ર

તસવ્વુફના રાહમાં સબ્ર એક જરૂરી વસ્તુ છે. આફત અને મુસીબત આવી પડે ત્યારે ફરિયાદ ન કરવી એ સબ્ર છે. કોઈ પણ વસ્તુ દિલને ન ગમે છતાં તે પ્રદર્શિત ન કરવામાં આવે તો એ સબ્ર છે. એના ત્રણ પ્રકાર છેઃ—

૧ દુઃખ આવે તે સહન કરવું અને એમ કરતાં કોઈક વાર ધીરજ છૂટી પણ જાય, તે પહેલો પ્રકાર છે.

૨ આકરા સંજોગો આવે ત્યારે ડગવું નહિ અને ફરિયાદ કરવી નહિ, એ બીજો પ્રકાર છે.

૩ કોઈ પણ આફતમાં મગજનું સમતોલપણું ગુમાવવું નહિ, એ ત્રીજો પ્રકાર છે.

તકદીર

સૂફીઓ તકદીરમાં અચળ શ્રદ્ધા ધરાવે છે. તેઓ માને છે કે અલ્લાહ જ દરેક વસ્તુનું માર્ગસૂચન કરે છે. મનુષ્ય સ્વેચ્છાએ કંઈ જ કરી શકતો નથી. તેઓની ઇચ્છા પરમાત્મા તરફથી નિર્માણ થયેલી હોય છે. આ કારણથી તેઓ અલ્લાહ ઉપર જ બધું છોડી દે છે અને દરેક વસ્તુમાં સંતોષ માને છે. કહેવાય છે કે એક દરવેશ દજ્લા[2] નદીમાં પડી ગયો. એક માણસે જોયું કે તે તરી શકતો નથી;

૧. હુજ્વીરી - કશ્ફુલમહજૂબ

૨. ટાઈગ્રીસ

એટલે દરવેશને તેણે બૂમ પાડી પૂછ્યું : 'કોઈ ને હું કહું કે જેથી તમને કિનારા ઉપર લાવી મૂકે?' દરવેશે કહ્યું : 'નહિ.' માણસે કહ્યું : 'શું તમારે ડૂબી મરવું છે?' દરવેશે કહ્યું : 'નહિ.' માણસે પૂછ્યું : 'તમારી શું ઇચ્છા છે?' દરવેશે કહ્યું : 'અલ્લાહની ઇચ્છા પ્રમાણે થવા દો. મારે મારી ઇચ્છા સાથે શા લેવાદેવા છે?'[1]

આ જ કારણથી સૂફીઓ ખોરાકની પણ પરવા કરતા નથી અને તે માટે કામ કરવાની વૃત્તિ પણ તેમને હોતી નથી. તેઓ વેપાર કરતા નથી અને માંદા પડે તો દવા પણ પીતા નથી. તેઓ માને છે કે આપણા તકદીરનો હિસ્સો આપણને મળી રહેશે; જેમકે પક્ષીઓને મળે છે, જે કંઈ વાવેતર કરતાં નથી તેમજ રોપતાં નથી; સમુદ્રમાં માછલીને મળે છે અને ગર્ભમાં બાળકને મળે છે.

### તવક્કુલ

તકદીર ઉપરથી તવક્કુલની ભાવના સૂફીઓમાં જાગ્રત થઈ. એનો અર્થ દુનિયા ઉપરથી દિલ ઉઠાવી લઈને ખુદા ઉપર લગાડવું એવો થાય છે. મનુષ્ય સ્વેચ્છાએ કંઈ કરી શકતો નથી; તેથી તેને માટે તો એ જ ઉત્તમ રસ્તો છે કે અલ્લાહને ભરોસે પોતાને છોડી દેવો અને તેના ઉપર જ નિકાલ માટે આધાર રાખવો. આ માટે અરબી શબ્દ તવક્કુલ[2] છે. જલાલુદ્દીન રૂમીએ એ વિશે સુંદર વાત કહી છે :

એક પવિત્ર પુરુષે મોહમ્મદ પેગમ્બર (સલ૦)નું કથન સાંભળ્યું કે તું તારા ગુજરાનની ખાતિરા રાખે યા ન રાખે તેમ છતાં તે તારે માટેના પ્રેમને લઈને તારી આગળ દોડી આવે છે. આ બાબતની પરીક્ષા કરવા તે ઉતાવળો ઉતાવળો રણમાં એક ટેકરી પાસે જઈ સૂઈ ગયો.

---

૧. જલાલુદ્દીન રૂમી – મસ્નવી, દફતર ૫

૨. તવક્કુલ (અ૦) ભરોસો; અલ્લાહ ઉપર ભરોસો રાખવો તે; સાંસારિક બાબતો છોડી દઈ અલ્લાહ તરફ જ ધ્યાન રાખવું અને તેની ઇચ્છા ઉપર જ બધું છોડી દેવું તે

અને બોલ્યો કે 'જોઉં તો ખરો કે મારી પાસે ભોજન કેવી રીતે આવે અને ગુજરાન વિશેની મારી માન્યતા કેવી રીતે દૃઢ થાય.'

(બન્યું એવું કે) એક કાફલો રસ્તો ચૂકી જવાથી તે સ્થળે આવી પહોંચ્યો. તેના માણસોએ પેલા બુઝુર્ગને ઊંઘતો જોયો. એકે કહ્યું કે "આ માણસ શહેરથી અને રસ્તાથી દૂર રણમાં એકાંત અવસ્થામાં કેમ હશે? આ તો આશ્ચર્ય જેવું લાગે છે. એ જીવતો છે કે મરેલો? કારણ શું છે કે એ વરુથી તેમજ દુશ્મનથી ડરતો નથી?" તેઓ નજીક આવ્યા અને તેના ઉપર હાથ ફેરવ્યો. પેલો ડાહ્યો પુરુષ ઇરાદાપૂર્વક કંઈ જ બોલ્યો નહિ. ન તો તેણે ધડ અને ન તો તેણે માથું હલાવ્યું, એટલું જ નહિ, પરંતુ તેણે આંખો પણ ખોલી નહિ. પેલા માણસોને થયું કે "આ બુઢ્ઢો કંઈ પણ જાતના ઇરાદા વગર ભૂખને લઈને બેભાન અવસ્થામાં અહીં પડ્યો છે." આથી તેઓ રોટી અને અન્ય ભોજન લાવી તેના મોંમાં મૂકવા લાગ્યા ત્યારે તે માણસે જાણી જોઈને દાંત અને હડપચી જકડીને બંધ કરી દીધાં, કારણ કે તેણે તો મોહમ્મદ પેગમ્બર (સલ૦)ના કથનને સચ્ચાઈની કસોટી પર કસવું હતું. કાફલાનાં માણસોને દયા આવી. તેઓ કહેવા લાગ્યા: "આ અતિ ખરાબ હાલતમાં છે; ભૂખને લઈને એનો શ્વાસ તૂટતો જાય છે. એ મૃત્યુની નજીક જઈ પહોંચ્યો છે." તે પછી તેઓ એક છરી લાવ્યા અને જલ્દી જલ્દી તે વડે તેના જકડેલા દાંત ખોલ્યા. તેના મોંમાં તેમણે સેરવો રેડ્યો અને રોટીના ટુકડા ભૂકો કરીને મૂક્યા. આ પછી તેણે મોં ખોલ્યું. આનાથી વધીને બીજી પરીક્ષા શી હોઈ શકે?

આમ કરવાથી ફકીરને ખાતરી થઈ ગઈ કે ગુજરાન આપનાર અલ્લાહ છે. કોઈ પણ મનુષ્યે તવક્કુલથી મોં મોડવું જોઈએ નહિ. ખુદા ખુદ સર્વની ચિંતા કરે છે.[1] જે મનુષ્યની શક્તિની બહારની વસ્તુઓ છે અને જે વિશે તે કલ્પના પણ કરી શકે એમ નથી તેમાં તેણે નફો કે નુકસાન, ઉતાવળ કે ઢીલનો વિચાર કરવો ન જોઈએ.

---

૧. મૌલાના જલાલુદ્દીન રૂમી—મસ્નવી, દફતર ૫, પૃ. ૬૧, નવલકિશોર, લખનૌ

તેણે વકીલોમાં સર્વશ્રેષ્ઠ એવા અલ્લાહને જ બધું સોંપી દેવું જોઈએ અને નકામા વિચારો છોડી દેવા જોઈએ. આથી હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઓલિયા (મૃ. ઈ. સ ૧૩૨૫) એ તવક્કુલના ત્રણ પ્રકાર જણાવ્યા છે[1]—(૧) અલ્લાહને આપણા પોતાના હાલથી વાકેફ જાણીને તેની પાસે માગણી કરવી નહિ. (૨) બાળકો મા પાસે દૂધ માંગતાં નથી તેમ છતાં તેમને દૂધ મળી જાય છે તેમ ઈશ્વર પણ આપણી જરૂરિયાતો સમજી તેમની જોગવાઈ કરશે એમ માનવું. (૩) મૃત દેહ જેમ નવડાવનારના હાથમાં હોય છે અને જેમ તેઓ ચાહે તેમ તેને નવડાવે છે તેમ સાધકે પોતાની જાતને અલ્લાહને સોંપી દેવી.[2] આને હઝરત નિઝામુદ્દીન ઓલિયા સર્વથી શ્રેષ્ઠ ગણે છે.

ફક્ર અને ફાકા

ફક્ર એટલે ગરીબી. એ સૂફીમતનું એક મુખ્ય અંગ છે. સૂફીઓ માને છે કે એ જ હાલત તેમને માટે અલ્લાહે નક્કી કરેલી છે. પેગમ્બર મોહમ્મદ (સલ૦) પણ કહેતા કે 'અલ્ફક્રો ફખ્રી'[3]. સૂફીઓ ફકીર અને દરવેશ કહેવડાવવામાં ગૌરવ માને છે. અલ્લાહ તરફથી તેમનું ધ્યાન ફેરવે એવો કોઈ પણ વિચાર કે એવી કોઈ પણ વસ્તુ તેઓ પોતાની

---

૧. બઝ્મે સૂફિયહ, પૃ. ૨૨૮

૨. ફારસી શાયર ખાકાની એક કસીદામાં જણાવે છે કે

मर्दे तवक्कुलम न जनम दरगहे मुलूक
हाशा कि शक व बख्शिशे जुलमिनन दर आवरम।

[ હું તવક્કુલ રાખનાર માણસ છું. હું શાહોના દરબારમાં ભિખારી બનીને શા માટે જાઉં ? અલ્લાહ તા'લાની બખ્શિશમાં શક કરું એવું કદી બનશે નહિ. ]

શાયરનો કહેવાનો ભાવાર્થ એ છે કે બાદશાહ પાસેથી કંઈ આશા રાખવી એ અલ્લાહને રોટી દેનાર તરીકે નહિ માનવા બરાબર છે.

[ ઇન્તિખાબે કસાઈદે ખાકાની, પૃ. ૨૩—નવલ્ કિશોર, લખનૌ ]

૩. અર્થાત્ 'ગરીબી મારી મોટાઈ છે.'

સાથે રાખવા માગતા નથી.

હઝરત ખાજા નિઝામુદ્દીન ઓલિયાના જમાનામાં એક વખતે દિલ્હી નજીક જ્યાં તે રહેતા હતા ત્યાં એક જીતલનો[૧] બે શેર લોટ મળતો; પરંતુ તે ભાવે પેટ પૂરતું ખરીદવા પણ તેમની પાસે પૈસા ન હતા. કેટલીયે વાર કેટલાયે દિવસના ફાકા થતા. એક વખત લગાતાર ત્રણ દિવસના ફાકા થયા ત્યારે કોઈએ દરવાજો ઠોક્યો અને તેમણે ખોલ્યો ત્યારે એક માણસ સુકી ખજૂર આપી ગાયબ થઈ ગયો. ભૂખના માર્યા હઝરતે તે ખાધી; અને તે ખાવામાં તેમને એટલો આનંદ આવ્યો કે વારંવાર તે એની વાત કરતા. ઘરમાં કંઈ ખાવાની ચીજ રહેતી નહિ ત્યારે તેમનાં માતુશ્રી કહેતાં કે "આજે અમે લોકો અલ્લાહના મહેમાન છીએ." હઝરત ખાજાને આ વાક્ય સાંભળવામાં ઘણો આનંદ રહેતો. તેમના ઘરમાં કંઈ સીધું રહેતું તો તે અફસોસ કરતા કે તેમની માતુશ્રી એ નહિ કહી શકશે કે "આજે અમે અલ્લાહના મહેમાન છીએ." હઝરત ખાજાની મુશ્કેલીની ખબર સુલતાન જલાલુદ્દીન ખલ્જી (મૃ. ઈ. સ. ૧૨૯૫)ને થઈ ત્યારે તેણે કહેવડાવ્યું કે જો હુકમ હોય તો આપની ખિદમત કરનારાઓ માટે થોડાં ગામ ભેટ આપવામાં આવશે, પરંતુ એ વાત સાંભળતાં ફાકા – મસ્ત ખિદમત કરનારાઓએ હઝરત ખાજાને વિનંતિપૂર્વક કહ્યું કે 'આપને ત્યાં અમે કદી કદી ખાઈએ છીએ, પરંતુ આ ભેટ સ્વીકાર્યા પછી આપને ત્યાં પાણી પણ પીવાનું અમે પસંદ કરીશું નહિ." આ જવાબ સાંભળી હઝરત ખાજાને બેહદ આનંદ થયો.[૨]

દિલ્હીમાં એક પછી બીજો આવતા એવા સાત સુલતાનોને એમણે જોયા હતા, પરંતુ લાચાર સ્થિતિમાં પણ આમંત્રણ મળ્યા છતાં એકેના દરબારમાં જતા નહિ, એટલું જ નહિ, પરંતુ સુલતાન જલાલુદ્દીન ખલ્જી (૧૨૯૦–૯૫)એ એક વખત એમની મુલાકાત નમ્રતાપૂર્વક માગી તો

૧. જીતલ એટલે 'લગભગ હાલના પૈસા જેટલી કિંમતનો સિક્કો'

૨. બઝ્મે સૂફિયહ, પૃ. ૧૮૬–૮૭

## પ્રકરણ ૪ થું

## સૂફીમતમાં અન્ય ભાવનાઓ (ચાલુ)

કલ્બ.

કલ્બ એટલે દિલ. સૂફીઓ માને છે કે એ ત્રણ છે: એક ભૌતિક જે ડાબી તરફ હોય છે, બીજું પશુઆત્માનું જે જમણી બાજુએ હોય છે, અને ત્રીજું બંનેની વચ્ચે જેનો મહિમા અપાર છે. એ ઉપર અલ્લાહની ઇચ્છાનું પ્રતિબિંબ પડે છે. એને દુન્યવી આસક્તિથી વિરક્ત અને શુદ્ધ રાખવાથી સર્જનહાર તરફ જઈ શકાય છે. એમાં અલ્લાહનું પ્રગટ કરેલું તેજ જ સાચું જ્ઞાન છે. પેગમ્બરોને વહી પ્રાપ્ત થાય છે તે એ જ કલ્બ ઉપર ઊતરે છે.

કલ્બ સુધરે તો આખું શરીર સુધરે અને જો એ બગડ્યું તો આખું શરીર બગડે. એની જ સલામતી, શુદ્ધતા અને સંરક્ષણ ઉપર બધો આધાર છે. વાસ્તવિક રીતે તો એ ભૌતિક પદાર્થ છે; માંસનું બનેલું છે; પરંતુ સૂફીઓ એને અભૌતિક એવી દૃષ્ટિથી કહે છે કે અલ્લાહનું પ્રતિબિંબ એના ઉપર પડે છે અને એમાં જ અલ્લાહનો સાક્ષાત્કાર થાય છે.

કલ્બની અંદર એક સૂક્ષ્મતમ વસ્તુ હોય છે. સૂફીઓ એને 'સિર્ર' કહે છે. સૂફી હઝરત અબૂ સઈદનો મત એવો હતો કે[1] અભાવ, ઉત્કંઠા અને ઉદ્વેગથી વ્યાકુળ બનેલા હૃદયમાં અલ્લાહ પોતાના જમાલથી જે તત્ત્વ પેદા કરે છે તે 'સિર્ર' છે. સિર્ર અલ્લાહના જલાલનો પ્રસાદ છે. એ ઇન્સાનને નિષ્કામ, નિવૃત્ત, વિરક્ત અને શુદ્ધ અંતઃકરણનો બનાવે છે; એ ખુદાઈ છે; નિત્ય છે; એનો વિનાશ થતો નથી.

---

1. R. A. Nicholson – Studies in Islamic My-

તસવ્વુફમાં કલ્મની સફાઈ ઉપર જે ભાર મૂકવામાં આવ્યો છે તે ઉપરથી તો એમ જ લાગે છે કે એ જ તસવ્વુફ છે. તસવ્વુફ એટલે એની જ બીમારીનો ઇલાજ છે. ઈમાન[1] ઉપર તમામ બાબતોના સ્વીકાર અસ્વીકારનો આધાર છે. તે કલ્મનું જ કૃત્ય છે અને જે કંઈ કરવામાં આવે છે તે ઈમાનને પરીપૂર્ણ કરવા માટે હોય છે . .

એ તો સ્પષ્ટ છે કે જે વસ્તુનું ધ્યાન હૃદયમાં સમ્યું તેની ધૂનમાં તમામ અવયવો હોય છે. આંખ તેને જોવા, કાન તેને સાંભળવા, હાથ તેને પકડવા અને પગ તેના તરફ ખેંચાવા પ્રયત્ન કરે છે. આ કલ્મનો જેની સાથે સંબંધ છે તે જ પ્રેમપાત્ર છે એક બાપ કહે કે પેલા મોટા છોકરા ઉપર મને વધારે પ્રેમ છે, કારણ કે તે મારા જેવો જ છે એટલે જ મને તેની સાથે લાગે વળગે છે તેવી જ રીતે

---

૧. अ. એ अमन (અર્થાત્ એ નિર્ભય થયો) ઉપરથી છે એનો અર્થ 'અંતઃકરણપૂર્વક અલ્લાહ ઉપર શ્રદ્ધા રાખવી તે' એવો થાય છે.

ઇસ્લામ અને ઈમાન વચ્ચેનો તફાવત ધ્યાનમાં રાખવો આવશ્યક છે. કોઈ પણ માણસ 'અલ્લાહ સિવાય બીજો કોઈ અલ્લાહ નથી અને હઝરત મોહમ્મદ (સલ૦) તેના પેગમ્બર છે' એમ સ્વીકારતો હોય તો તે મુસલમાન છે. જે કોઈ વ્યક્તિ ઇસ્લામના આ મૂળતત્ત્વનો કલમો પઢે તો ઈમાનની ખાસ ક્રિયાઓ અને વિધિઓ તેને પાળવાની તથા અમુક સિદ્ધાંતો માનવાની આવશ્યકતા રહેતી નથી અને તે મુસલમાન ગણાય છે. ઈમાનનો સબંધ દિલ સાથે છે. ઈમાન આ છે :

आमन्तो बिल्लाहे व मलायेकतेहि व कुतुबेहि व रोसोलेहि वल्-यव्मिल् आखिरे वल्क़द्रे ख़य्रेहि व शर्‌रेहि मिनल्लाहि तआला वल्बा'से बअ्‌दल् मव्‌ते ।

[ હું ઈમાન લાવું છું અલ્લાહ ઉપર અને તેના ફિરિશ્તા ઉપર, અને છેલ્લા (એટલે કે કયામતના) દિવસ ઉપર અને (માણસના) સારા નરસા કાર્ય ઉપર અલ્લાહ તા'લાની સત્તા છે તે ઉપર અને મરણ પછી (કયામતના દિવસે ઇન્સાફ માટે) ફરી ઊઠવાનું છે તે ઉપર.]

કલ્બને ફક્ત અલ્લાહની સાથે લાગે વળગે છે. આથી જ પેગમ્બર મોહમ્મદ (સલ૦)ની શહાદત[1] છે કે અલ્લાહે આદમને પોતાના સ્વરૂપનો પેદા કર્યો. અહીં સ્વરૂપનો અર્થ શિકલ નહિ પણ સિફત છે, ગુણ છે. આ જ કારણથી સૂફીઓ કહે છે કે ઇન્સાન અલ્લાહનું સ્વરૂપ છે, અર્થાત્ તેનામાં અલ્લાહની સિફતો એટલે કે ગુણો છે.

નફ્સ[2]

સૂફીઓ માને છે કે મનુષ્યમાં એક ખાસ તત્ત્વ છે જેને નફ્સ કહેવામાં આવે છે. એ વિષય યા વાસનાનું સ્થાન છે. વાસ્તવિક રીતે તો એ જ એક બલા છે. મોહમ્મદ ઇબ્ન ઉલ્યાન નામના એક સૂફીએ એ વિશે કહ્યું છે કે એક દિવસ એક નાનું શિયાળ જેવું કંઈક મારા ગળામાંથી બહાર આવ્યું. અલ્લાહે મને જણાવ્યું કે એ 'નફ્સ' છે. મેં તેને કચડી નાખ્યું; પરંતુ તે દરેક લાતે મોટું ને મોટું થયું. મેં તેને પૂછ્યું કે "બીજી ચીજોને માર મારવાથી અને કચડવાથી ઘટે છે ત્યારે તું કેમ વધતું જાય છે?" તેણે જવાબ આપ્યો કે "મને ઊંધું પેદા કરવામાં આવ્યું હતું તેથી જે બીજી ચીજોને માટે દુઃખ છે તે મારે માટે આનંદ છે અને બીજાઓનો આનંદ તે મારે માટે દુઃખ છે."

સૂફી હઝરત મનસૂર હલ્લાજે (મૃ. ઈ. સ. ૯૨૨) નફ્સને પોતાની પાછળ કૂતરા રૂપે દોડતું જોયું. કોઈએ એને ઉંદરના રૂપમાં અને કોઈએ સાપના રૂપમાં જોયું. એ તમામે એને કોઈ ને કોઈ મુર્તરૂપમાં નિહાળ્યું અને એની કપટલીલાને વ્યક્ત કરવાની કોશિશ કરી.

હવા અને હવસ નફ્સની ખાસિયતો છે. નફ્સ વિષયવાસના સંઘતું,

૧. અ૦ પ્રમાણ

૨. અ. કામવાસના, ચિત્તવૃત્તિ

નફ્સનો અર્થ માણસ જેને 'હું' કહે છે તે પણ થાય છે; એમ કહી તે 'હું' અને 'તે' થી પોતાને અલગ સમજે છે. 'સ્વ' સ્વરૂપ; 'અહં' (Ego) જેને કહેવામાં આવે છે તે એ છે.

ભોગવિલાસ શોધતું અને અનેક પ્રકારે ભાંગફોડ કરતું ફરે છે. આ જ કારણથી મોહમ્મદ પેગમ્બરે (સલ૦) નફસને ઇન્સાનનો સૌથી ભયંકર શત્રુ કહી તેનાથી સાવધાન રહેવાની સર્વને સલાહ આપી

અલ્લાહની સાથે મિલનના રસ્તામાં સૌથી બળવાન ડાકુ નફસના ભોગવિલાસનો શોખ છે મનુષ્ય મહાન કષ્ટ ઉઠાવે, તપશ્ચર્યા કરે, પરંતુ સામાન્ય રીતે તેની ઇચ્છાનો એક મહાન ભક્ત તરીકે નામના પ્રાપ્ત કરવા તરફ થઈ જાય છે. લોકો તેનું સંમાન કરે અને તેની પવિત્રના ચર્ચાનો વિષય બને એવું એનું ધ્યેય હોય છે. તેના મકસદનું મોતી પ્રાપ્ત કરવામાં આનાથી મોટો કોઈ અવરોધ નથી. જે મનુષ્ય હંમેશાં હલકા નફસની પરવરિશ કરે છે તે પ્રકૃતિમાં હીજડા કરતાં કમ નથી એ સમજાવવા હઝરત ફરીદુદ્દીન અત્તાર[1] (મૃ ઈ. સ. ૧૨૩૦) નીચેની વાત કહે છે:—

એક દિવસ હઝરત સૂફી શિબ્લી[2] બગદાદમાંથી અદશ્ય થઈ ગયા. લોકોએ દરેક ગામમાં તેમની ઘણી શોધ કરી. આખરે હીજડાના ઘરમાં તેમને કોઈએ જોયા. તે એ બેઅદબ ટોળી વચ્ચે ભીની આંખ અને સુકા હોઠ સાથે બેઠેલા હતા. એક માણસે તેમને પૂછ્યું: 'ઓહ ભેદના શોધનાર મહાન પુરુષ! એટલું તો કહો, શું આ તમારું સ્થાન છે?' તેમણે જવાબ આપ્યો: "આ લોકો દુનિયાના રાહમાં જેમ સ્ત્રી નથી તેમજ પુરુષ નથી તેવી જ હાલત દીનના રાહમાં મારી છે. આથી જવાંમર્દીમાં કમી હોવાના કારણે હું અદશ્ય થયો. મારી આ પ્રકારની કાપુરુષતાને લઈને મને શરમ આવે છે."

શુદ્ધ ભાવનાથી અલ્લાહની બંદગી કરતા રહેવું જોઈએ. એમાં કોઈ પણ જાતનો દાવો હોવો જોઈએ નહિ અને પ્રતિષ્ઠાની ખાહિશ રાખવી ન જોઈએ. જો એમ ન હોય તો એ ઢોંગ સિવાય બીજું

૧. ફરીદુદ્દીન અત્તાર – મનતિકુતતૈર, પૃ. ૧૩૦

૨. મૃ. ઈ. સ. ૯૪૫

થઈ. જો એના એશઆરામની ચીજો એની પાસેથી છીનવી લેવામાં આવે તો એને દુઃખ થશે; પરંતુ ફકીર આઝાદ રહ્યો; કારણ કે એની પાસે ઝૂંટવી લેવા જેવી કોઈ પણ વસ્તુ છે જ નહિ[1].

ટૂંકમાં જે ઇન્સાની ગુણો અને પ્રાકૃતિક મેલ આ દુનિયા સાથે સંબંધ ધરાવનારા છે તે ફક્ત હકીકી ઇશ્કથી જ પાક થઈ શકે છે. એ ભઠ્ઠી ઇન્સાનને ચોકખો સોના જેવો બનાવે છે. એમાં ઇન્સાનિયતની તમામ લાગણીઓ તેમજ આવેશો અને ઇચ્છાઓ જલાવી દેવાં પડે છે અને માદ્દી[2] હસ્તીના બાગને આગ લગાડવી પડે છે. સાલિકે તો ભક્તિ અને આસક્તિના સહારાથી અલ્લાહ પર્યંત પહોંચવાનું હોય છે.

કલ્બની ચારે તરફ નફ્સનો પહેરો છે. એને વશ કર્યા સિવાય અલ્લાહનો સાક્ષાત્કાર થતો નથી. એ ઇન્સાનને દુનિયામાં વળગણ કરાવે છે અને એને અલ્લાહથી દૂર હટાવે છે. હઝરત શેખ અબૂલ્હસન અલી હુજ્વીરી[3] જણાવે છે કે "નફ્સનો સામનો કરવો એમાં તમામ ઇબાદતોનું મૂળ રહેલું છે. નફ્સને નહિ ઓળખવું એ પોતાને નહિ ઓળખવા બરાબર છે. જે મનુષ્ય પોતાને ઓળખતો નથી તે ખુદાને પણ ઓળખી શકતો નથી.[4] નફ્સને ઉત્તેજન આપવું એ અલ્લાહનો વિરોધ કરવા બરાબર છે. નફ્સ ઉપર બળજબરી કરવી એટલે નફ્સાની ખ્વાહિશો રોકવી અને એ જ સૌથી મહાન જેહાદ છે."

---

૧. ફકીરની હાલત શેખ સા'દીએ એક હિકાયતમાં સુંદર રીતે રજૂ કરી છે : એક ફકીરના ઘરમાં ચોર દાખલ થયો. તેણે ઘણી શોધખોળ કરી; પરંતુ કંઈ જ મળ્યું નહિ. તે દિલગીર થઈ ગયો. ફકીરને આ બાબતની ખબર થઈ ત્યારે ચોરને ખાલી હાથે નિરાશ થઈ પાછું જવું પડશે એમ જાણી તે જે કામળા ઉપર સૂતેલો હતો તે જ તેણે ચોરના નીકળવાના રસ્તામાં નાખી દીધો. [ ગુલેસ્તાન, પૃ. ૬૭ (કાનપુર) ]

૨. (અ૦) તત્ત્વ સાથે સંબંધ રાખનાર

૩. કશ્ફુલ્ મહ્જૂબ

૪. मन अरफ नफ्सहु फ़क़द अरफ़ रब्बहु ।

તમામ સૂફીઓ એકમત છે કે રિયાઝત ( તપશ્ચર્યા )થી નફ્સને કાબૂમાં લાવી શકાય છે; પરંતુ એના સ્વભાવનો નાશ કરી શકાતો નથી. યોગ્ય ઝિક્ર અને ફિક્ર ( ધ્યાન અને ચિંતન ) વડે એની ક્રિયા નરમ કરી શકાય છે. આ દુનિયાની સર્વ માયા છોડી સંતજીવન અપનાવી એ સેતાનના પંજામાંથી મુક્તિ મેળવવી જોઈએ આથી સૂફી સાધકો એને સાધવા 'મુજાહિદા'[1] કરે છે એટલે કે એનો સામનો કરવાની અને એને નષ્ટ કરવાની આદત કેળવે છે. એ ચિત્તવૃત્તિનો નિરોધ છે. એમાં સાધકો સ્વાદિષ્ટ ભોજનનો ત્યાગ કરે છે, ખોરાક ઘટાડે છે, જમીન ઉપર જ સૂવે છે, વસ્તીમાંથી નીકળી જંગલમાં વાસો કરે છે, ઝિક્ર ( ધ્યાન ), મુરાકિબા[2] વગેરેમાં પોતાનો સમય ગાળે છે. વગેરે વગેરે; આ જ નફ્સ સામેની જેહાદ છે. આમ કરતાં કરતાં જેમ જેમ વિષય વાસનાઓની બેડી સાધકના શરીર ઉપરથી તૂટતી જાય તેમ તેમ તેને મુજાહિદામાં આનંદ આવે છે અને તે રિયાઝતમાં તલ્લીન થતો જાય છે. આ રીતે અલ્લાહ સાથેનો પોતાનો સંબંધ મજબૂત રીતે સ્થાપિત કરવામાં જ તે હંમેશાં રોકાયેલો રહે છે.[3] મુજાહિદાથી તેને એક ગેબી જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ વડે નફ્સ જેટલું પવિત્ર થાય છે તેટલું વધારે જ્ઞાન ગેબી આલમનું તેને પ્રાપ્ત થાય છે.

૩૯

નફ્સનું ચાલતું હોત તો ઇન્સાન અલ્લાહનું નામ પણ ન લેત;

---

૧. આ मुजाहिदह (અ.) માટે પણ અમુક રીતો અને શરતો હોય છે. શેખ અબૂ નસ્ર સર્રાજનું કહેવું છે કે જ્યાં સુધી મુર્શિદ કે શેખ 'મુજાહિદહ'ની બાબતમાં માર્ગદર્શન ન કરે ત્યાં સુધી એનો અમલ કરવો નુકસાનકારક છે; જેમકે ભોજનનો ત્યાગ કરવાથી રોજની ફરજો, પાંચ નમાઝ વગેરે બરાબર અદા ન કરી શકાય. ( કિતાબુલ્લુમઅ, પૃ. ૪૧૭–૧૮ )

૨. मुराक़िबह (અ.) અલ્લાહનું ધ્યાન ધરવું તે; અલ્લાહ સિવાયનું તમામ તજી દઈને ફક્ત તેના ઉપર ધ્યાન લગાડવું તે

૩. જામી–લવાઇહ, પૃ. ૧૧–૧૨

પરંતુ ઇન્સાનમાં એક અલૌકિક વસ્તુ છે જે તેને અલ્લાહની ઝલક બરાબર બતાવે છે. સફીઓ એને રૂહ કહે છે. અલ્લાહે ઇન્સાનમાં રૂહની પ્રતિષ્ઠા કરેલી છે અને એ તેના તમામ અવયવોમાં વ્યાપ્ત હોય છે. એનું કોઈ ખાસ રૂપ, રંગ કે સ્થાન નથી. શરીરમાં સેંકડો ભાગો અને લાખો નસો કામ કરે છે; પરંતુ ખરૂં કામ તો એક રૂહનું છે. એ ન હોય તો કંઈ જ નથી. એ સિવાયનો દેહ માટીનો ઢગલો છે. રૂહની હસ્તી શરીરની બનાવટ પહેલાં પણ હતી. અલ્લાહની રૂહનો જે સંબંધ સૃષ્ટિ સાથે છે તે ઇન્સાનની રૂહનો શરીર સાથે છે.

કેટલાક વિદ્વાનો દલીલો કરીને જણાવે છે કે રૂહ તત્ત્વોનું બનેલું છે. તેઓ માને છે કે મોતની સાથે એ પણ ફના થઈ જાય છે. કયામતના[1] દિવસે શરીર ફરીથી પેદા કરવામાં આવશે ત્યારે રૂહ પણ સાથે પેદા થશે; પરંતુ સફીઓ માને છે કે રૂહ આદિથી છે અને અંત સુધી રહેશે.

આલમમાં જે જે વસ્તુઓ છે, તેમાં મૂળતત્ત્વ સાથે એક બીજી વસ્તુ છે અને તે જ તેનું રૂહ છે; જેમકે ફૂલમાં ખુશબો, શરીરમાં

---

૧. કયામત (અ.)—મુસલમાનો માને છે કે મનુષ્યનો આત્મા તેના મૃત દેહ સાથે કબરમાં રહે છે. ઇન્સાફના દિવસે બધા આત્માઓ ઊભા થશે. અલ્લાહની આગળ તેમને ઇન્સાફ આપવા તેમના કર્મો બાબતમાં પૂછ-પરછ કરવામાં આવશે. પેગમ્બર મોહમ્મદ (સલ૦) પોતાના મઝહબના પક્ષમાં બોલશે. બધાએ દોઝખ ઉપર આવેલા 'સિરાત' નામના પુલ ઉપરથી પસાર થવું પડશે. એ તિક્ષ્ણ તરવારની ધાર અને વાળ કરતાં પણ વિશેષ બારીક હશે. પાપીઓ દોઝખમાં પડશે અને પુણ્યાત્માઓ તે ઉપરથી સહીસલામતીથી પસાર થઈ જશે. આ દિવસ કયામતનો દિવસ કહેવાય છે. એ કયારે આવશે તે અલ્લાહ સિવાય કોઈ અન્ય જાણતું નથી; પરંતુ એ આવશે એ ચોક્કસ હકીકત છે.

આ સિદ્ધાંત ઇસ્લામના ઉસૂલોમાંનો એક છે. એનો ઇન્કાર કરવાથી મુસલમાન મુસલમાન તરીકે રહેતો નથી.

હલનચલન, તારામાં ચમક, હવામાં મોજાં, પાણીમાં વહેણ વગેરે વગેરે. જીવિત વસ્તુઓમાં જેને લોકો જાન કહે છે તે પણ રૂહ છે; પરંતુ એ હેવાની રૂહ છે. અસલી રૂહ એક વિશિષ્ટ તત્ત્વ છે જે હેવાની રૂહ સાથે ખાસ સંબંધ ધરાવે છે. મૌલાના જલાલુદ્દીન રૂમી પોતાની મસનવીમાં હેવાની રૂહ અને અસલી રૂહનો તફાવત આ રીતે જણાવે છે :

ग़ैरे फ़ह्मो जान केह दर गावो खर अस्त,
आदमी रा अक़्लो जाने दीगर अस्त ।
आँ चुनाँ केह परतवे जाँ बर तन अस्त,
परतवे जानानह बर जाने मन अस्त ।

[ગાય અને ગદ્દેસ (એટલે કે પશુઓ)માં જે સમજ અને જાન છે તે ઉપરાંત ઇન્સાનમાં એક બીજી અક્કલ અને બીજી જાન છે.

હેવાની રૂહનો જે પડછાયો ઇન્સાનના શરીર ઉપર પડે છે તેવો પડછાયો માશૂકના (અસલી) રૂહનો મારી (આ હેવાની) રૂહ પર પડે છે. ]

રૂહ કોઈ પણ મિશ્રણ વગરનું એક તત્ત્વ છે. ઇન્સાનના જુદા જુદા ભાગમાં એ પ્રસરેલી હોય છે. એની સરખામણી સૂર્યનાં કિરણોની સાથે થઈ શકે, જે મિશ્રણ વગરની વસ્તુ છે અને સારી દુનિયામાં પ્રસરી જાય છે. તે આઈનામાં, બારીમાં, કાણાંમાં વગેરે અલગ-અલગ સ્થળે નજરે પડે છે અને એક હોવા છતાં એ સેંકડો હોય એમ જણાય છે; તેવી જ રીતે રૂહ પણ એક જ વસ્તુ હોવા છતાં શરીરના વિવિધ ભાગોમાં પ્રસરી જવાથી જુદી જુદી અને મોટી સંખ્યામાં માલૂમ પડે છે.

રૂહનું મૂળ સ્થાન 'આલમે કુદ્દસ'[1] છે. માણસ મરી જાય છે ત્યારે તેની રૂહ એની એ આલમમાં જાય છે, અને ત્યાં મળી જાય છે. જલાલુદ્દીન રૂમી કહે છે:

---

૧. कुद्स (અ.) પવિત્રતા. आलमे कुद्स એટલે પવિત્રતાની દુનિયા; જ્યાં અલ્લાહ, ફરિશ્તા વગેરે રહે છે તે દુનિયા અર્થાત્ બિહિશ્ત

अज मौतो हयात चँद पुरसी अज मन?
खुरशीद अज रौजनी दर अुफ़्तादो बेरफ़्त।

[ મોત અને હયાતિ વિશે મને શું પૂછો છો? સૂર્ય (નો તડકો) એક બારીમાંથી આવ્યો અને નીકળી ગયો. ]

રૂહ હંમેશાં બેકરાર રહે છે કારણ કે ભૌતિક વસ્તુ સાથેનો એનો સંબંધ કુદરતી નથી; આ કારણને લઈને તે પોતાના મૂળ સ્થાને જવાની તકની શોધમાં જ હોય છે. મૌલાના જલાલુદ્દીન રૂમીએ મસનવીની શરૂઆત વાંસળીના જે વિરહની ફરિયાદથી કરેલી છે તે જ આ વિરહ છે. તેમાં વાંસળી કહે છે કે જ્યારથી હું વાંસજાળમાંથી જુદી પડી ત્યારથી સ્ત્રી પુરુષોને મારા વિલાપે રોતાં કકડતાં કરી મૂક્યાં છે. આ રીતે જે કંઈ પોતાના મૂળ સ્થાનથી અલગ થાય છે તેની સાથે ફરીથી એકતા પ્રાપ્ત કરવાની તે ઇચ્છા રાખે છે.

દુનિયામાં જે જે વસ્તુઓ છે તેમની ચાર આલમ ( એટલે કે ચાર યોનીઓ) ગણવામાં આવે છે, એ ઇન્સાનાત, હૈવાનાત[1] નબાતાત,[2] અને જમાદાત[3] છે. કેટલાક ફિલસૂફો અને મહઝબી આલિમો એ સાથે મુજર્રદાત[4]ની ગણત્રી પણ કરે છે. સૂફીઓ કહે છે કે ઇન્સાન જમાદ છે, નબાત છે, હૈવાન છે, ઇન્સાન છે અને ફિરસ્તો પણ છે. આ તમામનો પોતાનામાં સમાવેશ અલ્લાહે પેદા કરેલી વસ્તુઓમાં અન્ય કોઈ કરી શકે એવી નથી. આ દૃષ્ટિએ વિચારતાં ઇન્સાન સૌથી શ્રેષ્ઠ દરજ્જો ભોગવે છે. આ જ કારણથી તસવ્વુફમાં એક મહત્ત્વની બાબત એ છે કે ઇન્સાનને બહારનું જ્ઞાન અને બહારની કળા પ્રાપ્ત કરવાની જરૂર રહેતી નથી; કારણ કે એનામાં તમામ આલમો ( એટલે કે યોનીઓ ) અને તેઓના સર્જકનો સમાવેશ થઈ જાય છે એ પોતાને ઓળખે તો એણે

૧. હૈવાન (અ.)નું બહુવચન; પ્રાણીઓ; જીવો
૨. નબાત (અ.)નું બહુવચન; વનસ્પતિ
૩. જમાદ (અ.)નું બહુવચન; અનિજ, દ્રવ્ય અને પત્થર આદિ
૪. (અ.) ફરિશ્તા

બધું જ જાણી લીધું એમ કહી શકાય. એનાથી વિશેષ એને કંઈ જાણવાનું રહેતું નથી.

ટૂંકમાં સૂફીઓની માન્યતા એવી છે કે કલ્બની પેઠે રૂહ અલૌકિક છે; કલ્બ એક કારણ કે સાધન છે જેનો ઉપયોગ રૂહ કરે છે; રૂહ માટે કલ્બ દર્પણ છે જેમાં પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે; રૂહ આત્મા છે જે પરમાત્માની ધુનમાં લીન રહે છે.

મૌલાના જલાલુદ્દીન રૂમી પોતાના મહાકાવ્યમાં કહે છે કે જે સારૂં કે નરસું ઓળખે છે અને ફાયદાથી ખુશ અને નુકસાનથી દુઃખી થાય છે તેજ 'રૂહ' યા 'જાન' છે. 'જાન' જ્ઞાનશક્તિ ધરાવે છે, આથી જેનામાં વિશેષ જ્ઞાનશક્તિ તેનામાં વિશેષ 'જાન' છે એમ મનાય છે. 'જાન'ને જ્ઞાનશક્તિની જરૂર છે; આથી જેનામાં વિશેષ જ્ઞાનશક્તિ તેની 'જાન' વિશેષ બળવાન અને તે વિશેષ પવિત્ર પુરુષ છે એમ મનાય છે. ઇન્સાનની 'જાન' જાનવરની 'જાન' કરતાં વિશેષ છે કારણ કે એનામાં વિશેષ જ્ઞાનશક્તિ છે; અને ફરિશ્તાની જાન ઇન્સાનની જાન કરતાં વિશેષ છે.

મજકૂર શાયર એમ પણ જણાવે છે કે આમ તો રૂહ દરેક હેવાનમાં હોય છે; પરંતુ જુદાં જુદાં હેવાનોમાં એ જુદી જુદી હદ પર્યંત હોય છે. હેવાનોમાં જે રૂહ હોય છે તે પ્રગતિ કરીને એક અમુક હદ પછી આગળ વધી શકિત નથી. એ પછીની રૂહ ઇન્સાનની હોય છે. વિશેષમાં તે જણાવે છે કે એ એક જ ખાલિસ (શુદ્ધ) તત્ત્વ છે. એમાં ભૌતિક કંઈ નથી. શરીર સાથે એનો સંબંધ નથી; પરંતુ હેવાની રૂહ મનુષ્યમાં હોય છે તેની સાથે એનો સંબંધ છે. જેમ સૂર્યનો સંબંધ આયના સાથે હોય છે એટલે કે સૂર્ય પોતાના સ્થાને હોય છે અને તેનું પ્રતિબિંબ આયનામાં પડે છે અને તેનાથી તે પ્રકાશે છે તેમ રૂહ ફરિશ્તાની દુનિયામાં હોય છે તેનું પ્રતિબિંબ હેવાની રૂહ ઉપર પડે છે અને પરિણામે માણસ અજાયબી ભરેલાં શક્તિશાળી કાર્યો

અને 'ગઝબ'ને 'અક્લ'ને આધીન બનાવી દે તો તે 'અક્લ'ની પરાકાષ્ઠાએ પહોંચે છે અને તેનું પદ ફરિશ્તા કરતાં પણ ઊંચું થાય છે કારણ કે ફરિશ્તાને સંપૂર્ણતાએ પહોંચવામાં કોઈ બાધા નથી; તેને વગર પ્રયત્ને ઇચ્છા વગર એ પ્રાપ્ત થાય છે; અને ઇન્સાનને માટે તો પ્રકૃતિની આડખીલી છે; તેણે પ્રયત્ન કરવો જ પડે છે; તેમ છતાં તે એ પદ મેળવી શકે છે. જો તે 'અક્લ'ને 'શહ્‌વત'[1] અને 'ગઝબ'[2]થી પરાજિત થવા દે તો તે પોતાને હેવાનથી પણ ઉતરતી કોટિમાં મૂકી દે છે. 'શહ્‌વત' અને 'ગઝબ'ને રોકવાને હેવાનમાં 'અક્લ' નથી તેથી તે ક્ષમાને પાત્ર છે: પરંતુ ઇન્સાનનું તેમ નથી. આથી કહેવાયું છે કે :

आदमीज़ादह तुर्फ़ह मअ्जून अस्त,
अज़ फ़रिश्तह सिरिश्तओ जे हैवान;
गर कुनद मैले ईं, शवद कम अज़ीं,
वर कुनद कस्दे आँ, शवद बेह अज़ आँ।

[ મનુષ્ય એક વિચિત્ર મિશ્રણ છે. તેને ફરિશ્તા અને જાનવરના ગુણોનો બનાવેલો છે.

જો બીજા તરફ વલણ કરે તો તેના (જાનવર)થી પણ અધમ થાય છે અને પહેલા તરફ ઢળે તો તે (ફરિશ્તા)ના કરતાં પણ વધી જાય છે. ]

વ્યવહારમાં 'ઇલ્મ' અને 'અક્લ'ની આવશ્યકતા હોય જ છે, પરંતુ સૂફીઓ એ બંનેની પ્રાપ્તિની ઇચ્છા રાખતા નથી. તેમની દૃષ્ટિએ એમને લઈને નફ્સને વિશેષ મદદ અને ઉત્તેજન મળે છે. તેઓ માને છે કે 'ઇલ્મ' એક એવું આવરણ છે જે દેહને ઢાંકી દે છે અને અલ્લાહનો સાક્ષાત્કાર થવા દેતું નથી. તેઓ 'ઇલ્મને' અલ્લાહની

૧. (અ.) કામવાસના જે નફ્સની એક ખાસિયત છે
૨. (અ.) 'ગુસ્સો' જે નફ્સની એક ખાસિયત છે

દેણુ સમજતા નથી; પરંતુ એને બુદ્ધિ-વિલાસ જ ગણે છે. તેઓ મારિફત (આધ્યાત્મિક જ્ઞાન)નો સત્કાર અવશ્ય કરે છે; પરંતુ આઝાદ સૂફીઓને તો કુરાને શરીફના જ્ઞાનની પણ પડી નથી.

ફના અને બકા

સામાન્ય રીતે ઇન્સાન મોત અને વિનાશથી ડરતો રહે છે; પરંતુ સૂફી તો એને જ શોધે છે. તસવ્વુફના સાધક માટે જે મંઝિલો નક્કી કરવામાં આવેલી છે તેમાં ફના અને પછી બકા આધ્યાત્મિક પ્રગતિની અંતિમ મંઝિલો છે; એ ઉચ્ચ કક્ષાનાં સ્થાનો છે.

સાધક પોતાની હસ્તીને અલ્લાહની ઝાતમાં ફના કરી દે છે. હઝરત મનસૂર હલ્લાજ એ કક્ષા ઉપર પહોંચ્યા ત્યારે તેમણે 'અનલ્હક્ક'નો મંત્ર ઉચ્ચાર્યો હતો. સામાન્ય માન્યતા એવી છે કે ફનામાં ઐહિક બાબતો તરફ વલણ રાખવાનું હોતું નથી. સંસારી સંબંધોથી દૂર રહેવું એ જ ફના છે. હંમેશ માટે આધ્યાત્મિક જીવન ટકાવી રાખવું એ બકા છે.[1] મોત પછીનું કોઈ પ્રકારનું જીવન જેવું હોતું નથી. મનુષ્યનું શરીર ભૌતિક તત્ત્વોનું બનેલું છે. એ રહે છે ત્યાં સુધી મનુષ્ય જીવે છે. ભૌતિક તત્ત્વો વિખુટાં થાય ત્યારે તે ફના થઈ જાય છે. આત્મા ફરીથી પેદા થાય છે અને તે હંમેશ માટે રહે છે એ માન્યતા કાલ્પનિક વસ્તુ છે. સૂફીઓ આ મતનો ઘણા જ જોશ અને જોરશોરથી વિરોધ કરે છે. તે તો એમ જ માને છે કે દુનિયામાં કોઈ પણ વસ્તુ પેદા થયા પછી ફના થતી નથી. અલબત્ત, તેનું સ્વરૂપ બદલાય છે. આમ હોય તો ઇન્સાન કેવી રીતે ફના થઈ શકે? સૂફીઓ તો એમ જ કહે છે કે ફના એ બકાનો દિબાચો છે; પ્રસ્તાવના છે. ફના એ પ્રગતિ છે અને પ્રગતિ કરીને નવું સ્વરૂપ પેદા થાય છે. એક જ હાલત કાયમ રહે તો પ્રગતિ થાય નહિ. સૂફી શાયર મૌલાના જલાલુદ્દીન રૂમી કહે છે:

---

૧. હુજ્વીરી-કશ્ફુલમહજૂબ

तू अज़ाँ रूज़ी केह दर हस्त आमदी;
आतशी या खाक या बादी बूदी ।
गर बराँ हालत तुरा बूदी बक़ा
कय रसीदी मर तुरा ईं इर्तिक़ा ।

[ તું જ્યારથી હસ્તીમાં આવ્યો ત્યારથી આગ, ખાક કે પવન હતો (એટલે કે કોઈ ભૌતિક તત્ત્વ હતો).
જો તે હાલત ઉપર તું કાયમ રહેત તો તને પ્રગતિ કેવી રીતે પ્રાપ્ત થાત?]

તે પછી આગળ ચાલતાં તે કહે છેઃ—

अज़ मुबद्दिल हस्तिये अव्वल नमान्द,
हस्तिये दीगर बजाये ऊ निशान्द ।

[ બદલનારને લઈને પ્રથમ હસ્તી રહી નહીં. તેણે તેની જગાએ બીજી હસ્તી ગોઠવી. ]

हमचुनीन ता सद हज़ाराँ हस्तहा,
बअ्‌दे यक दीगर दुव्वुम बेह ज़े अिब्तिदा ।

[ આવી રીતે સેંકડો અને હજારો હસ્તી એક પછી બીજી એમ થઈ, જેમાં દરેક પાછળની આગળવાળી કરતાં ઉત્તમ છે. ]

આગળ કહે છે કેઃ—

ईं बक़ाहा अज़ फ़नाहा याफ़्ती,
अज़ फ़ना पस रू चेरा बरताफ़्ती ? ।

[ આ બકા તેં ફનામાંથી મેળવી. તો તું ફનાથી કેમ મોં મોળે છે? ]

એવી સામાન્ય માન્યતા છે કે કયામતનું જીવન છેલ્લું છે પરંતુ સૂફીઓ તો કહે છે કે એ પણ પ્રગતિની એક મંઝિલ છે; મૌલાના જલાલુદ્દીન એ વિષે નોંધે છે કેઃ—

अज़ जमादी मुर्दमो नामी शुदम,
अज़ नुमा मुर्दम ब हैवान सर ज़दम ।

मुर्दम अज़ हैवानीओ आदम शुदम,
पस चेह तर्सम केह अज़ मुर्दन कम शुदम ?

[ સ્થૂળ અવસ્થામાંથી મૃત થઈને વૃદ્ધિની અવસ્થા મેં પ્રાપ્ત કરી. તે પછી તે અવસ્થામાંથી મૃત થઈને મેં પ્રાણીજીવન મેળવ્યું.

પ્રાણીજીવનમાંથી મૃત થઈને હું મનુષ્ય થયો તો પછી મૃત્યુથી મારામાં કમી આવી એવી બીક શા માટે હું રાખું ? ]

શાયર આગળ ચાલતાં કહે છે કે તે પછી આગળ વધી હું ફરિસ્તો થઈશ અને

बारे दीगर अज़ मलक पर्रां शवम,
आँचेह अन्दर वह्म नायद आँ शवम ।
आबे कोजह चूँ दर आबे जू शवद,
महव गर्दद दर बयो चूँ ऊ शवद ।

[ ફરીથી ફરિસ્તાની અવસ્થામાંથી પણ આગળ ઉડીશ અને કલ્પનામાં પણ જે ન આવે તે થઈશ.

કૂજાનું પાણી નદીમાં ચાલ્યું જાય છે ત્યારે તે તેમાં મળી જાય છે અને તેના જેવું થઈ જાય છે. ]

આત્માનો સંબંધ પવિત્ર દુનિયા સાથે છે; તેથી શરીર ફના થશે ત્યારે આત્મા પરમાત્મામાં મળી જશે.

## હાલ, વહી, ઇલ્હામ, કશ્ફ અને મુશાહિદા

સૂફીઓ હંમેશાં અલ્લાહને યાદ કરે છે. યાદ કરતાં કરતાં તેમને સમાધિ લાગી જાય છે અને અદ્‌ભુત પરમાનન્દનો સ્વાનુભવ થાય છે. એ તેમની 'હાલ' અવસ્થા કહેવાય છે. એ અનુભવ પવિત્ર હૃદયની લાંબા કાળની લીનતાનું પરિણામ છે. આવો અનુભવ થવો અતિ વિરલ છે.

હઝરત શેખ અબૂલહસન અલી હુજ્વીરી કહે છે[1] કે "એ 'હાલ' અવસ્થા કેવળ રિયાઝત, ઇબાદત વગેરેથી પ્રાપ્ત થતી નથી; પરંતુ એ અલ્લાહની ભેટ છે. એમાં અલ્લાહની રેહમતની જરૂર છે."

એ 'હાલ' અવસ્થામાં અલ્લાહનો સાક્ષાત્કાર થાય છે. એ મહા નિદ્રામાં મરણ થાય તો તેને સૂફી 'વિસાલ' (મિલન) ગણે છે. આથી જ સૂફીઓ મોતને ઘણું મહત્ત્વ આપે છે અને તેનું વર્ણન પણ ઘણું કરે છે. એને તેઓ અલ્લાહે આપેલું આમંત્રણ માને છે. એમની ઉપાસનાનો છેડો યા મુક્તિ એ જ છે.

એ અવસ્થા પ્રાપ્ત કરવાની સંપૂર્ણ શક્તિ કેટલાક મનુષ્યોમાં કુદરતી રીતે જ હોય છે અને તેઓ નબી કહેવાય છે. કેટલાક અભ્યાસ અને રિયાઝતથી એ પ્રાપ્ત કરે છે અને તેઓ ઓલિયા કહેવાય છે.

નબીઓ યા પેગમ્બરોની[2] આસમાની કિતાબો તેમના ઉપર ઉતરેલી વહીઓનો સંગ્રહ છે. સૂફીઓ અને વલીઓને ઇલ્હામ[3] થાય છે. આ બંને બાબતો વજ્દ[4] અવસ્થામાં બને છે. એ અવસ્થામાં કોઈકમાં સખત આવેશ આવી જાય છે અને કોઈકમાં સ્થિરતા અને

---

૧. કશ્ફુલ્મહૂજૂબ

૨. કુરાને શરીફમાં એ વિશે છે કે:

. कुल्ल अिन्नमा अनाबशरुम् मिस्लोकुम यूहा अिलय्य ।

[ મોહમ્મદ પેગમ્બરને સંબોધીને અલ્લાહ કહે છે કે "લોકોને કહી દે કે હું પણ તમારા જેવો ઇન્સાન છું. મારી પાસે માત્ર વહી (અલ્લાહ તરફથી પ્રેરણા) આવે છે." ]

૩. अिल्हाम (અ.) અર્થાત્ કંઈક સ્પષ્ટ અને અપરોક્ષ અભેદાનુભવ જેવું; અલ્લાહ તરફથી દિલમાં કંઈક બાબત પ્રકટ થાય છે તે

. અકબર બાદશાહ વારંવાર પોતાને ઇલ્હામ થયાનો દાવો કરતો. (અકબરનામહ)

૪. वज्द (અ.) ધાર્મિક ઉપદેશ આદિ સાંભળીને જે તલ્લીનતા અને તન્મયતા ઉત્પન્ન થાય છે તે

શાંતિ કાયમ રહે છે. વહી ઉતરે ત્યારે પેગમ્બર લૌકિક અવસ્થામાં નહિ, પરંતુ અલૌકિક અવસ્થામાં હોય છે. એ દરમિયાન તે દૈવી વાણી સાંભળે છે અને સામાન્ય વ્યક્તિઓ ન જાણી શકે અને ન સમજી શકે એવા ગુહ્ય અને અગમ્ય બાબતો જાણી શકે છે અને સમજી શકે છે.

ફિલસુફો માને છે કે તમામ ચીજોનું જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધન બાહ્ય ઇંદ્રિયો છે. જે બાબત ઇંદ્રિયોને સમજાય છે તે દિમાગમાં પહોંચે છે અને દિમાગ તેનો વિવિધ રીતે અમલ કરે છે; એટલે કે ઇંદ્રિયો અને દિમાગ સાથે મળીને જે કાર્ય કરે છે તે જ્ઞાન અને સમજ છે. સૂફીઓની માન્યતા આ બાબતમાં પણ જુદી પડે છે. તેમના મંતવ્ય મુજબ એ તમામ ઉપરાંત એક આંતરિક ઇંદ્રિય છે જેનું નામ 'અક્લ' (અક્કલ) છે. તે સંયમ અને તપશ્ચર્યાથી પ્રાપ્ત થાય છે અને તે પ્રગતિ કરે છે. એમાં પાંચ ઇંદ્રિયોની ડખલ રહેતી નથી. તેમના ઉપયોગ કરતાં તેમની નિષ્ક્રિયતા વિશેષ ફાયદાકારક છે. આ આંતરિક શક્તિથી જે કંઈ સમજી શકાય છે તે ઇલ્હામ, કશ્ફ[1] કે મુશાહિદા[2] કહેવાય છે. એ વિષે જલાલુદ્દીન રૂમી કહે છે:

आजिनओ दिल चूँ शवद साफीओ पाक,
नक्शहा बीनी बीरूँ अज़ आबो खाक ।
पज हिस्सी अस्त जुज औं पज हिस्स,
आँ चूँ ज़रे सुर्ख़ो औं हिस्सहा चूँ मिस्स ।

[ દિલનો આયનો સાફ અને પાક થાય છે ત્યારે આબ અને ખાક અર્થાત્ પાણી અને માટીથી પર એવી તસવીરો તમે જોશો.

આ પાંચ બાહ્ય ઇંદ્રિયો ઉપરાંત પાંચ બીજી છે. પેલી (બીજી) શુદ્ધ સોનું સમાન છે અને આ (બાહ્ય) ત્રાંબા સમાન છે. ]

ખુદા, ફરિસ્તા, દોઝખ વગેરે ગેબી દુનિયાની બાબતો વિશે ફકીહો

૧. कश्फ़ (અ.) ખોલવું તે; અલ્લાહ તરફથી થતી પ્રેરણા
૨. मुशाहिदह (અ.) જોવું તે; દર્શન કરવું તે

અને ફિલસૂફો જે કંઈ કહે છે તે કલ્પનાથી કહે છે; પરંતુ તસવ્વુફનો પાયો ઇલ્મે બાતિન ( એટલે કે આંતરિક જ્ઞાન ) ઉપર છે. એમાં કલ્બ યા રૂહને કેળવવાનું હોય છે. તે તપશ્ચર્યા અને શુદ્ધિથી બની શકે છે. એ ઘણું જ ઉંડું હોય છે. એમાં શંકા કુશંકા તેમજ ડરને સ્થાન હોતું નથી. કલ્બ શુદ્ધ થાય છે તો તમામ વસ્તુ દેખા દે છે. એ ઇલ્મ પુસ્તકોમાંથી પ્રાપ્ત થતું નથી. દિલી ચક્ષુથી આરિફ[1] તમામ વસ્તુ સાફ સાફ જોઈ શકે છે. એ અવસ્થા શબ્દો વડે વર્ણવી શકાય એવી નથી. શેખ અબૂ અલી સીના[2] અને હઝરત સુલતાન અબૂ સઈદ અબુલ્ખૈર વચ્ચે ઘણી વાર પત્રવ્યવહાર થતો અને તેમાં વિચારોની આપ લે થતી. શેખ મુશ્કેલ વિષયો બાબતમાં હઝરત સુલતાનને પ્રશ્નો કરી નિરાકરણ માગતા અને તેમને તેમની પાસેથી જવાબ પણ મળતો. એક વખત એવું બન્યું કે બંનેની મુલાકાત થઈ અને ચર્ચા બાદ છૂટા પડચા; તે પછી હઝરત સુલતાને કહ્યું કે "જે તે જાણે છે તે અમે જોઈએ છીએ." અને શેખે કહ્યું કે "જે તે જુએ છે. તે અમે જાણીએ છીએ."[3] હઝરત સુલતાનને લગતી આ બાબત તસવ્વુફની પરિભાષામાં 'કશ્ફ' છે.

હઝરત શેખ અબુલ્ફત્હ રુકનુદ્દીન (મૃ. ઈ. સ. ૧૩૩૪)ને તેમને મળવા આવનાર તથા મુરીદોના દિલની વાતોની કશ્ફ થતી હતી. એક વખત બન્યું એવું કે સુલતાન ગિયાસુદ્દીન તગલક ( ઈ. સ. ૧૩૨૦ –૨૪ ) મૌલાના ઝહીરુદ્દીન ભેગને પૂછ્યું "શેખ રુકનુદ્દીનની કોઈ કરામત આપે જોઈ છે?" મૌલાનાએ જવાબમાં કહ્યું, "એક વખત શુક્રવારને દિવસે લોકો તેમની કદમબોસી માટે જમા થયા હતા. મેં વિચાર કર્યો કે હું વિદ્વાન છું; પરંતુ મારા તરફ કોઈ પાછું ફરી જોતું પણ નથી. મેં બીજે દિવસે સવારે શેખની ખિદમતમાં હાજર થઈ એમ પૂછવાનું નક્કી કર્યું કે વઝૂમાં કોગળા કરવાનું અને નાકમાં પાણી નાખવાનું કારણ શું છે? રાત્રે હું સૂતો ત્યારે ખ્વાબમાં મેં જોયું કે શેખ મને મીઠાઈ ખવડાવે છે. આની મિઠાશ સવાર સુધી મારી જીભ

ઉપર કાયમ રહી હતી. મને લાગ્યું કે આ ચમત્કાર જ હોય તો શેતાન પણ સામાન્ય બુદ્ધિના લોકોને એવી જ રીતે ભરમાવે છે. સવારે હું હઝરત શેખની ખિદમતમાં હાજર થયો ત્યારે મને જોતાં વેંત તેમણે કહ્યું, 'હું તમારી જ રાહ જોતો હતો.' તે પછી તેમણે વાત શરૂ કરી, 'મેલ બે જાતનો છે; એક શરીરનો અને બીજો દિલનો. શરીર ઉપર મેલ થવાનું કારણ સૌ કોઈ જાણે છે. દિલનો મેલ અયોગ્ય વ્યક્તિઓની સોબતથી ઉત્પન્ન થાય છે. શરીર પાણીથી પાક થાય છે અને દિલનો મેલ આંખોનાં આંસુથી ધોવાય છે.'

તે પછી આગળ ઉપર તેમણે જણાવ્યું, 'પાણીમાં ત્રણ ગુણ છે, રંગ, સ્વાદ અને ગંધ. આથી શરીઅતમાં પ્રથમ તો વઝૂ કરતી વખતે કોગળા કરવાનું અને નાકમાં પાણી નાખવાનું નક્કી કરેલું છે. કોગળાથી સ્વાદની સમજ પડે છે અને નાકમાં પાણી નાખવાથી તેની ગંધ માલૂમ પડે છે.' તે પછી તેમણે કહ્યું, 'જેમ નબીની આગળ શેતાન પ્રગટ થતો નથી તેમ હકીકી શેખ આગળ પણ તે નજરે પડતો નથી. એનું કારણ એ છે કે સાચો શેખ જે કંઈ કરે છે તે સંપૂર્ણપણે નબીના જેવું જ હોય છે.'

શેખ રુકનુદ્દીનની જબાન ઉપરથી આ શબ્દો નીકળતા હતા ત્યારે મારું શરીર પરસેવાથી નવાઈ જાય તેવું થતું હતું.[1]"

આ કશ્ફના અનુભવનું સુંદર ઉદાહરણ છે.

---

૧. અખબારુલઅખ્યાર, પૃ. ૬૨
સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહમાન–બઝ્મે સૂફિયહના આધારે, પૃ. ૨૭૪

## પ્રકરણ ૫ મું

## સાધનો

કોઈ પણ ધ્યેય હાંસિલ કરવા માટે સાધક સાધનોનો ઉપયોગ કરે છે. તેમાં દેશ કાળની ઊંડી છાપ હોય છે. એ દષ્ટિએ વિચારતાં માલૂમ પડે છે કે સૂફીમતને જે પરિસ્થિતિનો સામનો કરવો પડયો તે ઇસ્લામી સંસ્કારોથી ઓતપ્રોત હતી. આથી સૂફી સાધકો ઇસ્લામના મઝહબી ઉસૂલો મુજબ ચાલ્યા. તેઓમાં અધ્યાત્મનો વિકાસ કોઈ પણ રીતે થયો હોય, પરંતુ તે માટે તેમનો રાહ હંમેશાં ઇસ્લામી રહ્યો છે. કુરાને શરીફમાંથી જ અલ્લાહના વ્યાપક અને અંતર્યામી સ્વરૂપનો તેમને સંકેત મળી ગયો. તેમાંથી જ પ્રત્યક્ષ કે પરોક્ષ અને સીધા કે આડકતરા રૂપમાં તેમને પોતાના મનને અનુકૂળ સામગ્રી પ્રાપ્ત થતી રહી. તે ઉપરાંત હદીસમાંથી પણ તેમનેપૂરેપૂરી સહાય મળતી રહી.

સૂફીઓ ઇસ્લામી મઝહબનું બરાબર પાલન કરતા આવ્યા છે. તોહીદ, સલાત, સૌમ, ઝકાત અને હજ જે ઇસ્લામના પાંચ રૂકન એટલે કે સ્તંભ છે, તેઓના આધારનો પણ સૂફીઓએ સ્વીકાર કર્યો છે અને એ સાધનોના ઉપયોગમાં તેઓ મગ્ન રહે છે. શરીઅત[1] સામે તરીકતનો[2] વિરોધ નથી, પરંતુ એ શરીઅતનું તત્ત્વ છે યા તેનો આત્મા છે. ફકીહોએ[3] શરીઅતનું બાહ્ય સ્વરૂપ ગ્રહણ કર્યું; ફકીરોએ તેમની નજર દિલના દર્પણ ઉપર રાખી.

### તોહીદ[4]

ચુસ્ત મઝહબી માન્યતા મુજબ તોહીદનો અર્થ 'લા ઇલાહા ઇલ્લલ્લાહ' (એટલે કે અલ્લાહ સિવાય અન્ય કોઈ અલ્લાહ

---

૧. (અ.) ધાર્મિક ક્રિયાકાંડ

૨. (અ.) સૂફી આચરણ

૩. (અ.) વિધિનિષેધ ઉપર ભાર મૂકનારાઓ

૪. तौहीद (अ.)

નથી એવો) થાય છે. અલ્લાહની જાત અને સિફતો (એટલે કે તેનાં વ્યકિતત્વ અને ગુણો)માં કોઈ ભાગીદાર[1] નથી; જગતથી અલ્લાહ પર છે. આવી રીતે તમામ ઇસ્લામી માન્યતાઓ અને ઈમાનની જડ તોહીદ છે.

શરીઅતમાં સિફતો એટલે કે ગુણોની દૃષ્ટિએ અલ્લાહ તા'લાની તોહીદ નીચેનાં કારણોને લઈને જણાવવામાં આવે છે :—

૧. અલ્લાહ તા'લા સિવાય અન્ય કોઈ પરસ્તિશ કરવા યોગ્ય નથી.

૨. દુનિયાને પેદા કરનાર અને તમામ ચીજોનો બનાવનાર એ જ છે.

૩. એના જેવો અન્ય કોઈ નથી.

૪. કોઈ અન્ય વ્યક્તિ એની અગાઉ ન હતી.

૫. એને કોઈએ બનાવ્યો નથી.

અલ્લાહની ઇબાદત કરવી જોઈએ, કારણ કે તેના જ હાથમાં મનુષ્યનો નફો કે નુકસાન છે. જો દુનિયામાં બે અલ્લાહ હોત તો જે વ્યવસ્થા અત્યારે હસ્તી ધરાવે છે તે ન રહી શકી હોત.

---

૧. એક જ અલ્લાહ ઉપરાંત અન્ય કોઈને અલ્લાહ સમાન ગણી તેની પરસ્તિશ કરવી એ બાબતને મુસલમાનો 'શિર્ક' કહે છે. કુરાને શરીફમાં એ માટે સાફ મનાઈ છે; જેમકે નીચે પ્રમાણેની એક આયત છે કે

મંओ यशरिक् बिल्लाहे फ़क़द हर्‌रमल्लाहो अलैयहिल् जन्नता व मअवाहुन्नारो व मा लिज़्ज़ालेमीना मिन्‌अन्सार ।

[ જે અલ્લાહ પાક સાથે બીજાઓની ઇબાદત કરશે તેને માટે અલ્લાહ જન્નત હરામ કરશે અને તેનું રહેઠાણ દોઝખ થશે અને એ ગુનેહગારોનો કોઈ બેલી નથી.]

તોહીદ ઇસ્લામનો એક મોટો ઉસૂલ છે. કોઈ પણ પરધર્મી ઇસ્લામ સ્વીકારે ત્યારે એનો કલમો તેને પ્રથમ પઢાવવામાં આવે છે. ઇસ્લામની આખી ઇમારત એ ઉપર જ અવલંબે છે. અનેક રૂપરૂપાંતરોમાં મૂર્તિ-પૂજા થતી હતી અને થાય છે તેનો વિરોધ ઇસ્લામ કરતો આવ્યો છે.

તસવ્વુફમાં એનો અર્થ વહ્દતુલ્‌વુજૂદના સિદ્ધાંતમાં ઘટાવવામાં આવ્યો છે. સૃષ્ટિની તમામ વસ્તુઓને હક્ક તા'લાનુ વુજૂદ સમજવું જોઈએ એટલે કે હક્ક તા'લા સિવાય કોઈ પણ અન્ય સાચી ચીજ દુનિયામાં મોજૂદ નથી એમ માનવું જોઈએ. ચિનગારીઓ મૂળ અગ્નિથી જુદી નથી; પાણીનો પરપોટો પાણી છે; મોજું પાણી છે; ટીપું પાણી છે; ભ્રમર પાણી છે; તેવી જ રીતે સૃષ્ટિમાંની દરેક વસ્તુ ખુદા છે. આ દુનિયા ઝાંઝવાના જળ સમાન છે. સૂર્યની રોશની તો એક જ છે; પરંતુ આયના, રજકણ, પાણી વગેરેમાં એનું રૂપ બદલાય છે. કોઈ જગાએ એ તેજરૂપે હોય છે, કોઈ ઠેકાણે ઝાંખી હોય છે, અને કોઈ સ્થળે તે એટલી સખત હોય છે કે આંખો અંજાઈ જાય છે. આયનો, રજકણ, પાણી વગેરે નાશ પામે યા તેઓનું રૂપાંતર થાય તેથી રોશનીમાં કંઈ ફરક પડતો નથી અને તેને કંઈ નુકસાન થતું નથી આયનામાં જે કોઈ ચીજનું પ્રતિબિંબ પડે છે તેનું આબેહૂબ સ્વરૂપ તેમાં મળે છે. જો તે ચીજને હટાવી લેવામાં આવે તો ત્યાં કંઈ જ હોતું નથી ચીજ મોજૂદ છે, પરંતુ પ્રતિબિંબનો કંઈ પત્તો નથી. એવું આ બાબતમાં છે. સારી દુનિયા અને જે કંઈ તેમાં બને છે તે એકની તદબીરની અસર છે અને તે એકના જ કર્તવ્યનું પરિણામ છે દુનિયાની તમામ લીલા પૂતળીઓના તમાશા જેવી છે. બાહ્ય દૃષ્ટિએ એમ લાગે છે કે પૂતળીઓ એમ ને એમ જ નાચે છે; પરંતુ વસ્તુતઃ પાછળ એક પૂતળીવાળો બેઠો છે જે દોરીથી તમામ પૂતળીઓ પાસેનું હલનચલન કરાવ્યા કરે છે.

ટૂંકમાં, સર્જનહાર અને સર્જેલી વસ્તુ એક જ છે; જે કંઈ મોજૂદ છે તે ખુદા છે; એક મૂળ વસ્તુ છે જે સાચી વસ્તુ છે અને બીજી તેનો છાંયડો છે યા તેનું પ્રતિબિંબ છે.

અલ્લાહ સિવાય બીજું કંઈ જ નથી. એ વુજૂદની મંઝિલમાં 'હમહ ઊસ્ત' ( અર્થાત્ 'બધું જ તે છે' )ની ભાવના મનાય છે.

અલ્લાહ જ સર્વ છે. તે જ સૌંદર્ય છે, તે જ સત્ત્વ છે. જે કંઈ મોજૂદ છે તે તે જ છે અને જે કંઈ છે તે તેનું જ રૂપ છે.[૧] તે જ સર્વવ્યાપક છે. તે જ સર્વશક્તિમાન છે. તેના સિવાય વાસ્તવમાં દુનિયામાં અન્ય ચીજ છે જ નહિ. જગત નાશવંત છે.[૨] તે બદલાઈ પણ જાય અને અદૃશ્ય પણ થાય, પરંતુ સત્–અલ્લાહ તો તે તો રહે જ છે.

---

૧. જેમકે સૂફી શાયર હઝરત મુલ્લા નૂરુદ્દીન જામી (ઈ. સ. ૧૪૧૪–૧૪૯૨) એક વખત એક સભામાં ભાષણમાં નીચેની શે'ર બોલી રહ્યા હતાઃ—

बस केह दर जाने फ़िगारो चश्मे बेदारम तूई,

हर के पैदा मी शवद जे़ दूर पिन्दारम तूई।

[અર્થાત્ મારાં ઘાયલ મન અને જાગૃત આંખમાં તું એટલો બધો છે કે જે કોઈ દૂરથી નજરે પડે તેને તું જ છે એમ હુ ગણું છું.]

કોઈ પાસે ઊભેલા આદમીએ આ સાંભળી એકદમ સવાલ કર્યો, "જો કોઈ કૂતરો નજરે પડી જાય તો?"

હઝરત મુલ્લાએ સત્વર કહી દીધું:—

मन बाज़ पिन्दारम तूई।

[તોપણ હું તો તું જ છે એમ ગણું.]

ફારસી શાયર અમીર ખુસરો (મૃ. ઈ. સ. ૧૩૨૫) કહે છેઃ—

आँचे आयद दर दिलम ग़ैरेअज़ तू नीस्त,

या तूई या बूईअे तू या ख़ूईअे तू।

[જે કંઈ મારા દિલમાં આવે તે તારા સિવાયનું નથી. એ ક્યાં તો 'તું' છે, ક્યાં તો તારી બૂ છે; ક્યાં તો તારી કોઈ ખાસિયત છે.]

૨. જેમકે શેખ હાફિઝ શીરાઝી કહે છેઃ—

फ़ीलजुमलह अेअ्‌तमाद मकुन बर सिबाते दह्‌र,

कीं कारख़ानह अीस्त तग़ैर कुनन्द।

[અર્થાત્ ટૂંકમાં દુનિયાની સ્થિરતાનો ભરોસો ન કર, કારણ કે આ એક કારખાનું છે જેમાં ફેરફાર કરવામાં આવે છે.]

અલ્લાહ બિલકુલ સૌંદર્ય છે. અહીં જણાતી સૌંદર્યની અને સ્નેહની મૂર્તિઓ અલ્લાહનાં પ્રતિબિંબો છે. સૌંદર્યથી મોહિત થયેલાનાં દિલમાં તે સૌંદર્યવાન વસ્તુ માટે જેમ પ્રેમ ઉત્પન્ન થાય છે તેમ અલ્લાહના ચિંતનથી સૂફીનું દિલ દિવ્યપ્રેમમાં ઓતપ્રોત થાય છે.

સૂફીઓ એમ પણ માને છે કે સંસાર અલ્લાહના જ સંકેત ઉપર ચાલે છે અને એની જ અદા ઉપર મુગ્ધ છે. એ જ આપણને અપનાવવા એની માયા બતાવે છે; આલમના રોમ રોમમાં જે ઝલક દેખાય છે તે એની જ ઝાંખી છે. તે આપણને લોભાવવાને માટે છે; તારાઓ ઝગમગીને એની જ તરફ આપણને આકર્ષે છે; ચંદ્ર પણ એની જ તરફ વધે છે; સૂર્ય પણ એના જ ફેરમાં બળી રહ્યો છે; ટૂંકમાં, એણે ચારે તરફ પ્રેમનાં બીજ વાવ્યાં છે.

આમ સૂફીઓની તોહીદ તદ્દન શુદ્ધ હોય છે. અલ્લાહ સિવાયની ચીજ સાથે તેઓ કંઈ પણ સંબંધ રાખવા માગતા નથી. તેમની લય ફક્ત અલ્લાહ માટેની લય હોય છે. તેઓ સંતોષ કેળવે છે. દોલત કરતાં ગરીબીને, તૃપ્તિના કરતાં ભૂખને, વધારેના કરતાં ઓછુંને અને ભપકાને બદલે વિનય અને નમ્રતાને પસંદગી આપે છે.[1] તેઓ તોહીદને એટલું બધું મહત્ત્વ આપે છે કે હઝરત ખાજા અહરારે[2] કહ્યું કે[3] "પાપોથી પૂર્ણ એવો એક કાફિર તોહીદનો રાગ પદ્ધતિસર ગાય છે[4]

૧. શેખ અબૂ નસ્ર સર્રાજ-કિતાબુલ્લમઅ, પૃ૦ ૧૧-૧૨

૨. ખાજા નાસિરૂદીન ઉબૈદુલ્લાહ નામના નક્શબંદી ફિરકાના સૂફી એ નામથી ઓળખાતા હતા. એમનો જન્મ ઈ. સ. ૧૪૦૩ માં થયો હતો અને એમનું અવસાન ઈ. સ. ૧૪૮૯ માં થયું હતું.

૩. મોહમ્મદ દારા શિકોહ-મજમઉલ્બહરૈન,પૃ. ૮૦-૮૧

૪. આ ઉક્તિમાં એક કાફિર, તે પણ પાપથી ભરેલો અને તે સંગીત ગાય (જે ઇસ્લામ મુજબ નિષિદ્ધ ગણાય છે) તોપણ તોહીદ હોવાથી હઝરત ખાજા અહરાર તે સાંભળવા જાય, એટલું જ નહિ, પણ પોતાને એ માટે ઓશિંગણ માને એમ જણાવીને એમા તોહીદનો મહિમા બતાવ્યો છે.

એવી ખબર મને મળે તો હું તેની પાસે જાઉં, આનંદથી સાંભળું અને તેનો આભાર પણ માનું."

**સૌમ**

સૌમનો અર્થ રોઝો, ઉપવાસ એવો થાય છે. એ એક મઝહબી બાબત છે. એમાં નિયત કરેલા સમય સુધી ખાવાનું, પીવાનું, તેમજ રોજિંદા વહેવારની કેટલીક બાબતો ઉપર પ્રતિબંધ રાખવાનો અને સંયમ પાળવાનો હોય છે. સૌમની વિધિ પરંપરાગત છે. ઝબૂર,[1] તૌરેત,[2] ઇન્જીલ[3] વગેરે મઝહબી કિતાબોમાંથી જાણવા મળે છે કે ઉપવાસથી દિલનો કાટ દૂર કરવામાં આવ્યો નહિ ત્યાંસુધી કોઈ નબીને 'નુબુવ્વત' એટલે કે પેગમ્બરી પ્રાપ્ત થઈ ન હતી. પેગમ્બર હઝરત દાઉદ (અલ૦)[4] એક દિવસ છોડીને એટલે કે ત્રીજે ત્રીજે દિવસે રોઝો રાખતા, કારણ કે ચાલુ રોઝા રાખવામાં આવે તો એ એક આદત બની જાય છે અને તેથી એમ કરવામાં કંઈ પણ તકલીફ પડતી નથી. મોહમ્મદ પેગમ્બરે (સલ૦)[5] ચાલુ પદ્ધતિમાં વિશેષતા દાખલ કરી એને ઇસ્લામનું એક અંગ બનાવ્યું.

---

૧. ઝબૂર એ હઝરત દાઉદ પેગમ્બર (અલ૦) ઉપર ઉતરેલી કિતાબનું નામ છે.
૨. તૌરેત (Old Testament) હઝરત મૂસા પેગમ્બર (અલ૦) ઉપર ઉતરેલી કિતાબનું નામ છે.
૩. ઇન્જીલ (New Testament) એ હઝરત ઈસા (જિસસ ક્રાઇસ્ટ) ઉપર ઉતરેલી કિતાબનું નામ છે. એ ખ્રિસ્તીઓનું ધર્મપુસ્તક છે. તૌરેત અને ઇન્જીલ મળીને બાઇબલ બનેલું છે.
૪. હઝરત દાઉદ (અલ૦) ઇસરાઈલ (યહૂદી) લોકોના પાદશાહ હતા અને પેગમ્બર પણ હતા. તેમનો કંઠ મધુર હતો. કહેવાય છે કે તે ગાતા ત્યારે તેમને સાંભળવા માટે જંગલી પશુપક્ષીઓ પણ ત્યાં ચમી જતાં, પાણી વહેતું અટકી જતું, અને લોઢું મીણ જેવું નરમ થઈ જતું. મૃત્યુ સમયે તેમની ઉમર ચારસો વરસની હતી. ફિલસૂફ લુકમાન તેમનો મુરીદ હતો. ઝબૂર નામનું ધર્મપુસ્તક તેમના ઉપર ઉતર્યું હતું.
૫. એમના ઉપર કુરાને શરીફ ઉતર્યું હતું.

રમઝાન[1] ઇસ્લામમાં એક એવો મહિનો છે કે જેમાં કુરાને શરીફની આયતોનાં અવતરણની શરૂઆત થઈ હતી. તદુપરાંત મોહમ્મદ પેગમ્બર (સલ૦)નો ઉત્કર્ષ પણ એ જ મહિનામાં થયો હતો. આ મહત્તાને લઈને એ સૌમ માટેનો સમય નક્કી થયો. એ મહિનામાં દરેક આકેલ,[2] બાલિગ,[3] તંદુરસ્ત અને મુસાફરીમાં ન હોય એવા મુસલમાન ઉપર રોઝા રાખવાની ફર્ઝ છે; પરંતુ કેટલાક મુસલમાનો સંકટ સમયે રોઝા રાખવાનું ટાળી પણ દે છે. એનો દેશકાળ સાથે કોઈ પણ જાતનો સંબંધ નથી. એ કોઈ પણ મોસમમાં આવે છે.

મુસલમાનો માને છે કે અલ્લાહના રેહમતના દરવાજા આ માસમાં ખુલ્લા થાય છે;[4] તેથી રોઝા રાખવા સાથે તેઓ બંદગી અને કુરાને શરીફના પારાયણમાં મશગૂલ રહે છે.

પરહેજગારી અને ફાકો કરી મનુષ્ય પોતાની નફસાની ખાહિશોને રોકે તો રૂહાની નૂરાનિયત પ્રાપ્ત કરવામાં એ એક સાધન બને છે એ રોઝા રાખવાનો ઉદ્દેશ છે.

---

૧. એ હિજરી સાલના નવમા મહિનાનું નામ છે.

૨. (અ.) સમજદાર; અક્કલમંદ

૩. (અ.) જેણે બાલ્યાવસ્થા વટાવી દીધી હોય તે

૪. મુસલમાનો માને છે કે રમઝાન મહિનાની મુબારક રાતોમાં લયલતુલકદ્ર નામની એક બરકતવાળી રાત આવે છે. એની મહત્તા કુરાને શરીફમાં એક પૂરા સૂરામાં જણાવવામાં આવી છે કે "બેશક અમોએ (કુરાને શરીફને) કદ્રની રાત દરમિયાન ઉતાર્યું અને તમો જાણો છો કે એનો મર્તબો કેવો છે ? કદ્રની રાત હજાર મહિનાથી બહેતર છે અને એ રાત્રિ દરમિયાન ફરિશ્તો જિબ્રીલ તેમજ અન્ય ફરિશ્તાઓ અલ્લાહના હુકમથી દરેક વાત લઈ ઊતરે છે. (અને) એ રાત પરોઢ સુધી સલામતી ભરેલી હોય છે

એ રાત્રિ વિશે હદીસોમાં જણાવવામાં આવ્યું કે હઝરતે (સલ૦) ફરમાવ્યું છે કે એ રાતને રમઝાને શરીફના છેલ્લા દસ દિવસોમાંની એકીની રાતો (એટલે કે ૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯)માં શોધો.

આ સૌમાંથી સૂફીઓને ઉપાસનાની પદ્ધતિ મળી, તેમને માશૂકના વિયોગમાં રિયાઝત (તપશ્ચર્યા) ભાવવા લાગી અને ભજન તેમનું ભોજન થયું.

હઝરત અબૂલ્‌અબ્બાસ કસ્સાબ કહેતા કે "હું ખાઉં છું તો હું મારામાં ગુનાઓનું તત્ત્વ જોઉં છું અને ભોજન ઉપરથી હાથ ઉઠાવી લઉં છું તો તમામ ઇબાદતનું મૂળ અનુભવું છું." હઝરત અબ્દુલ્લાહ તસ્તરી (મૃ. ઈ. સ. ૮૯૬)[1] પંદર દિવસમાં એક જ વખત ખાતા હતા. હઝરત ઇબ્રાહીમ અદ્‌હમ (મૃ. ઈ. ૭૭૧ અને ૭૮૩ દરમિયાન) રમઝાનમાં કંઈજ ખાતા ન હતા. સખત ગરમીની મોસમમાં રમઝાન હોય તોપણ તે રોજ ઘઉં કાપવા જતા અને મજૂરી મળતી તો ગરીબગુરબાંને આપી દેતા.[2]

**સલાત**

'સલાત'નો અર્થ નમાઝ થાય છે. ખુદા તા'લાએ આપણને પેદા કર્યા, ખાવા, પીવા, પહેરવા, ઓઢવા વગેરે આપણા જીવનને માટે જરૂરી અનેક અસંખ્ય વસ્તુઓ તેણે બનાવી, તેથી તેનો ઉપકાર માનવા આપણે તેની બંદગી કરવી જોઈએ, એમ ધાર્મિક વૃત્તિ ધરાવનારા મુસલમાનો માને છે.

નમાઝ એકલા પઢવા કરતાં જમાત સાથે પઢવામાં અને ઘેર પઢવા કરતાં મસ્જિદમાં જઈ બેસારી ઉપાધિઓમાંથી મુક્ત રહી એકાગ્ર ચિત્તથી પઢવામાં ઇસ્લામમાં ઘણું જ સવાબ (પુણ્ય) જણાવવામાં આવ્યું છે. મસ્જિદમાં દરરોજ પાંચ વખત નમાઝ પઢવામાં આવે છે.[3] મહોલ્લાના તેમજ બહારના લોકો ત્યાં આવી જમા થાય

૧. એ મુજાહિદાને વિશેષ મહત્ત્વ આપતા અને રિયાઝતથી આત્મ-નિયમન કરવા ઉપર ભાર મૂકતા.

૨. અલી ઇબ્ને ઉસમાન હુજવીરી–કશ્ફુલમહ્‌જૂબ

૩. દરરોજ પાંચ વખત નમાઝ પઢવી એ 'ફર્ઝ' છે

(૧) ફજ્ર — પરોઢનું અજવાળું થયા પછી અને સૂર્યોદય થતાં અગાઉ

છે અને નમાઝ પઢે છે. જુમા એટલે કે શુક્રવારને દિવસે શહેરના લોકો જુમા મસ્જિદમાં નમાઝ પઢવા જાય છે. વરસમાં બે વાર ઈદ[1] આવે છે. તે દિવસોમાં શહેરની બહાર જઈ ઈદગાહ ઉપર

(૨) ઝોહ્‌ર — મધ્યાહ્નનો સૂર્ય થોડો ઢળ્યા પછી
(૩) અસર — ઝોહ્‌રના સમય પછી અને સૂર્યાસ્ત અગાઉ એટલે કે તાપમાં પીળાશ આવી જાય તે અગાઉ
(૪) મગ્રેબ — સૂર્યાસ્ત પછી અને રાત્રિ અગાઉ એટલે સૂર્યાસ્ત થયા પછી આંખો રતાશ પડતો પ્રકાશ કાળો થાય છે તે સમયે
(૫) ઇશા — રાત્રિ શરૂ થયા પછી એટલે કે તારા નીકળ્યા પછી અને મધ્યરાત્રિ થતાં અગાઉ

૧. ઔદ અર્થાત્ ફરવું, પાછા ફરવું ઉપરથી. ' ઈદ 'નો દિવસ ફરી ફરીને આવ્યા કરે છે તેથી એ શબ્દ બન્યો. એનો અર્થ ' પ્રસન્નતા ' ' ખુશી ' એવો પણ કરવામાં આવે છે, કારણ કે એ દિવસ લોકો આનંદમાં પસાર કરે છે. કુરાને શરીફમાં છે કે " મરિયમના પુત્ર ઈસા મસીહે કહ્યું હતું કે ઓહ અલ્લાહ! તું અમારો પાલનહાર છે : તું અમારા પર (અમારે માટે) સુંદર ભોજન આકાશમાંથી ઉતાર, જેથી એ ભોજનનું ઊતરવું એ અમારી આગળ અને પાછળના લોકો માટે ઈદ હોય અને એ તારા તરફથી અમારે માટે એંધાણ હોય. તું અમને રોજી આપ; તું જ સર્વોપરી જીવિકા આપનાર છે."

એમ જણાય છે કે અલ્લાહે એ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને ખુશીના આ તહેવારની શરૂઆત થઈ. મુસલમાનો ઈસા મસીહને પેગમ્બરોમાના એક તરીકે સ્વીકારે છે; તેથી મુસલમાનોમા પણ ખુશીના તહેવાર તરીકે એ દિવસને મનાવવાનો રિવાજ પડયો. એ તહેવાર રમઝાન મહિનાના રોજાની સમાપ્તિ થયા પછી એટલે કે હિજરી સાલના દશમા મહિના શવ્વાલની પહેલીએ આવે છે. ઈદના દિવસે રોજો ખોલી નાખવામાં આવે છે, તેથી એને ઈદુલફિત્ર ( ફિત્ર એટલે કે 'રોજો તોડવો' ઉપરથી ) કહે છે. એ દિવસે લોકો સારાંસુંદર કપડાં પહેરે છે, એક-બીજાને મળે છે અને દાનપુણ્ય કરે છે. એ દિવસનાં સર્વ કાર્યોમાં

આસપાસનાં ગામોના તથા શહેરમાંના મુસલમાનો ભેગા મળી નમાઝ પઢે છે.

---

નમાઝનું વિશેષ મહત્વ છે. મુસલમાનો એ માટે એક જ સ્થાન ઉપર મળે છે.

એક બીજી ઈદ છે જેને અહીંના મુસલમાનો બકરી ઈદ કહે છે. એ શબ્દ बकर + ईद ઉપરથી બનેલો છે. અરબી ભાષામાં बकर નો અર્થ 'ગાય' કે 'બળદ' થાય છે. એ ઉપરથી 'બકરી ઈદ'નો ભાવાર્થ 'ગાય કે બળદની કુરબાની જે ખુશીના દિવસે અપાય છે તે' એવો થાય છે. ભારતના મોટે ભાગેના મુસલમાનો એ દિવસે ગાય કે બળદની કુરબાની આપવું ઠીક ગણતા આવ્યા છે. એ કારણથી એ તહેવારનું નામ 'બકરી ઈદ' અહીં પડી ગયું છે. ભારત તથા પાકિસ્તાનની સરહદમાં જ એ તહેવાર એ નામથી ઓળખાય છે. અરબી તેમજ ફારસી ભાષા તથા સાહિત્યમાં આ નામનો ઉપયોગ થતો નથી.

અરબીમાં એ તહેવારનું નામ ઈદુઝ્ઝુહા છે જે ઈદુલઅઝ્હા ઉપરથી છે. અઝ્હા નો અર્થ 'કુરબાની' થાય છે એટલે કે એ કુરબાનીની ઈદ છે. ઇસ્લામી જગતમાં આ તહેવારનું મહત્ત્વ વિશેષ છે. એ દિવસે કુરબાની કરવામાં આવે છે, તેથી ફારસીમા એને 'ઈદે કુરબાન' પણ કહે છે. એ હિજરી સનના ઝિલ્હજ્જની દશમીએ પડે છે.

હઝરત ઇબ્રાહીમ પેગમ્બર (અલ.) જેમણે પ્રથમ કાબાનું મકાન બધાવ્યું હતું તેમણે ત્રણ વાર સ્વપ્નું જોયું હતુ. તેમાં અલ્લાહે તેમને તેમના વહાલા પુત્રની કુરબાની તેને (એટલે કે અલ્લાહને) નિમિત્તે આપવાની આજ્ઞા કરી. એ માટે તે પોતાના પુત્ર ઇસ્માઈલને લઈને મક્કા નજીક આવેલા મિના નામના સ્થળ આગળ ગયા અને ત્યાં પુત્રને સ્વપ્નાની વાત કરી. કોઈ પણ પ્રકારનું બહાનું આગળ કર્યા વિના ઇસ્માઈલ તો તુરત જ કુરબાની માટે તૈયાર થઈ ગયા. હઝરત ઇબ્રાહીમ (અલ.) છરી પોતાની સાથે લાવ્યા હતા. તેમણે તે બહાર કાઢી ત્યારે ઇસ્માઇલે કહ્યું કે "એમ નહિ; આપ મને જમીન તરફ મોં રાખી સુવા દો અને આપ આપની આંખો ઉપર પાટો બાંધી દો; નહિ તો આપની નજર મારા મુખ ઉપર પડશે અને પુત્ર-પ્રેમને વશ થઈ આપ આપના કર્તવ્ય-પાલનમાંથી ચલિત થશો."

હઝરત રાબિઆ (મૃ. ઈ. સ. ૮૦૧?) નામનાં સ્ત્રી સૂફીનાં વચનોમા છે કે "ઓહ અલ્લાહ! જો હું તને દોઝખના ડરથી ભજતી હોઉં તો મને દોઝખમાં બાળજે અને જો હું તને બિહિશ્તની આશાથી ભજું તો તું મને બિહિશ્તથી વિમુક્ત રાખજે. હું તારે માટે જ તને ભજું છું. તું તારું અનંત સૌંદર્ય મારી આગળથી ખેંચી લઈશ નહિ.[1]"

હઝરત ફુઝૈલ ઇયાઝ[2] (મૃ. ઈ. સ. ૮૦૩) નામના સૂફીએ કહ્યું કે[3] "અલ્લાહ તા'લાની પરસ્તિશ હુ પ્રેમને લઈને કરું છું. મને તેની પરસ્તિશ કર્યા વિના ચાલતુ નથી." તેમની મંડળીના માણસોમાંથી કોઈએ તેમને પૂછ્યું, "નીચ માણુસ કોણ છે?" ત્યારે તેમણે જવાબ આપ્યો કે "જે અલ્લાહની પરસ્તિશ ડર અને આશાથી કરે છે." તેણે તેમને બીજો પ્રશ્ન કર્યો, "તમે કેવી રીતે કરો છો?" ત્યારે તેમણે જવાબ આપ્યો, "પ્રેમ, ભાવ અને ભક્તિ મને એમ કરવા ફરજ પાડે છે."

સૂફીઓની ઇબાદત કેવા પ્રકારની હોય છે તે સમજાવતાં મૌલાના જલાલુદ્દીન રૂમી કહે છે કે "શરૂઆતમાં બાળક નિશાળે જાય છે ત્યારે તે બળજબરીથી જાય છે અથવા તો કોઈ ઇનામ કે બદલાની લાલચથી જવા આકર્ષાય છે; પરંતુ સમજદાર થતાં તેનામા જ્ઞાન પ્રાપ્ત કરવાનો શોખ પેદા થાય છે ત્યારે તે કોઈ પણ ડર કે આશા વિના દોડતું જાય છે, બલ્કે જ્ઞાનનો શોખ તેને તેમ કરવા ફરજ પાડે છે; એટલે સુધી કે જ્યારે તેને જ્ઞાન સંપાદનનો ઘણો ચસકો લાગે છે ત્યારે તેને નિશાળે જતું અટકાવવામાં આવે તોપણ તે અટકી શકતુ નથી. સૂફીઓ આવા પ્રકારની ઇબાદતને જ ઇબાદત કહે છે."[4]

---

૧. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરતુલ્ઔલિયા
૨. અલ્ફુઝૈલ બિન ઇયાઝ
૩. જામી-બહારિસ્તાન, પૃ. ૮
૪. જલાલુદ્દીન રૂમી-મસ્નવી

આ જ કારણથી મુલ્લા નૂરુદ્દીન જામીની એક રુબાઈ છેઃ—

ज़ानाँ जे'दरे तू दूर नतवानम बूद,
'कानिअ ब बिहिश्तो हूर न तवानम बूद ।
सर बर दरे तू बहुक्मे इश्कम न ब मुज़्द,
ज़ीं दर चेह कुनम सबूर न तवानम बूद ।

[ ઓહ માશૂક ! હું તારા દ્વાર આગળથી દૂર જઈ શકું નહિ અને બિહિશ્ત અને હૂરીથી મને સંતોષ થઈ શકે નહિ.

તારા દ્વાર ઉપર મારું માથું ઇશ્કના હુકમથી છે, નહિ કે બદલાની આશાથી. હું શું કરી શકું ? મને આ દ્વાર વગર ચાલતુ નથી. ]

ચુસ્ત મઝહબી મુસલમાનો અમુક સમયે નમાઝ પડે છે, પરંતુ સૂફીઓને માટે એવું કંઈ નિશ્ચિત ઠરાવેલું નથી. તેઓ કોઈ પણ સમયે ઇબાદત કરે છે. અરે ! રાતનો તમામ સમય પણ તેમને માટે પૂરતો નથી.

સલાત ઉપરથી ઝિક્રની[1] બાબત ઉપસ્થિત થઈ. કુરાને શરીફમાં એ માટે પણ પ્રબન્ધ છે. આમ તો ઝિક્રનો અર્થ 'યાદ' કે 'યાદ-દાસ્ત' થાય છે. કોઈ વસ્તુ યાદ કરવામાં આવે અથવા આપોઆપ યાદ આવે તો તેનો અર્થ 'ધ્યાન તે તરફ ગયું' એવો થાય છે. એમાં મોઢેથી બોલવાની જરૂર રહેતી નથી. હદીસમાં નિદ્રા, જાગરણ, ખાન, પાન, મિલન, રંજ, રાહત, બીમારી, તંદુરસ્તી, દાવત, રુખ્સત, સવારી, સફર વગેરે, ટૂંકમાં જીવનની નાની મોટી તમામ ક્રિયામાં અલ્લાહ તા'લાનાં પ્રભુત્વ, ઉદારતા, ઇચ્છા વગેરે યાદ કરવા માટે ઝિક્ર નક્કી છે. એનો હેતુ દિનરાત દરેક સ્થિતિમાં તેની સાથેના શુદ્ધ સંબંધની યાદ દિલમાં તાજી કરવાનો છે.

સૂફીઓનું ઝિક્ર ઇસ્લામથી કંઈક ભિન્ન છે. તેમની સાધનાનો માર્ગ અમુક રીતે સલાતથી જુદો છે. ઇસ્લામમાં રહ્યા તેથી સૂફીઓ

1. (અ૦) ધ્યાન

સલાતનું પાલન કરે છે, પરંતુ તેમને સાચી શાંતિ ઝિક્રમાં મળે છે. સૂફીઓએ સલાતને ગૌણ અને ઝિક્રને પ્રધાન બનાવ્યું. તેમની સામે હંમેશાં અલ્લાહના સાક્ષાત્કારનો સવાલ છે. એ જ ધ્યેય હાંસેલ કરવા તેઓ રાતદિન ઝિક્ર અને ફિક્રમાં[1] મશગૂલ રહે છે. આ રીતે વિસાલ ( મિલન-મહામિલન )ની ખ્વાહિશથી તેઓ ઇશ્કના રાહમાં નીકળ્યા હોય છે અને ઝિક્ર અને ફિક્ર મારફત અલ્લાહમાં તન્મય થઈ જાય છે. વિસાલ પ્રાપ્ત કરવામાં ઝિક્રનાં વિવિધરૂપો પ્રચલિત થયાં. સૂફીઓ ઊઠે છે, બેસે છે, પડે છે, ઊભા થાય છે, માથકના દ્વાર ઉપર ચુંબન કરે છે અને આસન લગાવી જપ કરતા રહે છે.

જપ માટે સૂફીઓને તસ્બીહની[1] આવશ્યકતા લાગી. ક્રિયાકાંડી અને ધર્મનો આચાચાર કરનાર મુસલમાનો ખુદાનું નામ વારંવાર લેવું એને ઝિક્ર અને તસ્બીહ સમજે છે. સૂફીલોકો એને ઝિક્ર ગણતા નથી. 'હલવો' વારંવાર ઉચ્ચારવાથી જીભ ઉપર મીઠાશ આવતી નથી તેમ સૂફીઓની માન્યતા મુજબ તો હજાર તો શું લાખ વાર અલ્લાહનું નામ લો તો પણ ખુદાની ઝાત અને સિફતોનું ધ્યાન દિલ ઉપર પ્રબળ થાય એવું કંઈ પ્રાપ્ત થતું નથી. આથી તેમને અલ્લાહ સાથે વિસાલ મેળવવા માટે યમનિયમની જરૂર લાગી અને અંતે મન તેમજ શરીર ઉપર અધિકાર હાંસેલ કરવા તેમને યોગ ઉચિત લાગ્યો. યોગ સાધવા માટે એકાંત સેવન કરવાનું તેમણે પસંદ કર્યું અને ત્યાં અલ્લાહનું ચિંતન કરવા માંડ્યું. આ રીતે એનો પ્રચાર થયો. ઝિક્રમાં તેઓ અલ્લાહના નામનું રટન કરે છે અથવા 'સુબ્હાન અલ્લાહ' 'લા ઇલાહા ઇલ્લલ્લાહ' વગેરે મંત્રો ઉચ્ચારે છે અને ધ્યાન અલ્લાહ ઉપર કેન્દ્રિત રાખે છે.[2] ઝિક્રમાં કુરાને શરીફની અમુક આયતોનું પારાયણ કરવામાં પણ આવે છે.

---

૧. (અં૦) ચિંતન

૨. પાંખડી લોકો તસ્બીહ ફેરવતા રહે છે જ્યારે તેમનું દિલ પૈસાની કમાણીના અગમ્યવાદમાં રોકાયેલું રહે છે. એ વિશે શેખ સા'દી ટીકા કરે છે કે :

સૂફીઓએ ઝિક્ર ઉપર પૂરું લક્ષ આપ્યું. તેમાંથી અનેક બાબતો ઉપસ્થિત થઈ અને તેમણે ઝિક્ર, ફિક્ર અને સમાના[1] નિયમો ઘડયા. 'ઝિક્રે જલી' અને 'ઝિક્રે ખફી' એવા ઝિક્રના બે ભેદ કરવામાં આવ્યા. 'ઝિક્રે જલી'નો[2] સંબંધ વાણી સાથે અને 'ઝિક્રે ખફી'નો સંબંધ દિલ સાથે છે. 'જલી' અને 'ખફી'ની ક્રિયામાં ફેર છે. 'જલી'માં બૂમ પાડી પાડીને અન્ય વૃત્તિઓની ઉપેક્ષા તથા તેઓનું દમન કરવામાં આવે છે. 'ખફી'માં જે તત્ત્વ આપણામાં ઇષ્ટ હોય છે તેનું ઉદ્‌બોધન છે. 'જલી'માં[3] સંઘની સાધના છે અને 'ખફી'માં હૃદયની એકાંતમાં ભાવના છે. 'જલી' સ્તવન છે તો ખફી યોગ છે. જલી અને ખફી બંનેમાં કુરાને શરીફની આયતોનો ઉપયોગ કરવામાં આવે છે.

---

दर ज़बान अल्लाह दर दिल गावो ख़र,
ईं चुनीन तस्बीह कय दारद असर ।
(તસ્બીહાત)

[ અર્થાત્
જીભ ઉપર અલ્લાહ અને દિલમાં ગાય અને ગધેડો-આવી માળાની અસર કેવી રીતે થાય ? ]

૨. ભારતના યોગીઓનો પ્રાણાયામ હિજરી નવમી સદીના સૂફીઓને ધ્યાનમાં આવ્યો હતો અને તેઓ તેનો અભ્યાસ તે પછી વિશેષ કરતા રહ્યા હતા.

Reynold A. Nicholson — The Mystics of Islam, p. 48

૧. समाअ् (અ૦) સંગીત

૨. ખાન બહાઉદ્દીન નક્શબંદે (ઈ. સ. ૧૩૨૭-૮૮) બૂમ પાડીને ઝિક્ર કરવાની મનાઈ કરી હતી.

[ પ્રો. મોહમ્મદ સરવર-તસવ્વુફ કી હકીકત, પૃ. ૭૧ ]

૩. ચિશ્તિયા અને કાદિરિયા સિલસિલાના અનુયાયીઓએ 'ઝિક્રે જલી' અપનાવી છે.

'ઝિક્ર' ખફીથી આગળ વધતાં "ફિક્ર"નો રાહ ખુલે છે; ફિક્રમાં ચિંતનની પ્રધાનતા છે.

ફિક્રથી આગળ વધીને એક બીજી ક્રિયા કરવામાં આવે છે જેને 'મુરાકિબત' કહે છે. મોહમ્મદ પેગમ્બર (સલ૦) કહેતા કે "તમે અલ્લાહને જોતા હોય તેમ ભજો, કારણ કે તમે તેને જોતા નથી, પરંતુ તે તમને જુએ છે." મુરાકિબતનો હેતુ આ જ છે. એમાં અલ્લાહ સિવાયની તમામ અન્ય ચીજોનો દિલમાંથી ત્યાગ કરવો જોઈએ અને ધ્યાન એવી રીતે ધરવું જોઈએ કે અલ્લાહ સિવાય બીજું કંઈ પણ દિલમાં હોય જ નહિ.[1] આ માટે કેટલાક નાક તરફ જ દષ્ટિ રાખવાનું કેળવે છે અને કેટલાક અલ્લાહનું નામ કાગળ ઉપર લખી તેના ઉપર નજર કેન્દ્રિત કરે છે. દરેક ફિરકામાં ઝિક્રનું એક સૂત્ર નક્કી રાખવામાં આવે છે અને એક આસન મુકર્રર કરેલું હોય છે. કેટલાક ફિરકાઓમાં ધ્યાન ધરતી વખતે જીભ તાળવાને અડાવે છે અને કેટલાકમાં દાંતોની હારો એક ઉપર બીજી બેસે એવી રીતે કરે છે.

હઝરત નૂરી[2] સૂફી (મૃ. ઈ. સ. ૯૦૭)નું ધ્યાન એટલું તો કેન્દ્રિત

૧. મહાન સૂફી હઝરત શેખ અબૂલહસન ખરકાની (ઈ. સ. ૯૮૬) એ પોતાના અનુયાયીઓને એક દિવસ પૂછ્યું, "ઉત્તમ વસ્તુ શું છે ?" તેમણે જવાબ આપ્યો, "ઓહ શેખ! આપ પડે જ ફરમાવો." તેમણે કહ્યું, "જે દિલ હમેશાં તે (અર્થાત્ અલ્લાહ)નો યાર છે."

"યાદ એવી હોવી જોઈએ કે બીજી ચીજને માટે દિલમાં અવકાશ જ રહે નહિ."

[ નમીં-બહારિસ્તાન, પૃ. ૧૧ ]

૨. એમનું પૂરું નામ અબૂલહસન અહમદ બિન મોહમ્મદ અનનૂરી હતું.

તે કહેતા કે "સૂફી દુનિયાની દોલતનો માલિક નથી, તેમજ ગુલામ પણ નથી. તે કોઈ ચીજને વળગેલો નથી અને તેને કોઈ ચીજ વળગતી નથી. [ શેખ અલી ઇબ્ને ઉસમાન હુજવીરી-કશ્ફુલમહજૂબ, પૃ. ૨૭ ]

રહેતું કે તેમનો એક વાળ પણ હાલતો નહિ. તે કહેતા કે એક બિલાડી એક ઉંદરના દર તરફ ધ્યાન કેન્દ્રિત કરી રહી હતી તેના ઉપરથી હું આ શીખ્યો. હઝરત અબૂ સઈદ અબૂલ્ખૈર આંખો પોતાની દૂંટી તરફ કેન્દ્રિત રાખતા.

હઝરત શેખ અબૂલ્હસન અલી હુજ્વીરીનું નમાઝની બાબતમાં નીચેનું મંતવ્ય છે :—

"નમાઝ બંદાઓને ખુદાના રસ્તા ઉપર પહોંચાડે છે અને ત્યાં તેમને માટે તમામ મકામાત[1] ખુલ્લા થઈ જાય છે. વઝૂ એ શરીરની તહારત[2] છે, તોબા એ બાતિન (અર્થાત્ અંતર)ની તહારત છે, કિબ્લા[3] તરફ મોં ફેરવવું એનો અર્થ મુર્શિદ સાથે સંબંધ બાંધવો એવો થાય છે, કિયામ[4] એટલે નફસની સામે મુજાહિદા છે, કિરૂઅત[5]

જલાલુદ્દીન રૂમી હઝરત જુનૈદ (મૃ. ઈ. સ. ૯૧૦) વિષે પણ આમ જ કહે છે. એક દિવસ કોઈ એક મુરીદે તેમને પૂછયું કે તમે "કેવા પ્રકારનું ધ્યાન ધરો છો?" તેમણે જણાવ્યું, "બિલાડીના જેવું. એક દિવસ એક બિલાડી મારા ઓરડામાં આવી. તેણે એક ઉંદરને એક દરમાંથી નીકળતો જોયો, પરંતુ તે બિલાડીને જોઈ એકદમ પાછો અંદર ઘૂસી ગયો. આથી બિલાડી કેટલાયે સમય પર્યંત ત્યાં એકધ્યાને શાંત બેસી રહી. આખરે તે ઉંદર બિલાડીના પંજામાં સપડાયો. ત્યારથી હું બિલાડીને મારી રાહબર ગણું છું"

૧. मक़ामात (અ) બ. વ. સ્ટેશન; ભૂમિકા
૨. (અ.) પવિત્રતા
૩. જે સ્થળ તરફ મોં ફેરવીને નમાઝ પઢવી જોઈએ તે. યહૂદીઓનો કિબ્લો જેરુસાલેમ છે. મુસલમાનોનો કિબ્લો પણ પ્રથમ તે જ હતો, પરંતુ અલ્લાહ તરફથી મોહમ્મદ પેગમ્બર (સલ૦) ઉપર વહી ઊતરી તે મુજબ મક્કામાં આવેલા કાબાને કિબ્લો ઠરાવવામાં આવેલો છે.
૪. क़ियाम (અ.) નમાઝમાં ઊભા રહેવું તે
૫. क़िरूअत (અ.) પદ્ધતિસર ઉચ્ચારથી કુરાને શરીફનું વાચન કરવું તે

એ ઝિક્ર છે, રુકૂઅ[1] તવાઝુઅ[2] કરવા સમાન છે, સિજ્દો[3] નફ્સની મારિફત છે, તશહ્હુદ[4] મોહબ્બતનું મકામ છે અને સલામ[5] એ દુનિયાથી વિરક્ત થઈ મીકાતની[6] બહાર આવવું છે.[7]

**ઝકાત**[8]

ઇસ્લામી દેશોમા અને રિયાસતોમાં રૈયત પાસેથી વાર્ષિક આવકનો ચાળીસમો ભાગ એટલે કે સેંકડે અઢી ટકાનો કર ઉઘરાવવામા આવે છે. એ રકમનો ઉપયોગ ગરીબોને દાન યા મદદ તરીકે વહેંચવા માટે કરવામા આવે છે.

---

૧. રુકૂઅ (અ.) શબ્દાર્થ 'નમ્રતાપૂર્વક વાકા વળવું તે' એ ઉપરથી નમાઝમાં ઘૂટણ ઉપર હાથ રાખી વાંકા વળવું તે

૨. તવાઝુઅ (અ.) નમ્રતા દર્શાવવી તે

૩. સિજ્દહ (અ.) નમાઝમા (અલ્લાહ આગળ ઉભેલો છે એમ માનીને) જમીન ઉપર કપાળ અડાડવું તે

૪. અ. 'એનો શબ્દાર્થ ગવાહી આપવી' એવો થાય છે. શહાદતનો કલમો પઢવો તેને 'તશહ્હુદ' કહે છે. એ કલમાનો અર્થ આ છે:

"હુ શહાદત આપુ છું કે અલ્લાહ સિવાય અન્ય અલ્લાહ નથી."
નમાઝમાં બે રકૂઅત કર્યા પછી 'તશહ્હુદ' પઢવામા આવે છે.

૫. (અ૦) છૂટા પડવું તે; નમાઝ પૂરી થાય એટલે જમણી અને ડાબી બાજૂએ સલામ કરવાની હોય છે.

૬. મીકાત (અ.) અર્થાત્ મુકર્રર સ્થળ. હજ્જ કરવા જનારા લોકોને અમુક જાતનો પોશાક એક અમુક સ્થળ પછી આગળ વધવા પહેલા પહેરવો પડે છે. તેને 'એહ્રામ' કહે છે. એ વિશેની વિગત આગળ ઉપર આવશે. એ સ્થળને 'મીકાત' કહે છે. જુદી જુદી દિશાએથી હજ માટે જનારા લોકો માટે એવા પાચ સ્થળ મીકાત માટે છે.

૭ કશ્ફુલ્મહ્જૂબ

૮. (અ.) એ 'ઝકી' ઉપરથી છે જેનો અર્થ 'પવિત્ર' થાય છે. લોભનો મેલ, દાન કરીને આત્મા ઉપરથી દૂર કરી શકાય છે એમ માનવામાં આવે છે.

ઝકાત આપવાની ફર્જ હોય એવા આવક ધરાવનાર વ્યક્તિ તે આપવાનો ઇન્કાર કરે તો તે 'કાફિર' ગણાય છે. મુસલમાનો માને છે કે કયામતના દિવસે એવી વ્યક્તિઓને સખત અઝાબ (સજા) મળશે.

ઇસ્લામમાં નમાઝ જેટલું જ મહત્ત્વ ઝકાતને આપવામાં આવ્યું છે. કુરાને શરીફમાં 'અકીમુસ્સલાત (નમાઝ ઉપર કાયમ રહો) સાથે જ 'આતુઝ્ઝકાત' (ઝકાત આપો)ના ઉદ્‌ગાર અનેક સ્થળે મળે છે. આ રીતે એ ઉપર ઘણો જ ભાર મૂકવામાં આવ્યો છે. આ ફરમાન વારંવાર કરી મુસલમાનોને તેનો અમલ કરવા ખાસ આગ્રહપૂર્વક જણાવવામાં આવ્યું છે.

ઝકાતમાં લોક-કલ્યાણની વ્યવસ્થા છે. મોહમ્મદ પેગમ્બરે (સલ૦) ઝકાતને ઇસ્લામનુ ખાસ અંગ બનાવી ગરીબ અને દુઃખી લોકોનુ હિત જોયુ.

આમાંથી સૂફીઓને ત્યાગનો તેમજ દાનનો ઇશારો મળ્યો. તેમણે એને દયા, દાન અને ઉપકારની દૃષ્ટિથી ઘટાવી. તેમને તો નિશ્ચિત થઈ ગયું કે દોલતનો સંગ્રહ કરવાથી અલ્લાહ પ્રસન્ન થાય નહિ. ઝર, ઝમીન અને ઝનના મોહમાં તેમને કંઈ આકર્ષણ રહ્યું નહિ. તેમણે ગુજરાન ચલાવવા માટે પણ કામધંધો કરવાનું છોડી દીધું. તેઓ તેમની પાસે જે કંઈ હોય છે તે અલ્લાહને અર્પણ કરે છે અને પોતાને સુદ્ધાંત અલ્લાહને નામે વકફ કરી દે છે. તેઓ કોઈ પણ રીતે અલ્લાહ સાથે મિલન સાધવા ઝંખના હોય છે. અલ્લાહ સિવાય તેમને અન્ય કંઈ સૂઝતું જ નથી.

ઝકાત બાબતમાં પ્રશ્ન એ ઊઠે છે કે સૂફીના ફકમાં ઝકાતને અવકાશ કેવી રીતે હોઈ શકે ? હઝરત શેખ અબૂલ્હસન અલી હુજ્વીરી જણાવે છે કે ઝકાત સંપત્તિની જ હોય એવું નથી; એ કોઈ પણ ચીજની હોઈ શકે. એ તો ખુદાએ આપેલી નેઅમત માટેની કૃતજ્ઞબુદ્ધિનું ચિહ્ન છે. તંદુરસ્તી એક નેઅમત છે જે માટે 'ઝકાત જરૂરી'

છે. શરીરના તમામ અવયવોને ઇબાદતમાં મશગૂલ રાખવા એ પણ એક પ્રકારની ઝકાત છે.

હજ

ઠરેલ સમયે મક્કા–મદીનાની યાત્રા કરવી તે હજ કહેવાય છે. અન્ય પવિત્ર સ્થળોની યાત્રાને મુસલમાનો 'ઝિયારત' કહે છે.

આઝાદ, આકેલ (એટલે કે સમજદાર), બાલિગ (એટલે કે ઉમરે પહોંચેલા) અને તંદુરસ્ત મુસલમાન પાસે પોતાની ખાનગી જરૂરિયાતો ઉપરાંત હજ કરવા જવા માટેનો ખર્ચ તેમજ પોતાની પાછળ ઘેરે જેમને મૂકી જાય તેમના ગુજરાન માટે, તે પાછા આવે ત્યાં સુધીની વ્યવસ્થા હોય તો હજ કરવી તેમને માટે ફર્ઝ છે. જિંદગીમાં ઓછામાં ઓછી એક વાર હજ કરવી એ દરેક આવા શક્તિશાળી મુસલમાનની ફર્ઝ છે.

ઇસ્લામ અનુસાર ઝકાત અને હજનો સવાબ (અર્થાત્ પુણ્ય) ગરીબ સ્થિતિના મુસલમાનોને માટે નથી. તેમણે તો સૌમ અને સલાત ઉપર જ એ માટે આધાર રાખવાનો હોય છે. ઇસ્લામમા કાબા અને મોહમ્મદ પેગમ્બર (સલ૦)ની કબરની જેટલી મહત્તા છે, તેટલી જ ભાવના ભૂખ્યા સૂફીઓની દષ્ટિએ દરગાહ, રોઝા, મઝાર વગેરેની છે, કારણ કે પીર જીવતા હોય ત્યારે જે સંબંધ સ્થાપિત હોય છે તે ભુલાતો નથી, તેથી તેમની દરગાહની ઝિયારત વડે સૂફી પોતાના દિલનો ભાર હલકો કરી શકે છે. તેઓ તે ઉપર દીપક સળગાવે છે, તે તેમના દિલની ભાવનાનું પ્રતીક છે. એ ભાવના બહારના કોઈ પણ બંધનથી કે દબાણથી નષ્ટ થઈ શકતી નથી. આ જ કારણથી કેટલાક સૂફીઓ[1] પીરની સમાધિને કાબાના કરતાં અધિક ગણે છે અને તેની ઝિયારતને હજથી કમ માનતા નથી. સાચો સૂફી તો કલ્બને જ માને છે, મક્કાને નહિ; અંતરમાં અલ્લાહનો સાક્ષાત્કાર શોધે છે; હજમાં નહિ.

1. R. A. Nicholson–Studies in Islamic Mysticism, p. 44

**ધર્મચુસ્ત, મુસલમાનો, અને સૂફીઓ**

તસવ્વુફનો પાયો આત્મશુદ્ધિ ઉપર છે. હજ, ઝકાત, સલાત વગેરે કોઈ પણ વસ્તુ સાલિક એટલે કે સાધક માટે જરૂરી નથી; એ બાબતો તો કેવળ એક સંઘ કે સમુદાયનું જીવન નિયમિત કરવા માટે ઉપયોગી છે. તેમ છતાં પોતે ઇસ્લામમાં જન્મ્યા તેથી સૂફીઓએ તેમને પોતાનાં સાધન તરીકે અપનાવ્યાં. સૂફીઓને મન તો મહત્ત્વની વસ્તુ આત્મશુદ્ધિ જ છે, છતાં અંતરમાથી દુર્ગુણો કાઢી તેને સદ્ગુણો વડે શણગારવામાં અને તે સાથે અલ્લાહ તરફ દૃષ્ટિ રાખવાની ટેવ કેળવવામાં એ ધાર્મિક ક્રિયાઓ ઉપયોગી થાય છે તેથી તેમણે એ સ્વીકારી છે.

શરીઅત અને નીતિના રાહમાં સબ્ર, રિઝા, તવક્કુલ, કનાઅત[1] વગેરેનો અમલ મઝહબી મુસલમાનો કરે છે તેનું કારણ એ છે કે શરીઅતે તેમને એ પ્રકારની તાલીમ આપી છે અને તેનાથી વિરુદ્ધ આચરણ કરવાથી કયામતને દિવસે અઝાબ મળશે એવો તેમને ડર રહે છે.

તસવ્વુફના રાહ ઉપર જવાથી મનુષ્ય એવી અવસ્થાએ પહોંચે છે કે તેનામાં નીતિ આપોઆપ આવી જાય છે. સૂફીમાં સબ્ર બળજબરીથી આવતી નથી, પરંતુ એ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે. એ દોઝખના ડરથી નમાઝ પડતો નથી, પરંતુ ન પડે એવું તેનાથી બની શકતું નથી.

જેવી રીતે એક સૂફી ઇબાદત કરે છે તેવી રીતે ઝાહેદ એટલે કે મઝહબી મુસલમાન પણ કરે છે. ઝાહેદ દુનિયાથી વિરક્ત રહે છે, રાત્રે જાગે છે, પાપોથી દૂર રહે છે, વગેરે વગેરે; પરંતુ એની ક્રિયા અને સૂફીની ક્રિયામાં ફેર છે. એક નોકર પોતાના શેઠનું કામ કરે છે, તેનાથી ડરે છે, તેને માટે મહેનત કરે છે, તેને માટે જાન આપવા તૈયાર હોય છે, તેને છોડી અન્ય આગળ તે હાથ લંબાવતો નથી, વગેરે

---

1. क़नाअ़त (અ.) સંતોષ

વગેરે; પરંતુ તે આમ શા માટે કરે છે? શેઠને ખુશ કરવાને માટે તે એ બધું કરે છે, જેથી તેનો તે પગાર વધારે, તેને બક્ષિશ આપે, વગેરે. ઝાહેદોની વૃત્તિ આવી જ હોય છે. તેઓ કયામતને દિવસે બિહિશ્ત મેળવવા ઇબાદત કરે છે. તેમને એવો ડર હોય છે કે અલ્લાહ નારાજ થશે તો દોઝખમાં બળવું પડશે અને ત્યાં સાપ અને વીંછીના ડંખ સહન કરવા પડશે.

સૂફીઓની ઇબાદતને આવી બાબતો સાથે કંઈ સંબંધ નથી. તેમને ન તો ઇનામની ઇચ્છા હોય છે, ન તો અઝાબનો ડર હોય છે, ન તો સારા નામનો લોભ હોય છે, અને ન તો બદનામીની પરવા હોય છે. તે સખતાઈ ઉઠાવે છે, મુસીબતો ઝીલે છે અને રાત્રિ દરમિયાન ઉજાગરા કરે છે; પરંતુ એ ઇશ્ક અને મોહબ્બતને લઈને હોય છે. એમાં એમને આનંદ આવે છે. આ કારણથી તે જે કંઈ કરે છે તે આપોઆપ કરે છે રોજો રાખે છે તેનો અર્થ એ થાય છે કે ખાવાપીવાની તે પરવા કરતા નથી; એહરામ બાંધે[1] છે તેનો અર્થ એ કે તેમને પૂર્ણ

1. 'એહરામ'થી હજની શરૂઆત થાય છે. એક મુકર્રર સ્થળે હજ માટે ગયેલા લોકો નાહીને પોતાના અગાઉના પહેરેલા કપડાં ઉતારી દે છે અને ફક્ત કાપડના બે ટુકડા ધારણ કરે છે. તેમાંનો એક નીચલો ભાગ ઢાંકવા માટે હોય છે અને બીજો છાતી અને ખભા ઉપર ઓઢવા માટે હોય છે. કપડાં બદલવાના આ રિવાજને કોઈ પણ હાજી છોડી શકે નહિ. આ પછી માથું મૂંડાવવામાં આવતું નથી તેમજ વાળ પણ કપાવવામાં આવતા નથી, તેલ નાખવાનો પણ રિવાજ નથી. નખ પણ ન કાપી શકાય અને અહિંસા પાળવાની હોય છે. એ બાબતમાં એટલી હદ સુધી છે કે જીવાત મરી જાય એવા ડરને લઈને શરીર પણ ખંજવાળવું ન જોઈએ એવું માનવામાં આવે છે.

સ્ત્રીઓ સીવેલાં કપડાં પહેરી શકે છે.

'એહરામ' જે સ્થળે બાંધવામાં આવે છે તેનું નામ મીકાત છે. એ પાંચ સ્થળો છે. જુદી જુદી દિશા માટે જુદું મીકાત છે. ભારત તથા પાકિસ્તાનથી હજ કરવા જનારા લોકો માટે યલમ્લમ નામનું સ્થળ મીકાત છે.

કપડાં પહેરવાની ઈચ્છા થતી નથી; ઝકાત આપે છે, કારણ કે માલ અને દોલત તેમની દૃષ્ટિમાં તુચ્છ છે; નમાઝ પઢે છે એટલે કે તેઓ અલ્લાહના ધ્યાનમાં ડૂબી જાય છે; અને ફિક્ર અને ઝિક્ર કરી અલ્લાહને પોતાના અંતરમાં તેઓ ખોજે છે.

સૂફીઓ કુરાને શરીફને ઘણું મહત્ત્વ આપે છે અને એને આસમાની કિતાબોમાંની એક ગણે છે, પરંતુ કુરાને શરીફના પાઠમાં પણ તેઓનો હેતુ પોતાના દિલમાં અલ્લાહ પ્રત્યેની તાલાવેલી જગાડવાનો છે.

ટૂંકમાં, ધર્મચુસ્ત મુસલમાનો પોતાના બાહ્ય આચાર વિચાર ઉપર જ ભાર મૂકે છે જ્યારે સૂફીઓ તો આંતરિક પવિત્રતાની તલાશમાં રહે છે. આ જ કારણથી ધર્મચુસ્ત મુસલમાનોની જેહાદ કાફિરોની સામે હોય છે, જ્યારે સૂફીઓની જેહાદ પોતાનાં હીન અને હલકી વાસના અને વિકારોના ઉપર કાબૂ મેળવવા માટે હોય છે.

## સૂફીની હજ અને મઝહબી મુસલમાનની હજ

એક માણસ હજ કરીને તાજો પાછો ફર્યો હતો તે સૂફી હઝરત જુનૈદ પાસે આવ્યો. હઝરત જુનૈદે તેને સવાલ કર્યો, "તમે જે ઘડીએ તમારા ઘરથી નીકળ્યા ત્યારે તમે તમારાં પાપ છોડી દીધાં હતાં?"

હાજીએ જવાબ આપ્યો, "નહિ."

જુનૈદ—ત્યારે તો તમે મુસાફરી કરી જ નહિ. જ્યાં જ્યાં તમે રાતવાસો કરવા થોભ્યા ત્યાંથી તમે અલ્લાહ તરફની મંઝિલ તરફ મુસાફરી કરી?

હાજી—નહિ.

જુનૈદ—ત્યારે તો તમે એક તબક્કાથી બીજે તબક્કો એમ મુસાફરી ન કરી. જ્યાં તમે 'એહરામ' બાંધ્યો ત્યાં તમે ઇન્સાની આદતો પણ ઉતારેલાં કપડાંની પેઠે ઉતારી દીધી?

હાજી—નહિ.

જુનૈદ—ત્યારે તો તમે એહરામ બાંધ્યો જ નહિ.

તમે કાબાની આસપાસ તવાફ[1] કર્યો ત્યારે તમે અલ્લાહનું પરમ સૌંદર્ય તે પવિત્ર સ્થળમાં જોયુ?

હાજી—નહિ.

જુનૈદ—ત્યારે તમે કાબાનો તવાફ કર્યો નહિ. તમે જ્યારે સફા અને મરવા વચ્ચે સઈ[2] કરી હતી ત્યારે તમે દિલની સફાઈ પ્રાપ્ત કરી હતી?

હાજી—નહિ.

---

૧. (અ.) એટલે કે પ્રદક્ષિણા. એમાં કાળા પથ્થરથી શરૂઆત કરી કાબાની આસપાસ ત્રણ વાર ઝડપથી અને ચાર વાર સામાન્ય ચાલથી પ્રદક્ષિણા કરવાની હોય છે.

૨. ઝીલ્હજ્જ મહીનાના છઠ્ઠા દિવસે સાંજને વખતે એ બંને ટેકરીઓ વચ્ચે હાજીઓએ દોડવાનું હોય છે., અરબીમાં એને 'સઈ' કહે છે. એ હજનો એક ભાગ છે. એમાં સફાથી મરવા ચાર વખત અને પાછું મરવાથી સફા ત્રણ વખત દોડવાનું હોય છે સફા કાબાના કંપાઉડથી થોડા જ વારને અંતરે આવેલી ટેકરી છે અને સફા અને મરવા વચ્ચે એકાદ ફર્લાંગ જેટલું અંતર હશે. હઝરત ઇબ્રાહીમ અલ્લાહની આજ્ઞા મુજબ પોતાની પત્ની 'હઝરત બીબી હાજિરહ' (અલ૦) અને પુત્ર હઝરત ઇસ્માઈલ (અલ૦)ને ફલસ્તીન (પેલેસ્ટાઈન)થી એ સ્થળ આગળ લાવીને મૂકી ગયા હતા. તે વખતે એ ભાગ તદ્દન વેરાન હતો, પાણી કે વનસ્પતિનું નામનિશાન ત્યાં ન હતું. હઝરત ઇબ્રાહીમ (અલ૦) પત્ની અને પુત્ર માટે પાણીની મશક અને ખજૂરથી ભરેલી થેલી ત્યાં મૂકતા ગયા હતા. પાણી ખૂટી ગયું ત્યારે તેની શોધમાં હઝરત બીબી હાજિરહ (અલ૦) પાણીની શોધમાં સફા નામે ટેકરી પર ચઢ્યાં. ત્યા પાણી દેખાતું નહિ તો ત્યાથી થોડે દૂર આવેલી મરવાની ટેકરી તરફ જતાં. એ સાથે બાળકને એકલું મૂકેલું તેની પણ ચિંતા હતી, તેથી સફાથી ઊતરીને થોડુંક દોડતાં અને થાકી જતાં તો ધીમે ધીમે ચાલીને મરવા સુધી પહોંચી તે ઉપર ચઢતાં અને પાણી માટે ચારે બાજુ નજર ફેંકતાં. આવી રીતે સફા અને મરવા વચ્ચે બેકરાર હાલતમાં સાત આંટા માર્યા હશે. તેની યાદગાર તરીકે હાજીઓ એ બંને ટેકરીઓ વચ્ચે સાત આંટા મારે છે.

જુનૈદ—ત્યારે તમે સઈ કરી જ નહિ.

તમે અરફાત[1]મા 'કિયામ' કર્યું ત્યારે અલ્લાહના ધ્યાનમા થોડી વાર ઊભા રહ્યા હતા અને અલ્લાહના 'મુશાહદા'નુ 'કશ્ફ' હાસેલ કર્યું હતુ ?

હાજી—નહિ.

જુનૈદ—ત્યારે તમે અરફાત આગળ થોભ્યા જ નહિ જ્યારે મુઝ્દલિફા[2] ગયા અને તમારી ઇચ્છા પૂરી કરી ત્યારે ત્યા તમે તમારી નફ્સાની મુરાદોનો ત્યાગ કર્યો હતો ?

હાજી—નહિ.

જુનૈદ—ત્યારે તમે મુઝ્દલિફા ગયા નહિ. તમે મિના[3] આવ્યા ત્યારે તમારી તમામ વાસના છૂટી ગઈ હતી ?

હાજી—નહિ.

જુનૈદ—ત્યારે તમે મિનામા ગયા જ નહિ

તમે કુરબાની[4]ની જગ્યા ઉપર પહોચ્યા અને કુરબાની આપી

---

૧. ઝીલ્હજ્જની નવમીએ સવારે સાત આઠ વાગ્યે હાજી અરફાતના મેદાનમા પહોચે છે.

૨ ઝીલ્હજ્જની નવમીએ સૂર્યાસ્ત અગાઉ અરફાત છોડી હાજી મુઝ્દલિફા પહોચે છે અને ત્યા નમાઝ પઢે છે

૩. ઝીલ્હજ્જની દશમીએ વહેલી સવારે (પાચ વાગ્યે) નમાઝ પઢીને મુઝ્દલિફાથી નીકળી હાજી મિનામા સવારે સાત વાગ્યે પહોચે છે. નવમીએ મુઝ્દલિફામા જે ૪૯ નાની કાકરી વીણેલી હોય છે તે તેઓ પોતાની સાથે મિનામા લાવે છે અને ત્યા શેતાનને મારે છે. એ માટે ત્રણ સ્તંભ (જમરાત નામે) હોય છે. એ વિધિમા તેમણે ૪૯ માથી સાતનો ઉપયોગ પ્રથમ સ્તંભ (જમરા)ને મારવામા કરવાનો હોય છે. તે પછી અગિયારમીએ બીજા ત્રીજા અને પહેલાને સાત સાત કાકરી મારવામા આવે છે અને બારમીએ બાકી રહેલી એકવીસ ત્રણેને મારવામા વપરાય છે.

૪. મિનાના બજારમાથી એક જાનવર લાવી ત્યા કુરબાની આપવામા આવે છે. એ હજની છેલ્લી વિધિ હોય છે. પુષ્કળ ઘેટા અને બકરાની કુરબાની ત્યા અપાય છે

ત્યારે નફ્સાની ઇચ્છાઓની કુરબાની આપી હતી?

હાજી—નહિ.

જુનેદ—ત્યારે તમે કુરબાની જ ન આપી.

તમે જમરાત ઉપર કાંકરી ફેંકી ત્યારે જે વાસનામય વિચારો તમારામાં હતા તે તમે ફેંકી દીધા?

હાજી—નહિ.

ત્યારે તમે કાકરી ફેંકી નહિ અને હજ પણ કરી નહિ.

આ દૃષ્ટિએ જોતાં હાજીઓની હજ આ દુનિયા અને બીજી દુનિયામાં મકસદ મેળવવા માટે હોય છે. તે કાબાનો તવાફ કરે છે તેનું કારણ એ છે કે એમ કરવાથી તેમના પાપો માફ થશે એમ તેઓ માને છે. પરંતુ અલ્લાહના આશકોની હજ અલ્લાહની નજીક પહોંચવા માટે હોય છે. તેઓ તેના વિશેની ગુહ્ય બાબતો જાણવા એહરામ બાંધે છે. હજ કરવા ગયેલા લોકો પાપો માટે અલ્લાહની માફી મેળવવાના મકસદથી હજમાં આનંદિત હોય છે, પરંતુ સૂફીને તો હજમાં પોતાના જાનની કુરબાની આપવામાં આનંદ આવે છે.

**સમા**

કેટલાક સૂફી ફિરકાઓમા સંગીતનો પ્રચાર છે. સંગીતના વિષય ઉપર સૂફી વર્તુળોમાં જેટલો વિવાદ થયો તેટલો ઝિક્રના કોઈ પણ અંગ પર થયો નથી. સૂફીમતમાં કેટલાક એનું સમર્થન કરે છે અને કેટલાક એનો વિરોધ કરે છે કુરાને શરીફમાં તેમજ હદીસોમાં સમા વિશે કઈ પણ સ્પષ્ટ કહેવામાં આવ્યુ ન હોય, પરંતુ વ્યવહારમાં ઇસ્લામ એનો હમેશાં વિરોધ કરતો આવ્યો છે.[1]

1. કિતાબુલ્લમઅ (શેખ અબૂનસ્ર સર્રાજની કૃતિ)માં એ વિષય ઉપર મતવ્ય રજૂ કરવામા આવ્યું છે. તેમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે ઈદને દિવસે મોહમ્મદ પેગમ્બર (સલ) દફ નામના વાજિંત્ર સાથે ગવાતું ગાયન સાંભળતા.

(અબ્દુલમાજિદ—તસવ્વુફે ઇસ્લામ, પૃ ૨૭ ના આધારે)

સમાંમાં એક પ્રકારનું સંકીર્તન છે. વૈષ્ણવ સંપ્રદાયનો સાચો અનુયાયી જેમ પ્રભુ-પ્રેમના ભજનમાં અને તેના ગાનતાન અને નૃત્યમાં જ લીન રહે છે તેમ કેટલાક સૂફી આશકો[1] પણ ગાનારા અને નાચનારા થઈ ગયા છે. ચિશ્‌તિયા અને મૌલ્‌વિયા[2] સિલસિલાના સૂફીઓ એ માટે મશહૂર છે. તેમાંના કેટલાક વાજિંત્રોનો ઉપયોગ કરે છે અને કેટલાક નથી પણ કરતા. ભક્તો તેમ જ સૂફીઓએ પરમાત્માની ખૂબીની તારીફ અને કદર કરવાનું હોય છે. તેઓ તો કોઈ પણ રીતે પોતાની આંતરિક પવિત્ર ભાવના જાગ્રત કરવા પ્રયત્ન કરે છે. સંગીતના સૂરમાં મનોહરતા, મેળ અને ખૂબી હોય છે એને પવિત્ર ગણવું જ જોઈએ એવું કંઈ જ નથી, પરંતુ કલ્પને ઉત્તેજિત કરવાને એ એક સાધન છે. આ કારણે સૂફીઓ સમાનો ઉપયોગ ફક્ત આધ્યાત્મિક લાગણીને ઉદ્દીપ્ત કરવાના ઉદ્દેશથી જ કરે છે. તેઓમાં એવી સામાન્ય માન્યતા પ્રચલિત થઈ ગઈ છે કે દુન્યવી ખૂબીની કદર સર્વવ્યાપી ખૂબીની કદરની સીડીરૂપ છે.

સમાંની મેહફિલમાં એક કે એકથી વિશેષ કવ્વાલ ગાય છે. તેમનાં ગાયનોમાં પ્રેમરસ ભરેલો હોય છે. શ્રોતાજનો ધ્યાનપૂર્વક તે સાંભળે છે. પોતાનાં જ્ઞાન અને અભિરુચિ અનુસાર દરેક તેનો અર્થ કરે છે. જે શે'ર[3] વિશેષ આકર્ષક લાગે છે તે તેઓ ઝીલે છે અને કવ્વાલને ફરીથી તે ગાવા કહે છે. તેઓને તેમાં મઝા આવે છે.

---

૧. જુનૈદ બગદાદી, અબુલ્‌હુસૈન નૂરી વગેરે

૨. જલાલુદ્દીન રૂમી નામના મશહૂર સૂફી ફારસી શાયર થઈ ગયા છે તેમનો ઉલ્લેખ આ પુસ્તકમાં વારંવાર આવ્યા કરે છે. તે ફારસી સાહિત્યમાં મૌલ્‌વી રૂમી કે મૌલાના રૂમી નામથી ઓળખાય છે. તેમણે દુરવેશનો એક ફિરકો સ્થાપ્યો હતો. તેનું નામ તેમણે પોતાના નામ ઉપરથી મૌલ્‌વિયા રાખ્યું હતું એ ફિરકાના લોકો આજે નાચનારા દુરવેશો તરીકે પ્રખ્યાત છે. એની વિગત આગળ ઉપર આવશે.

૩. મીર હસન અલી સજરી—ફવાઇદુલ્‌ફવાદ, પૃ. ૧૪૪, નવલકિશોર

૪. આમ જનતાએ એ મેહફિલમાં ભાગ લીધો ન હોય.
૫. કવ્વાલ પવિત્ર પુરુષ હોય.
૬. કલ્બ દુનિયાની બદીઓમાંથી મુક્ત હોય.
૭. દિલ આનંદ પ્રમોદ તરફ વલણ ન કરતુ હોય.
૮. કોઈ પણ જાતનો ડોળ કે ઢોંગ ન હોય.

હઝરત ખ્વાજા નિઝામુદ્દીને (મૃ. ઈ. સ. ૧૩૨૫) જણાવ્યુ છે કેઃ—

'સમા' એક સુમેળયુક્ત સૂર છે, તેથી એ હરામ નથી. એનાથી કલ્બ ઉત્તેજિત થાય છે. જો એ ઉત્તેજન અલ્લાહની યાદ માટે હોય તો યોગ્ય છે, પરંતુ જો ફસાદ તરફ વલણ રાખે તો હરામ છે[1]. એમના ચિશ્તિયા સિલસિલામા સમા માટે નીચેના નિયમો છે.[2]

(૧) સંભળાવનાર સ્ત્રી કે છોકરો ન હોય.

(૨) જે સંભળાવવામાં આવે તે નકામી ખરાબ વસ્તુઓ ન હોય અને બકવાટથી મુક્ત હોય.

(૩) જે સંભળાવવામાં આવે તે ફક્ત અલ્લાહને માટે હોય.

(૪) ચંગ, રુબાબ અને અન્ય વાજિંત્રો સંગીતના સાધનો તરીકે ન હોય.

(૫) સમાની મેહફિલમાં સ્ત્રી હાજર ન હોય.

એક વખત મુરીદોમાથી એકે હઝરત ખ્વાજા નિઝામુદ્દીનને કહ્યું કે "આજકાલ કેટલીક ખાનકાહોમા દુરવેશ[3] રુબાબ અને અન્ય

૧. હઝરત ખ્વાજ નિઝામુદ્દીન—ફવાઈદુલફુવાદ
બઝ્મે સૂફિયહ, પૃ. ૨૩૨ના આધારે
૨. „ „ પૃ. ૨૩૩
૩. (ફા.)
એ શબ્દની વ્યુત્પત્તિ જુદી જુદી રીતે કરવામાં આવે છે.
(અ) દર એ દુર (અર્થાત્ મોતી) + વેશ એ વશ (અર્થાત્ જેવુ) ઉપરથી એટલે કે મોતીના જેવો પવિત્ર પુરુષ; સિદ્ધ પુરુષ; ફકીર; સૂફી

વાજિંત્રોની સાથે 'સમા'ની મેહફિલમાં નાચે છે. હઝરત ખાજાએ કહ્યું, "એ ઠીક નથી, કારણ કે જે કાર્ય ગેરમઝહબી છે તે પસંદ કરવા યોગ્ય નથી." એક મુરીદે કહ્યું, "દુરવેશ મેહફિલની બહાર આવે છે ત્યારે તેમને પૂછવામાં આવે કે વાજિંત્રોવાળી મેહફિલમાં શા માટે તમે ભાગ લીધો ?" ત્યારે તે કહે છે કે "સમામાં એવા તો ગર્ક થઈ જવાય છે કે અમને ખબર રહેતી નથી કે એ જગ્યાએ વાજિંત્રો છે કે નહિ." હઝરત ખાજાએ આ સાંભળી જવાબ આપ્યો, "એ ઠીક નથી; આ તમામ વસ્તુ ગુનો છે."[1]

હઝરત ઝૂનનૂન મિસરીના મત મુજબ સુંદર સૂર અલ્લાહને શોધવા દિલને પ્રેરે છે અને એ એક જ સત્યની શોધનું સાધન બને છે. જેઓનું વલણ આધ્યાત્મિક હોતું નથી તેઓને માટે સંગીત વિકારને લઈને આનંદનું સાધન બને છે અને જેઓ હલકી મનોવૃત્તિના હોય છે તેમને માટે એ ખતરનાક છે; અને પરિણામે તેમને અલ્લાહથી જુદાપણું પ્રાપ્ત થાય છે; પરંતુ અમુક ખાસ લોકો માટે એ વાજબી છે.

સૂફી વલીઉલ્લાહ દેહલવીનો એવો મત હતો કે કુંઠિત બુદ્ધિવાળી અને જડ સ્વભાવની વ્યક્તિઓના રૂહમાં આધ્યાત્મિક ભાવના જગાડવા માટે સમાની આવશ્યકતા રહે છે. એમાં રંગીન શે'રો હોય અને તે જુદા જુદા સૂરમાં અને તાલમાં ગાવામાં આવે એ યોગ્ય છે. ખાસ કરીને એ શે'રો એવી અસરકારક હોવી જોઈએ કે જેથી તે ગાવાથી તન્મયતા આવી જાય અને સાંભળનારને 'હાલ' અવસ્થા પ્રાપ્ત થાય.

---

(બ) दर (અર્થાત્ દ્વાર) + वेश ने वेज़ (आवेज़નું ટૂંકુ રૂપ છે ને आवेख़तन અર્થાત્ 'લટકવું.' 'ટિંગાવું'નું આજ્ઞાર્થ રૂપ છે) એટલે કે બારણા આગળ લટકેલો રહે અર્થાત્ ઊભો રહે તે; ભિખારી

(ક) दर (અર્થાત્ દ્વાર) + यूज़ (यूज़ीदन અર્થાત્ 'શોધવું'નું આજ્ઞાર્થ રૂપ છે) દ્વાર શોધનાર; ભિખારી

1. હઝરત ખાજા નિઝામુદ્દીન—ફવાઇદુલ્ફવાદમાંથી બઝ્મે સૂફિયહ, પૃ. ૨૩૩-૩૪ના આધારે

# પ્રકરણ ૬ ઠું

## ઓલિયા અને કરામતો

### પીર અને મુરીદ

કોઈ પણ વિષયનું જ્ઞાન સંપાદન કરવા માટે તે વિષયના જાણુકર પાસે જવું પડે છે તેમ રહસ્યવાદના પંથ ઉપર વિચરવા અને અંતિમ ધ્યેય હાંસલ કરવા જિજ્ઞાસુને કોઈ એક સદ્દગુરુના માર્ગદર્શનની આવશ્યકતા રહે છે.

તસવ્વુફમાં પણ મુર્શિદ, શેખ, પીર કે વલીની દોરવણી અનિવાર્ય છે. જે વ્યક્તિ પોતાની આંતરિક શુદ્ધિ પ્રાપ્ત કરવાનો ઇરાદો રાખીને જરૂરી બાબતો અપનાવી મુરાદ તરફ ચાલી નીકળે છે[1] તે મુરીદ કહેવાય છે અને એ માટે તે જે કોઈ અનુભવી રાહબરની ઇરશાદ એટલે કે રાહબરીમાં રહેવાનો નિશ્ચય કરે છે તે મુર્શિદ કહેવાય છે.

જેમ કોઈ એક લાચાર રોગી નિષ્ણાત હકીમની આજ્ઞાનું પાલન ઓસડ ખાવામાં અને પરેજી પાળવામાં કરે છે તેમ મુરીદે પીરના માર્ગદર્શનને અનુસરવાનું હોય છે. કોઈ અંધ કોઈ એક જગ્યાએ જવાની ઇચ્છા રાખે તો તેણે પડે ચાલવું જોઈએ. ચાલ્યો એટલે તેને ભોમિયાની જરૂર રહે છે. તેને દોરનાર ન હોય તો કદાચ કોઈ ઠેકાણે તે ઠોકર ખાઈ પડી જશે. તેથી ઠોકર ખાવા સિવાય મકસદ ઉપર પહોંચવું હોય તો પીરનો દામન અંધની રીતે તસવ્વુફના રાહ ઉપર ચાલનાર સાલિકે પકડવો જોઈએ.

---

1. હઝરત મનસૂર હલ્લાજને કોઈએ પૂછ્યું કે "મુરીદ કોણ છે?" ત્યારે તેમણે જવાબમાં જણાવ્યું કે 'મુરીદ તે છે જે શરૂઆતથી જ ખુદાને પોતાના મકસદનું નિશાન બનાવે છે. જ્યાંસુધી તે તેને પહોંચતો નથી ત્યાંસુધી કોઈ પણ ચીજથી તેને સંતોષ થતો નથી અને કોઈ પણ ચીજમાં તેનું દિલ પરોવાતું નથી.' (જામી-બહારિસ્તાન, પૃ. ૭)

**વલી**

આમ તો 'વલી'નો શબ્દાર્થ મિત્ર થાય છે. અલ્લાહનો વલી ખુદાનો પસંદ કરેલો બંદો હોય છે. તે નફ્સનાં લોભ અને લુચ્ચાઈથી પર હોય છે. અલ્લાહનાં રહસ્યોથી તે વાકેફ હોય છે. કરામત[1] એટલે કે ચમત્કાર કરવાની શક્તિ તેનામાં હોય છે; પરંતુ તે તે કરતો નથી, કારણ કે કરામત જાણી જોઈને કરવાની મનાઈ છે.

હઝરત શેખ હુજ્વીરી[2] જણાવે છે કે "અલ્લાહ તા'લા પોતાના બંદાઓમાંથી કોઈ એકને પોતાનો દોસ્ત બનાવે છે. તે દુન્યવી માલ અને દોલતની પરવા કરતો નથી. તે અલ્લાહ(ની ઝાત)ને ચાહે છે. અન્ય ડરે છે ત્યાં ડરતો નથી. અન્ય ગમથી દબાય છે, પરંતુ એ દબાતો નથી. આવા લોકો દુનિયામાં રહેશે નહિ ત્યારે કયામત આવશે. વલી પોતાની વિલાયતમાં[3] સાચો હોય છે તો તેનાથી કરામત થઈ જાય છે. વલીઓની એ એક ખાસિયત છે. અલ્લાહ તરફથી તેમને મળેલી બક્ષિશોમાંની એ એક છે. એ શક્તિ ઇરાદો કરીને પ્રાપ્ત કરી શકાતી નથી."

કેટલાક સૂફીઓએ એવું મંતવ્ય વ્યક્ત કર્યું છે કે જેમ સ્ત્રી ઋતુ-પ્રાપ્તિથી શરમાઈને તે છુપાવે છે તેમ પવિત્ર પુરુષો કરામતોથી શરમાય છે. કરામત કરવાની શક્તિ ધરાવનાર બુઝુર્ગોએ[4] એવી ઇચ્છા દર્શાવી કે 'અમે કરામત ન કરી શકતા હોત તો કેવું સારું!" તેઓને અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવામાં કરામત અવરોધરૂપ લાગતી હતી,[5] તેથી તેઓ આમ કહેતા.

---

૧. (અ.) એ અરબી શબ્દ છે. એના જેવો ગુજરાતી શબ્દ 'ચમત્કાર' ગણી શકાય. એ સામાન્ય રીતે બનતા બનાવોથી અલૌકિક હોય છે.
૨. કશ્ફુલમહ્જૂબ
૩. વલી તરીકેની અવસ્થા; પવિત્ર જીવન
૪. બુઝુર્ગ (ફા.) પવિત્ર પુરુષ; સંત
૫. અત્તઅર્રુફ લિ મઝ્હબિ અહ્લિત્તસવ્વુફ, પૃ. ૩૧

કેટલાક સૂફીઓનું માનવું છે કે કરામત સુક્ર[1]ની અવસ્થામાં થાય છે અને જો સહવ[2]ની અવસ્થામાં થાય તો તે નબીના 'મોઅ-જિઝહ[3]' છે. વલી જ્યાંસુધી સામાન્ય મનુષ્યના જેવાં કાર્ય કરવાની અવસ્થામાં રહે છે ત્યાંસુધી મજ્ઝૂબ[4] રહે છે અને જ્યારે ખુદાની ને'મતનો નશો તેને ચઢે છે ત્યારે તેની કરામત સુક્ર અવસ્થામાં જાહેર થાય છે. પથ્થર અને સોનું બરાબર ગણતો હોય એ અવસ્થાએ તે પહોંચે ત્યારે તેનાથી અજાણ્યે કરામત થઈ જાય છે.[5]

હઝરત ખ્વાજા ફરીદુદ્દીને કરામત વિશે પોતાનું મંતવ્ય રજૂ કરતાં કહ્યું છે કે એની જાહેરાત કરવી એ હલકા લોકોનું કામ છે. સૂફીઓને એ બાબત બિલકુલ પસંદ નથી, કારણ કે તેઓ માને છે કે એનાથી નફ્સમાં અભિમાન આવી જાય છે.[6]

હઝરત મખ્દૂમ જહાંનિયાં જહાંગશ્ત ( મૃ. ઈ. સ. ૧૩૮૩ )થી કોઈ પણ પ્રકારના ઇરાદા વગર અજાણપણે એટલી બધી વાર કરામતો થઈ જતી કે તે 'મઝ્હરુલ્ગરાઇબ[7]' અને મસ્દરુલ્ગરાઇબ[8] કહેવાતા. હઝરત મખ્દૂમ પડે તેમની કરામતોને ગૌરવની ચીજ ગણતા ન હતા. તે કહેતા કે "એક વલીને માટે હવામાં ઊડવું. પાણી પર ચાલવું વગેરે

૧. નશાના જેવી મસ્તી. આ વિશે નોંધ આવી ગઈ છે.
૨. સુક્ર પછીની હોશની અવસ્થા. આ વિશે નોંધ આવી ગઈ છે.
૩. (અ.) અદ્ભુત કાર્ય
૪. (અ.) અલ્લાહમાં તન્મય હોવા છતાં તે જગતમાં રહીને માત્ર સત્-ચિત્-આનંદનો ઉપભોગ કરતો રહે છે તે કોઈને પણ ઉપયોગી થતો નથી. બસ ધૂનમાં ને ધૂનમાં મસ્ત હાલતમાં જ તે પડયો રહે છે. સદા અર્ધ-ભાન વાળી અને અર્ધબેભાન વાળી અવસ્થામાં તે રહે છે.
૫. કશ્ફુલમહ્જૂબ
૬. રાહતુલ્કુલૂબ, પૃ. ૩૩
૭. (અ.) અજાયબીઓનું પ્રદર્શન
૮. વિચિત્ર વસ્તુઓનું ઉદ્ગમસ્થાન

બાબતો સંભવિત છે, પરંતુ પોતાની ગુફતાર એટલે કે વાણી, રફતાર એટલે કે ચલણ અને કિર્દાર એટલે કે વર્તનમાં હઝરત રસૂલ[1] (સલ૦)ને પગલે ન ચાલે ત્યાંસુધી તે વલી નથી."[2]

જાણી જોઈને કરામત કરવા તરફ સૂફીઓને ઘણી જ નફરત હોય છે; જેમકે એક વખત એવું બન્યુ કે ખ્વાજા અબૂલ્‌હસન નવાઈ દજ્‌લાને કિનારે પહોચ્યા ત્યારે જોયુ કે એક માછીમાર નદીમાં જાળ નાખી રહ્યો હતો. ખ્વાજા અબૂલ્‌હસન નવાઈએ તેને સંબોધીને કહ્યું, "જો હું સાચો વલી હોઉં અને કરામત કરુ તો તમારી જાળમા મારા કહેવાથી બરાબર અઢી મણ વજનની એક માછલી પડશે" આ કથન મુજબ જ બરાબર અઢી મણની માછલી જાળમા પડી. આ વાતની ખબર હઝરત જુનૈદને પડી ત્યારે તેમણે કહ્યું, "જાળમા કાળો નાગ સાપ આવ્યો હોત, ખ્વાજા અબૂલ્‌હસનને તેણે ડંખ માર્યો હોત અને તે મરી જાત એમ હુ તો ઇચ્છા કરું." લોકોએ પૂછ્યું, "આમ કેમ બોલો છો?" ત્યારે તેમણે કહ્યુ, "જો સાપ એમને કરડયો હોત તો તે શહીદ થાત; પરતુ પોતાની કરામત બતાવ્યા પછી હયાત રહ્યો તો હવે તો જોઉં પડશે કે એમનો અંત કેવી રીતે આવશે"[3]

એ બાબતમાં ખ્વાજા અબ્દુલ્લાહ અનસારીએ કહ્યું છે કે:

अगर बर आब रवी खसी[4] बाशी अगर बर हवा परी मगसी बाशी, दिली बदस्त आर ता कसी बाशी।

[જો પાણી ઉપર ચાલો તો તમે તણખલુ છો અને હવામા ઊડો તો તમે માખી છો (તેથી) દિલને જીતો કે જેથી (સાચા) મનુષ્ય થશો]

---

૧. અ. પેગમ્બર મોહમ્મદ

૨. સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહમાન-બઝ્મે સૂફિયહ, પૃ. ૪૦૬-૭

૩. સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહમાન-બઝ્મે સૂફિયહ, પૃ. ૨૩૨

૪. खसનો અર્થ 'તણખલુ' થાય છે અને 'પાણી ઉપર રહેનાર કીડો' એવો અર્થ પણ એનો થાય છે. એ કીડાના પગ પાણીમા ડૂબતા નથી.

ફકીહો[1] માને છે કે ફક્ત પેગમ્બરો જ કરામત કરી શકે છે; પરંતુ ઉપર જણાવ્યા મુજબ સૂફીઓ માને છે કે સાચા અંતઃકરણથી અલ્લાહને જે કોઈ પવિત્ર પુરુષ ભજતો હોય તે એ કરી શકે છે. પેગમ્બરોની કરામત અન્યને ખાતરી કરાવવા માટે હોય છે અને ઓલિયાની કરામત પોતાની સિદ્ધિ બાબતમાં પોતાને ખાતરી કરાવવા માટે હોય છે.

ટૂંકમાં, પોતાનામાંથી ખરાબ કાઢવું અને તેને બદલે સારું મૂકવું, એ જ મહાન કરામત છે.

## પીરપરસ્તી

ઇસ્લામમાં પીરપરસ્તીનું નામ ન હતું, પરંતુ સૂફીઓને હદીસમાંથી એ બાબત મળી. પેગમ્બર મોહમ્મદ(સલ૦)ને[2] કહેવું પડ્યું હતું કે "મેં તમને સમાધિ પર જવાની અનુમતિ આપી ન હતી, પરંતુ હવે તમે સમાધિઓનાં દર્શન કરી શકો છો, કારણ કે તેમના દર્શનથી તમને આ લોકનું વિસ્મરણ થાય છે અને પરલોકનું સ્મરણ થાય[3] છે."

વલીઓની પદ્ધતિસરની એક અદશ્ય વ્યવસ્થા હોવાનું મનાય છે.[4] તેમાં 'ગૌસ' સમયનો પ્રધાન પીર છે. 'કુત્બ' સંસારની ધરી

---

૧. (અ.) શરીઅતના હુકમોનું જ્ઞાન ધરાવનાર; ઇસ્લામ મઝહબ મુજબનાં વિધિનિષેધનો જ્ઞાતા

૨. કહેવાય છે કે મોહમ્મદ પેગમ્બરે (સલ૦) પોતાની માતાની સમાધિ ઉપર આંસુ સાર્યાં હતાં.

Rev. Edward Sell—The Faith of Islam, p. 376

૩. Rev. Edward Sell—The Faith of Islam, p. 374

મૂળ હદીસમાં સહેજ ફેર છે. તેમાં અંતમાં છે કે 'જેથી તમે તમારા મોતને યાદ કરી શકો અને તે ઉપરથી બોધ લઈ શકો.'

૪. Prof. D. B. MacDonald—The Religious Life and Attitude in Islam, p. 163

હઝરત શેખ અબુલહસન અલી ઉસમાન હુજ્વીરી (કશ્ફુલ્-મહ્જૂબ) મુજબ આ સંખ્યા વધતી ઘટતી હોય છે.

છે; તેની જ કૃપાથી સંસારનું ચક્ર વ્યવસ્થિત ચાલે છે; તેના હાથ નીચે ઘણી જાતના વર્ગો છે. તેઓમાં પવિત્રતાની પાયરીઓ હોય છે તેઓ એકબીજાને ઓળખે છે. દુનિયામાં ત્રણસો અખ્યાર[1] છે અને તેનાથી ઊંચી શ્રેણીમાં ચાળીસ અબ્દાલ છે. તેનાથી ઊંચી

---

૧. खयर (અ.) ('સદ્ગુણી')નું બ૦ વ૦

૨ बदल (અ.) (અવેજમાં આવનાર)નું બ૦ વ૦

એમાંથી કોઈ એકનું અવસાન થાય છે ત્યારે તેને બદલે કોઈ બીજો તેની જગ્યાએ આવે છે. પરંતુ કુલ સંખ્યા તો ચાળીસની જ રહે છે.

હઝરત સૈયદ જલાલુદ્દીન બુખારી (મખ્દૂમે જહાંનિયાં જહાંગશ્ત) (મૃ. ઈ. સ. ૧૩૮૩) મુસાફરી કરતા હતા ત્યારે યમનમાં પહોંચ્યા. એક પહાડ ઉપર ચઢવાનું થયું. ત્રણ દિવસ પર્યંત ઉપર ચઢતા રહ્યા, પછી એક સ્થળ આગળ એક ગુફા તેમના જોવામાં આવી. અઝાનનો અવાજ પણ સંભળાયો, એટલે અંદર દાખલ થયા, ત્યાં તેમણે એક મોટી જમાતને નમાઝ પઢવા મળેલી જોઈ. નમાઝ ખતમ થઈ રહ્યા બાદ તેમણે દરેક વ્યક્તિ સાથે હસ્તધૂનન કર્યું. તમામ લોકો તે પછી ચાલ્યા ગયા, અને એક જ શખ્સ બાકી રહ્યો. તેની પાસે તે ગયા અને તેને પૂછયુ, "હઝરત! અહીં કોઈ બીજી ગુફા તો જોવામાં આવતી નથી, તો આટલા બધા માણસો ક્યાંથી આવ્યા હતા." તેણે જવાબમાં જણાવ્યું "હુ એકલો જ આ ગુફામા રહુ છું. જે લોકો આવે છે તે 'અબ્દાલ' છે. નમાઝ પઢવામા હુ એકલો ન રહુ અને મારી નમાઝ જમાત સાથે જ પઢાય એમ કરવાને ઇરાદે આ લોકો અહીં આવે છે." હઝરત બુખારીએ ફરીથી પ્રશ્ન કર્યો, "તમે શહેરમા કેમ રહેતા નથી? શહેરમાં રહો તો આમ જનતાને આપના તરફથી લાભ મળે." પેલા શખ્સે જવાબ આપ્યો, "એ વાત સાચી છે, પરંતુ મારી પાસે એક ઘાતકી કૂતરો છે, એ કોઈને કરડી પડે, તેથી મે તેને કેદ કર્યો છે. એ સારો થશે ત્યારે તેને હુ વસ્તીમા લઈ જઈશ.'

હઝરત સૈયદ જલાલુદ્દીન બુખારી-અમિકલુકલૂમ
(બઝમે સૂફિયહ, પૃ. ૪૩૫ ના આધારે.)
કૂતરાથી કહેવાનો ભાવાર્થ નફસ છે.

શ્રેણીમાં સાત અહરાર,[1] ચાર અવતાદ[2] અને ત્રણ નુકબાએ હોય છે. કુત્બને[4] સહાય કરનાર અવતાદ હોય છે જે બદલની શ્રેણીથી ચઢતાં ચઢતાં ઊંચા પદ ઉપર પહોંચે છે. વલી સર્વ ચીજ આપે છે અને કુત્બ યા ગૌસ સંસારની રક્ષા કરે છે.

હંબલ[5] અને વહાબી[6] પંથીઓ સિવાયના તમામ મુસલમાનો

---

૧. (અ.) હુર્ર (પવિત્ર પુરુષ)નું બહુવચન

૨. (અ.) વતદ (ધરી)નું બહુવચન

૩. (અ.) નક़ीब (દેખરેખ રાખનાર)નું બહુવચન

૪. .क़ुत्ब (અ.) ધરી, જે ઉપર કોઇ વસ્તુ ફરતી હોય તે

અલ્લાહનો સાક્ષાત્કાર કર્યા પછી પણ જગતનો ઉદ્ધાર કરવા તથા તેને આત્મિક બળ આપવા માટે ઉચ્ચ પ્રકારની ગુપ્ત કામગીરીમાં લીન રહે તે વ્યક્તિ કુત્બ છે. તે પૂર્ણતાને પામેલો મનુષ્ય છે.

૫. એના સ્થાપક અબૂ અબ્દુલ્લાહ અહમદ બિન હંબલ (ઈ. સ. ૭૮૦-૮૫૫) હતા. તે ઇમામ હંબલ નામથી જાણીતા છે.

૬. वहूहाव (અ.)

વહાબી પંથ મોહમ્મદ બિન અબ્દુલ્‌વહ્‌હાબે (મૃ. ઈ. સ. ૧૬૯૧-૯૨) સ્થાપ્યો હતો. ઇસ્લામમાં ફરીથી સાદાઈ લાવવાની તેમની ઇચ્છા હતી.

વહાબી લોકો કુરાને શરીફને માને છે. સુધારાઓ કરવા માટે કુરાને શરીફના ઉસૂલોના સમર્થન સાથે હદીસની મદદ તેઓ લે છે. નમાજ અને રોજામાં તેઓ બહુ નિયમિત હોય છે. તેમની મસ્જિદો તદ્દન સાદી હોય છે. તેમના મુખ્ય સિદ્ધાંતોમાં છે કે અલ્લાહ સિવાય કોઈને પણ સજદું ખોટું છે; જે અન્યને ભજે છે તે મૃત્યુને યોગ્ય છે; તમામ કૃત્યો માટે તકદીરનો ઇન્કાર કરવો તે નાસ્તિકતા છે; નમાજમાં પેગમ્બર, ફરિશ્તા કે અન્ય કોઇનું નામ લેવું એ 'એક કરતાં વિશેષ અલ્લાહ છે' એમ માનવા બરાબર છે.

ખાસ કરીને મધ્ય અરબસ્તાનમાં તેમની સંખ્યા મોટી છે. ભારતમાં તેમજ અન્ય ઇસ્લામી દેશોમાં વધતા ઓછા પ્રમાણમાં તેમનો વસવાટ છે.

વલીઓ અને પીરોનું સન્માન કરે છે. તેઓ માને છે કે વલીને 'ઇલ્હામ' થાય છે.

વલીઓની ખાનકાહો મોટા પ્રમાણમાં ઠેકઠેકાણે હતી, પરંતુ બદલાતા જમાનાના ઝપાટાએ તેમને ખેદાન મેદાન કરી દીધી. તેમના કેટલાક મુરીદો અદ્યાપિ હસ્તી ધરાવે છે. સુલતાનો અને જુલમી રાજ્યકર્તાઓએ પણ વલીઓનું સન્માન કર્યાનું ઇતિહાસ જણાવે છે, આજે પણ વલીઓની દરગાહો ઉપર ખર્ચ કરવામાં આવે છે અને તે સ્થળોએ ઓરસો ભરાય છે.

---

# પ્રકરણ ૭ મું

## સાલિક માટે ક્રમિક વ્યવસ્થા

સૂફીવાદ સિદ્ધાંતની દૃષ્ટિએ રૂહ અને અલ્લાહની એકતાના તત્ત્વવિચારને પ્રાધાન્ય આપે છે અને એ એકતાનો સ્વાત્માનુભવ હાંસલ કરવાને સાધક પોતાનામાં રહેલી દેહાત્મભાવનાઓને મારવાને હંમેશાં કોશિશ કરતો રહે છે. વેદાંતમાં જેને અભેદ સાક્ષાત્કાર કહેવામાં આવે છે તેવો સ્વાનુભવ એ દરેક સાધકનું અંતિમ ધ્યેય છે. તે ઉપર પહોંચે તે દરમિયાન હૃદયની પાત્રતા પ્રમાણે વિવિધ અનુભવો દરેક સાધકના અંતરમાં ક્રમાનુક્રમે થતા રહે છે. વૈરાગ્ય અને નીતિ કેળવવા તેણે અમુક અવસ્થાઓના પ્રગતિશીલ ક્રમમાંથી પસાર થવું પડે છે. દરેક અવસ્થાની પાર ગતતા પ્રાપ્ત કર્યા પછી જ તે આગળની અવસ્થામાં જઈ શકે છે.

પેગમ્બર (સલ૦)ની હદીસોમાંની એક છે કે શરીઅત[1] એક જહાઝ (સમાજ) છે; તરીકત[2] સમુદ્ર (સમાન) છે; હકીકત[3] દ્વીપ (સમાન) છે; અને મારિફત[4] મોતી (સમાન) છે; પરંતુ જેણે મોતી મેળવવું હોય તેણે પ્રથમ તો જહાઝ ઉપર ચઢવું જોઈએ. તે પછી જ તે મોતી પ્રાપ્ત કરી શકે છે એટલે કે આધ્યાત્મિક જ્ઞાનની પ્રાપ્તિ માટે અમુક ક્રમિક વ્યવસ્થામાંથી સાલિકે પસાર થવું જોઈએ.

પેગમ્બરની બીજી એક હદીસ એ સંબંધી છે કે:—

શરીઅત મારી આજ્ઞા છે, તરીકત મારું કર્મ છે, હકીકત મારી હાલત છે, અને મારિફત મારી રહસ્ય ભરેલી બાબત છે.

---

૧. શરીઅ़ત અ. ધાર્મિક ક્રિયાકાંડ

૨. તરીકત અ. રાહ અર્થાત્ સાચો રાહ

૩. હકીકત અ. સત્ય અર્થાત્ વસ્તુઓની સચ્ચાઈ

૪. મઅ્‌રિફ़ત અ. જ્ઞાન અર્થાત્ અલ્લાહ ના જ્ઞાન; અલૌકિક જ્ઞાન; દિવ્ય જ્ઞાન

આ જ કારણથી મુલ્લા નૂરુદ્દીન જામી કહે છે[1]:—

मेह वी मये जामे सूरत क्शीदन,
    नशायद जुर्अे मअ्नी चशीदन
वली बायद केह दर सूरत न मानी
    व ज़ीं पुल ज़ूद ख़ुद रा बुगुज़रानी ।
    चू ख़ाही रख़्त दर मन्ज़िल निहादन,
        नबायद बर सरे पुल ओीस्तादन ।

[ કારણ કે બાહ્ય રૂપના જામનો શરાબ પીધા વિના અધ્યાત્મવાદનો ઘૂંટડો ચાખવો યોગ્ય નથી;

પરંતુ બાહ્ય રૂપને વળગી ન રહેવું જોઈએ અને આ પૂલ ઉપરથી જલદી પસાર થવું જોઈએ.

(ધ્યેયના) મંઝિલમાં ઉતારો કરવાની ઇચ્છા હોય તો તમારે પૂન ઉપર ઊભા રહેવું ન જોઈએ. ]

આ કારણથી સાધકને માટે આધ્યાત્મિક જ્ઞાન હાસલ કરવા અમુક ક્રમિક વ્યવસ્થામાંથી પસાર થવું જરૂરી છે.

પોતાની આધ્યાત્મિક ઉન્નતિના શિખર ઉપર પહોંચવાને તેણે ચાર મંઝિલ વટાવવી જોઈએ. એ પસાર કરતા દૈહિક પડદો ખસી જશે અને મુક્તિ પામેલો આત્મા પોતે જે પરમાત્મામાથી છૂટો પડ્યો છે તેમાં મળી જશે. આ રાહ ઉપર ચાલનાર સાધક ' સાલિક ' કહેવાય છે. તેની સામે આ પ્રેમના રાહ ઉપર ઘણુંએ અંતરાયો નફ્સ-શેતાન તરફથી ઊભા કરવામાં આવશે. આથી જલાલુદ્દીન રૂમી તો એમ જ કહે છે કે આ રસ્તા ઉપર સાલિકે બિલકુલ આરામ ન લેવો જોઈએ. ધ્યેય ઉપર પહોંચ્યા પછી આધ્યાત્મિક અવસ્થામા શાંતિ ભોગવવાનું મુલતવી રાખવુ જોઈએ. રસ્તામા લુટારુઓ છે તેથી ( અસ્વાદના મકાનનો ) દરવાજો અને ઉબર દેખાય નહિ ત્યાંસુધી ઊંઘ લેવી જ ન જોઈએ [2]

1. રૂહ્ફર વ લુલેખ, પૃ. ૨૩
2. મસ્નવી, દફ્તર ૩. પૃ. ૫૮ (ગીબ્જ મેમોરિયલ આવૃત્તિ)

આ ચાર તબક્કામાંના પ્રથમનું નામ 'શરીઅત' છે. એ મઝહબી કિતાબો અનુસારની કર્મકાંડની વિધિ છે. કુરાને શરીફમાં કહ્યું છે કે "અલ્લાહને તાબે રહો, પેગમ્બરને તાબે રહો અને તમારામાંના જેના હાથમાં સત્તા છે તેને તાબે રહો." આ જ કારણથી સાલિકોએ શરીઅતના હુકમો–તોહીદ, નમાઝ, રોઝા, હજ, ઝકાત વગેરે ધાર્મિક રીતરિવાજોનું પાલન કરવાનું અને જે બાબતોની મઝહબ તરફથી મનાઈ છે તેમનાથી દૂર રહેવાનું છે. એમાં જેટલું બની શકે તેટલું વિશેષ કરવાનું હોય છે. ખાવાપીવામાં, લોકો સાથે ઊઠવા બેસવામાં, સૂવામાં વગેરે ક્રિયામાં જરૂર કરતાં વિશેષ કંઈ પણ કરવું ન જોઈએ. સિપાઈ હોય તો ભલે સિપાઈની વર્દી પહેરે; એમાં કોઈ પણ જાતનો વાંધો નથી. આ તબક્કાનું મહત્ત્વ સંયમ કેળવવામાં અને નિયમિત થવામાં રહેલું છે. એ પૂરો કર્યા પછી સાલિક આગળના પ્રદેશમાં મુસાફરી કરે છે.

બીજા તબક્કામાં ફિક્ર, ઝિક્ર અને ઇબાદત મુખ્ય કાર્યો છે. એનું નામ 'તરીકત' છે. 'તરીકત'નો શબ્દાર્થ 'રસ્તો' 'રાહ' કે 'પંથ' છે. એ માટે પવિત્રતા, શુદ્ધ ચારિત્ર્ય અને દૃઢતાની જરૂર રહે છે. એમાં ધાર્મિક ક્રિયાકાંડ અને રીતરિવાજોનું પાલન કરવાની જરૂર રહેતી નથી, પરંતુ આંતરિક શુદ્ધિ માટે કોશિશ કરવાની હોય છે. સાલિકને એમાં પોતાના સ્વભાવનું ભાન થાય છે અને સર્વવ્યાપક અલ્લાહ સાથે શો સંબંધ છે તેનું જ્ઞાન મળે છે. એ તબક્કામાં અલ્લાહની સાથે મિલનની ઉત્સુકતા તેનામાં જાગ્રત થાય છે અને તેથી તેના પ્રત્યે મોહબ્બત તેના દિલમાં ઉદ્‌ભવે છે. આને પરિણામે તેની ખોજમાં તે નીકળી પડે છે; પરંતુ તેનું દર્શન કરાવનાર તો કોઈ અનુભવી સંત હોઈ શકે. એવો અનુભવી સંત તે જ મુર્શિદ, પીર કે શેખ છે.[1]

---

૧. જલાલુદ્દીન રૂમી કહે છે કે "પીર એક આયના સમાન છે જે પૂર્વના

સાલિકની લગનીને જોઈને મુર્શિદ તેને પોતાનો મુરીદ[2] બનાવે છે. મુરીદ પોતાની મુરાદ પૂરી કરવા જરૂરી સાધનો લઈ કાર્યમાં લીન થઈ જાય છે. હાફિઝ કહે છે :—

"अिश्क कारीस्त मवकूफे हिदायत अस्त।"

[ અર્થાત્ ( માશૂક સાથે ) પ્રેમ બાંધવાનો આધાર (મુર્શિદની) રાહબરી ઉપર છે. ]

મુર્શિદ એક નિશ્ચિત માર્ગનો ઉપદેશ આપી તે ઉપર ચાલવાની મુરીદને અનુમતિ આપે છે અને અલ્લાહ પ્રત્યેનો પ્રેમ તેનામાં ભરે છે. મુરીદ પોતાને મુર્શિદના હાથમાં સોંપી દે છે. મુર્શિદ મુરીદને સૂફીની મંડળીમાં દાખલ કરે છે ત્યારે તેને સેવા, સંયમ, નમ્રતા, જાગરણ, (પીરની સૂચના પ્રમાણે કોઈ કોઈ વાર ) રોઝા, ખાનકાહ અને સૂફી મંડળી ચલાવવા દાનની ઉઘરાણી, મંત્રોનું પારાયણ, ચિંતન અને કોઈક

લોકો પોપટને બોલવાનું શીખવવા વાપરે છે. તેઓ આયનાને પોપટ અને પડદા પાછળ છૂપેલા માણસ વચ્ચે રાખે છે."

આ ઉપમામાં શાયર છૂપેલા માણસને અલ્લાહ સાથે અને મુરીદને પોપટ સાથે સરખાવે છે. ( મસ્નવી, દફ્તર-૫ )

હાફિઝ પણ એવી જ ઉપમા આપે છે :—

दर पसे आअीनह तूती सिफतम दाश्तह अन्द,
आँचेह अुस्तादे अजल गुफ्त बुगो, मीगूयम ।

[ પોપટની જેમ આયના પાછળ મને રાખવામાં આવ્યો. અનંતકાળના માલિકે જે બોલવાનું ફરમાવ્યું તે હું બોલું છું. ]

૨. સૂફી હઝરત મનસૂર હલ્લાજ ( મૃ. ઈ. સ. ૯૨૨ )ને પૂછવામાં આવ્યું કે "મુરીદ કોણ છે ?" ત્યારે તેમણે જવાબ આપ્યો કે "મુરીદ તે છે જે શરૂઆતથી જ ખુદાને પોતાના ધ્યેયનું નિશાન બનાવે છે. જ્યાંસુધી તેને તે પહોંચતો નથી ત્યાંસુધી કોઈ વસ્તુથી તેને સંતોષ થતો નથી અને તે કોઈ વસ્તુમાં પોતાના દિલને પરોવતો નથી."

[ અમી-જહાંગિરસ્તાન, પૃ. ૭ ]

વખતે એકાંતવાસ વગેરેનુ પાલન કરવાનું હોય છે. આવી રીતે તેણે પોતાની ચિત્તવૃત્તિઓને મારવાની હોય છે. શિખાઉ હોવાથી કોઈપણ પ્રકારની દલીલ, શંકા કે ઢીલ કર્યા વિના મુર્શિદની સૂચનાઓ મુજબ તેણે ચાલવાનુ હોય છે, એટલે સુધી કે પોતાની ઇચ્છા અને નિર્ણયને પીરની ઇચ્છા અને નિર્ણયમાં ડુબાડીને તેઓને ફના કરવાં જોઇએ. આને જ ફના ફીશશેખ કહેવામાં આવે છે. એ માટે હાફિઝ કહે છે:

बमय सज्जादह रंगीन कुन गरत पीरे मुर्गां गूयद;
फेह सालिक बेख़बर नब्वद ज़े राहो रस्मे मंज़िलहा ।

[ જો તને તારો પીર કહે તો તારી નમાઝની સાદડી તું શરાબથી રંગ, કારણ કે સાલિકે મંઝિલના રીતરિવાજોથી અજાણ રહેવું ન જોઈએ. ]

હઝરત શેખ સા'દી પણ મુર્શિદમાં અંધ શ્રદ્ધા રાખવા બાબતમાં કહે છે:—

बुख़ूरम गर ज़े दस्ते तुस्त नबीज़
नकुनम गर ख़िलाफ़े तुस्त नमाज़ ।

[ જો તું તારા હાથે આપે તો હું શરાબ પીઉં અને જો તારી ઇચ્છા વિરુદ્ધ હોય તો હું નમાઝ ન પઢું. ]

સર્વશ્રેષ્ઠ સિદ્ધાંતમાં દૃઢ માન્યતા અને તેના ચિંતનમાં દિલ અને દિમાગ ગૂંથાયેલાં રાખવાથી વસ્તુના સાચા મૂળ પર્યંત પહોંચી શકાય છે અને કુદરતના કાનૂનોની ઓળખ પ્રાપ્ત થાય છે. આવી રીતે સાલિક 'તરીકત'ના નિયમો[1] પાળતો થાય છે ત્યારે તેની

1. અબૂલહસન અલી હુજવીરી આવા દસ નિયમો જણાવે છે:—
(૧) સત્યની શોધ, (૨) મુર્શિદની શોધ, (૩) સદાચાર, (૪) રિઝા, (૫) મોહબ્બત, (૬) તકવા (અર્થાત્ ખુદાનો ડર), (૭) શરીઅતને વળગી રહેવું તે, (૮) અલ્પાહાર અને અલ્પ નિદ્રા, (૯) વિવિક્ત સેવન અને (૧૦) સોમ અને સલાતનું ચુસ્ત પાલન.
[ સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહમાન- બઝ્મે સૂફિયહ, પૃ. ૬૬ ]

પ્રકૃતિ ફરિશ્તાના જેવી બને છે. એ બાબતમાં તેના મુર્શિદને પૂરો સંતોષ થાય છે ત્યારે તે તેને ખિરકો[1] આપે છે. આ કક્ષા ઉપર પહોંચવાથી સાલિકમાં મારિફતનો આવિર્ભાવ થાય છે અને તે સાલિક મટી આરિફ થાય છે. તેને અલ્લાહ વિશેના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. અને ઇલાહી પ્રેરણા મળે છે. એ મનુષ્ય જ્ઞાનની બાબતમાં ફરિશ્તા સમાન થાય છે. અલ્લાહની એના ઉપર મહેરબાની રહે છે. આ મારિફત (અર્થાત્ દિવ્ય જ્ઞાન) પોતાના પ્રયત્નથી મળતું નથી, એ અલ્લાહની ભેટ છે. અલ્લાહ જેના ઉપર ખુશ થાય તેને જ તે મળે છે. અલ્લાહ તેનામાં જ્ઞાનરૂપી પ્રકાશ ચેતાવે છે અને અલ્લાહના સ્વરૂપના વિચારો તેને આવવા માંડે છે. આ પછી તે હકીકતના ક્ષેત્રમાં પહોંચી જાય છે.

'હકીકત' એ ચોથી મંઝિલ છે. તેમાં આરિફ પોતાને ભૂલવા માંડે છે અને આશક મટી ઇશ્ક બને છે. પોતાનું તમામ વ્યક્તિત્વ આખરે તે પ્રેમ (અર્થાત્ હક્ક)માં ગુમાવી દે છે. તે 'હક્ક' અર્થાત્ સત્ નિહાળે છે. 'હક્ક' ઉપરથી જ આ તબક્કો 'હકીકત' કહેવાય છે. એમાં આશકનો માશૂક સાથે મેળાપ થાય છે અને તે 'ફના'ની દશામાં પહોંચે છે. આ સ્થિતિ 'ફનાફીલ્લાહ'[2]ની છે. આ સર્વસ્વ સમર્પણ તેની યાત્રાનો છેડો છે; મક્સદની મંઝિલ છે; ધ્યેયની પ્રાપ્તિ છે. તે પછી સંસાર સાથેનો તેનો સંબંધ રહેતો નથી. વ્યક્તિ તરીકે તે મરી જાય છે. તેને નિયમો કે મઝહબની કંઈ પરવા રહેતી નથી. સામાન્ય રીતે આ તબક્કાનો સંબંધ મૃત્યુ સાથે ગણાય છે.

અલ્લાહ તેનો સત્કાર કરવા આગળ આવે છે અને તેના હાથમાં તે કૂદી પડે છે અર્થાત્ તે મોક્ષ પામે છે. એ દશા 'બકા બા'દુલ્ફના'[3] ની છે. થોડાને જ આનો અનુભવ થાય છે.

---

૧. ख़िर्क़ह (અ.) સૂફી પોશાક
૨. અ. અલ્લાહમાં આત્મલય
૩. बक़ा बअ़्दुल्फ़ना (અ૦)ફના પછીનું અમર જીવન

ચોથા તબક્કામાં 'દૂઈ' અર્થાત્ દ્વૈતનો પડદો ઊંચકાય જાય છે ત્યારે સર્જનહાર અને સર્જનમાં કોઈપણ જાતનો ભેદ રહેતો નથી. એ જ કારણથી સૂફી મનસૂર હલ્લાજનો મહામંત્ર 'અનલ્‌હક્ક'[1] હતો જે તેમને માટે આ ફાની દુનિયાને તિલાંજલિ આપવાનું કારણ બન્યો હતો.

દારાશિકોહ (મૃ. ઈ. સ. ૧૬૫૯) અને સંત બાબાલાલ[2] વચ્ચેના વાર્તાલાપમાં[3] એક પ્રશ્ન છે કે "દિવ્ય સંમોગ થાય ત્યારે દિવ્ય તત્ત્વ કેવી રીતે આવે?" એના જવાબમાં કહ્યું છે કે "જ્યારે એક લોઢાનો ટુકડો આગમાં લાલચોળ કરવામાં આવે ત્યારે તે આગનો રંગ પકડે છે અને આગના જેવી જ ક્રિયા કરે છે."

અલ્લાહ તા'લા સાથેની સાલિકની એકતાનો ખ્યાલ મશહૂર શાયર અમીર ખુસરો નીચેની સાદી અને સરળ શેરોમાં આપે છે:

मन तू शुदम, तू मन शुदी,
मन तन शुदम, तू जान शुदी ।
ता कस न गूयद बअ़्द अज़् ईं
मन दीगरम तू दीगरी ।

[ હું તું થયો, તું હું થયો, હું શરીર થયો તું મન થયો;
કે જેથી હવે પછી કોઈ એમ ન કહે કે હું તારાથી ભિન્ન છું કે તું મારાથી ભિન્ન છે. ]

1. અ૦ "હું હક્ક અર્થાત્ 'સત્' છું."
2. પંજાબના વતની હતા. એમનું મૂળ નામ લાલદયાળ હતું. એ જ્ઞાતિએ ક્ષત્રિય હતા.
Journal of the Punjab Historical Society, Vol II, No. I, pp. 27, 28
3. પંડિત ચન્દ્રભાન–નાદિરુન્નિકાત (હસ્તલિખિત)

આ દ્વૈતભાવ કેટલે અંશે જતો રહે છે તે સમજાવવા ફારસી શાયર નૂરુદ્દીન અબ્દુર્રહેમાન જામી પોતાની મસનવી 'સલામાન વ અબ્સાલ'માં[1] એક રમૂજી વાર્તા કહે છે કે:—

એક ભરવાડ જંગલજીવનથી કંટાળી શહેરમાં ફરવા ગયો. ત્યાં તેણે ધાંધલ જોઈ. લોકોની ઠઠ સિવાય તેને કંઈ નજરે પડ્યું નહિ. કોઈ સાથે જાય, કોઈ સામે જાય, કોઈ ઉત્તરમાં જાય તો કોઈ દક્ષિણમાં જાય, કોઈ અંદર જાય અને કોઈ બહાર જાય, કોઈ ડાબી બાજૂએ જાય તો કોઈ જમણી બાજૂએ જાય. બીચારો ભરવાડ અકળાયો અને મૂંઝાયો, તેથી એક બાજૂ ઉપર જઈને ઊભો રહ્યો. તેણે વિચાર્યું કે આ લોકોમાં હું જઈશ તો હું મને ગુમાવી બેસીશ. હું મારે માટે કોઈ નિશાની ન રાખું તો હું મને ફરીથી કેવી રીતે મેળવીશ? તે સમયે કર્મસંજોગે તેના હાથમાં એક તુંબડી હતી. નિશાની માટે તેણે તે પોતાને પગે બાંધી કે જેથી શહેરની ગલીમાં તે પોતે ખોવાઈ જાય તો પોતાને શોધી કાઢી શકે. એક ઠઠ્ઠેબાજે તેને આવી હાલતમાં જોયો. તે વસ્તુસ્થિતિ તુરત જ કળી ગયો અને તેની પાછળ પડ્યો. ભરવાડ થાકેલો હોવાથી તુરત જ ઊંઘી ગયો, ત્યારે ઠઠ્ઠેબાજે તૂંબડી તેના પગેથી છોડી જલદી જલદી પોતાના પગે બાંધી પોતે નિદ્રાવશ હોય એવો ઢોંગ કર્યો. ભરવાડ જાગ્યો અને તેની પાસે સૂતેલા માણસને પગે તૂંબડી જોઈ એકદમ બૂમ પાડી ઊઠ્યો, "એ! ઊઠ; તેં તો મારા કામમાં ઉપાધિ ઊભી કરી." ઠઠ્ઠેબાજ કંઈ જાણતો જ ન હોય તેમ બોલ્યો, "છે શું?" ભરવાડે કહ્યું, "હું, તું છે કે તું હું? મને તો કંઈ સમજ પડતી નથી. જો હું હું જ હોઉં તો આ તૂંબડી તારા પગે કેમ? વળી તું જો તું જ હોય તો હું ક્યાં ગયો? હું કોણ છું? મારી તો ગણતરી જ નહિ. હું કોણ?"

આવી રીતે 'હું' અને 'તું'નું સ્થાન અલ્લાહ સાથેના સંબંધમાં

---

1. પૃ. ૨૬-૨૭

ચોથા તબક્કામાં 'દૂઈ' અર્થાત્ દ્વૈતનો પડદો ઊંચકાય જાય છે ત્યારે સર્જનહાર અને સર્જનમાં કોઈપણ જાતનો ભેદ રહેતો નથી. એ જ કારણથી સૂફી મનસૂર હલ્લાજનો મહામંત્ર 'અનલ્હક્ક'[1] હતો જે તેમને માટે આ ફાની દુનિયાને તિલાંજલિ આપવાનું કારણ બન્યો હતો.

દારાશિકોહ (મૃ. ઈ. સ. ૧૬૫૯) અને સંત બાબાલાલ[2] વચ્ચેના વાર્તાલાપમાં[3] એક પ્રશ્ન છે કે "દિવ્ય સંયોગ થાય ત્યારે દિવ્ય તત્ત્વ કેવી રીતે આવે?" એના જવાબમાં કહ્યું છે કે "જ્યારે એક લોઢાનો ટુકડો આગમાં લાલચોળ કરવામાં આવે ત્યારે તે આગનો રંગ પકડે છે અને આગના જેવી જ ક્રિયા કરે છે."

અલ્લાહ તા'લા સાથેની સાલિકની એકતાનો ખ્યાલ મશહૂર શાયર અમીર ખુસરો નીચેની સાદી અને સરળ શેરોમાં આપે છે :

मन तू शुदम, तू मन शुदी,
मन तन शुदम, तू जान शुदी ।
ता कस न गूयद बअ्‌द अज़ीं
मन दीगरम तू दीगरी ।

[ હું તુ થયો, તુ હું થયો, હુ શરીર થયો તું મન થયો;

કે જેથી હવે પછી કોઈ એમ ન કહે કે હું તારાથી ભિન્ન છું કે તું મારાથી ભિન્ન છે. ]

---

૧. અ૦ "હુ હક્ક અર્થાત્ 'સત્' છું."

૨. પંજાબના વતની હતા. એમનું મૂળ નામ લાલદયાળ હતુ. એ જાતિએ ક્ષત્રિય હતા.
Journal of the Punjab Historical Society, Vol II, No. I, pp. 27, 28

૩. પંડિત ચંદ્રભાન–નાદિરુન્નિકાત (હસ્તલિખિત)

આ દ્વૈતભાવ કેટલે અંશે જતો રહે છે તે સમજાવવા ફારસી શાયર નૂરુદ્દીન અબ્દુર્રહેમાન જામી પોતાની મસનવી 'સલામાન વ અબ્સાલ'માં[1] એક રમૂજી વાર્તા કહે છે કે:—

એક ભરવાડ જંગલજીવનથી કંટાળી શહેરમાં ફરવા ગયો. ત્યાં તેણે ધાંધલ જોઈ. લોકોની ઠઠ સિવાય તેને કંઈ નજરે પડ્યું નહિ. કોઈ સાથે જાય, કોઈ સામે જાય, કોઈ ઉત્તરમાં જાય તો કોઈ દક્ષિણમાં જાય, કોઈ અંદર જાય અને કોઈ બહાર જાય, કોઈ ડાબી બાજૂએ જાય તો કોઈ જમણી બાજૂએ જાય. બીચારો ભરવાડ અકળાયો અને મૂંઝાયો, તેથી એક બાજૂ ઉપર જઈને ઊભો રહ્યો. તેણે વિચાર્યું કે આ લોકોમાં હું જઈશ તો હું મને ગુમાવી બેસીશ. હું મારે માટે કોઈ નિશાની ન રાખું તો હું મને ફરીથી કેવી રીતે મેળવીશ? તે સમયે કર્મસંજોગે તેના હાથમાં એક તૂંબડી હતી. નિશાની માટે તેણે તે પોતાને પગે બાંધી કે જેથી શહેરની ગલીમાં તે પોતે ખોવાઈ જાય તો પોતાને શોધી કાઢી શકે. એક ઠઠ્ઠેબાજે તેને આવી હાલતમાં જોયો. તે વસ્તુસ્થિતિ તુરત જ કળી ગયો અને તેની પાછળ પડ્યો. ભરવાડ થાકેલો હોવાથી તુરત જ ઊંઘી ગયો, ત્યારે ઠઠ્ઠેબાજે તૂંબડી તેના પગેથી છોડી જલદી જલદી પોતાના પગે બાંધી પોતે નિદ્રાવશ હોય એવો ઢોંગ કર્યો. ભરવાડ જાગ્યો અને તેની પાસે સૂતેલા માણસને પગે તૂંબડી જોઈ એકદમ બૂમ પાડી ઊઠ્યો, "એ! ઊઠ; તેં તો મારા કામમાં ઉપાધિ ઊભી કરી." ઠઠ્ઠેબાજ કંઈ જાણતો જ ન હોય તેમ બોલ્યો, "છે શું?" ભરવાડે કહ્યું, "હું, તું છે કે તું હું? મને તો કંઈ સમજ પડતી નથી. જો હું હું જ હોઉં તો આ તૂંબડી તારા પગે કેમ? વળી તું જો તું જ હોય તો હું ક્યાં ગયો? હું કોણ છું? મારી તો ગણતરી જ નહિ. હું કોણ?"

આવી રીતે 'હું' અને 'તું'નું સ્થાન અલ્લાહ સાથેના સંબંધમાં

1. પૃ. ૨૬-૨૭

ન રહે ત્યારે ઇન્સાનની રૂહ અસલ રાહત, કાયમી મોક્ષ અને પરમ ધામ પ્રાપ્ત કરે છે.

ટૂંકમાં, શરીઅત એ એક સળગાવેલી મીણબત્તી છે, જેની રોશનીથી રસ્તો સૂઝે છે; રસ્તા ઉપર આવ્યા અને ચાલવાનું શરૂ થયું એ તરીકત છે અને મકસદ ઉપર પહોંચ્યા એ હકીકત છે. બીજી રીતે કહીએ તો ઉસ્તાદ પાસેથી કે પુસ્તકમાંથી કીમિયો શીખવો એ શરીઅત છે; એ બનાવવા મસાલાનો ઉપયોગ કરવો અને ધાતુને કીમિયા ઉપર ઘસવી એ તરીકત છે અને ધાતુનું સોનું થવું એ હકીકત છે. બીજી રીતે કહીએ તો વૈદું શીખવું એ શરીઅત છે; વૈદકના નિયમ મુજબ પરેજી કરવી અને દવા ખાવી એ તરીકત છે અને સાજા થવું એ હકીકત છે. બીજી રીતે કહીએ તો શરીઅત ઇલ્મ છે, તરીકત અમલ છે અને હકીકત એ અમલની અસર છે. પ્રો. બ્રાઉને તબક્કાઓમાંથી પસાર થતા સાલિકની પ્રાકૃતિક હાલત સમજાવવા એક સુંદર દાખલો આપ્યો છે: એક મુર્શિદે પોતાના મુરીદને કોઈ એક સાલિકને તમાચો મારવા કહ્યું. પરિણામમાં મુરીદ પણ તમાચો ખાઈ આવ્યો. આ ઉપરથી સમજાયું કે તમાચો પાછો મારનાર સાલિક હજુ શરીઅતના તબક્કામાં જ હતો. એણે ગુસ્સાથી ઉશ્કેરાઈ જઈ વધુ માર ન માર્યો તે એના કાનૂનોના પાલનનું જ પરિણામ હતું. બીજા સાલિક સાથે આવું જ વર્તન કરાવતાં તેના ચહેરા અને શરીરની હિલચાલ ઉપરથી એમ જણાયું કે તેમાં ક્રોધ ઉત્પન્ન થયો; પરંતુ તે તરીકતના તબક્કામાં હતો, તેથી ક્રોધ ગળી ગયો અને શાંત રહ્યો. ત્રીજા તબક્કામાં જે સાલિક હતો, તેને એ જ પ્રમાણે તમાચો માર્યા છતાં તેનામાં ક્રોધ ઉત્પન્ન થયો નહિ અને વેરવૃત્તિ જેવું કંઈ પણ જણાયું નહિ; કંઈ બન્યું જ ન હોય એવી રીતે તે બેસી રહ્યો. ચોથા તબક્કામાં જે સૂફી હતો તેને મારવાથી એમ જણાયું કે એક મડદાને મારવા સમાન હતું, કારણ કે તે અલ્લાહ સાથેના વિસાલની હાલતમાં હતો તે આત્મામાં જ હસ્તી ધરાવતો હોવાથી તેને દેહનું

ભાન પણ ન હતુ[1]

કેટનાક સૂફીઓ મુજબ[2] અલ્લાહે પેદા કરેના મનુષ્યોને ચાર આલમમાથી પસાર થવાનુ હોય છે–નાસૂત[3] મલકૂત,[4] જબ્રૂત[5] અને લાહૂત[6], અને કેટલાક કહે છે કે એ પાચ છે અને પાંચમી આલમ મિસાનની છે જેઓ મિસાન અને મનકૂતને એક જ ગણે છે તેઓ એમની સખ્યા ચાર જ માને છે

એમા નાસૂત એ જોઈ શકાય તે અને જાગ્રત અવસ્થાની આલમ છ મનકૂત રૂહો( એટલે આત્માઓ )ની આલમ છે અને તે સ્વપ્ના અવસ્થાની જેવી છે જબ્રૂતમા બને આલમના ચિહ્નો છે અને તેમાં 'હું' અને 'તુ'નો ભેદ રહેતો નથી લાહૂત એક જ હસ્તી છે, જે બધી આલમોને ઘેરી લે છે અને સમાવી દે છે જો કોઈ વ્યક્તિ નાસૂતમાંથી મનકૂતમાં જાય, મનકૂતમાથી જબ્રૂતમા જાય અને ત્યાથી આગળ લાહૂતમા જાય ત્યારે તેણે પ્રગતિ કરેલી ગણાય

પ્રથમ મઝિન એટને કે શરીઅતમાથી પસાર થતો સાલિક નાસૂતની આલમ એટલે કે હાલતમા ગણાય છે, તરીકતની મ ઝિનમા ચાલતો સાલિક મલકૂતની આલમ એટને કે હાલતમા હોય છે, મારિફતની મઝિનમા હોય ત્યારે જબ્રૂતની આલમ એટને કે હાલતમા હોય છે, અને હકીકતની મ ઝિનમા હોય તો લાહૂતની આલમ એટને

૧ E G Browne–Religious Systems of the World મા 'Sufism'

૨ મોહમ્મદ દારા શિકોહ–મજ્મઉલ્બહરૈન, પૃ ૮૯ ૯૦

૩ (અ ) માનવ જગત

૪ (અ ) ફરિશ્તા જગત

૫ (અ ) સાલિકને માટે એ એવુ મકામ (એટલે કે જગત) છે જ્યા પહોચતા તેને અલ્લાહની સિફતો પ્રાપ્ત થાય છે

૬ (અ ) એ એવુ મકામ ( એટલે કે જગત ) છે જ્યા પહોચતા સાલિકને ફનાફીલ્લાહની પાયરી પ્રાપ્ત થાય છે

કે હાલતમાં હોય છે અને ત્યારે તે ફનાફીલ્લાહ (એટલે કે અલ્લાહમાં ફના) થઈ જાય છે. બીજી રીતે કહીએ[1] તો "મોમિન શરીઅતનું પાલન કરી નાસૂતમાં વિહાર કરે છે, મુરીદ તરીકતનું સેવન કરી મલકૂતમાં વિચરે છે, સાલિક મારિફતનું સ્વાગત કરી જબ્રૂતમાં વિરામે છે અને આરિફ હકીકતનું ચિંતન કરી લાહૂતમાં તલ્લીન થાય છે. એ જ સૂફીઓની પરાકાષ્ઠા અને તસવ્વુફની પરમગતિ છે."

હઝરત સૈયદ જલાલુદ્દીન બુખારી (મખ્દૂમ જહાંનિયાં જહાંગશ્ત) મુજબ સાલિકની નાસૂત, મલકૂત, જબ્રૂત અને લાહૂતની ચાર મંઝિલોમાંથી નાસૂતની મંઝિલ નફ્સની જગ્યા છે. સાલિકના નફ્સમાંથી ખરાબ ગુણો નીકળી જાય ત્યારે તે મલકૂતની આલમમાં પહોંચે છે. એ દિલની જગ્યા છે, જેમાં તેને ફરિસ્તાના ગુણો પ્રાપ્ત થાય છે. એ મંઝિલમાંથી પસાર થઈ, તે જબ્રૂતની આલમમાં પહોંચે છે. એ રૂહ- (એટલે કે આત્મા)ની જગ્યા છે. રૂહના જે ગુણો અલ્લાહ તા'લાની નજીક પહોંચાડે છે તે એમાં પ્રાપ્ત થાય છે. એ પછી લાહૂતનું મકામ (એટલે કે સ્થળ) આવે છે જ્યાં 'ખુદી'માંથી મુક્ત થવાય છે. એ તમામ મંઝિલો નફ્સ, દિલ અને રૂહની મારફત પસાર કરાય છે. નફ્સ સૈતાનનું સ્થાન છે, દિલ ફરિસ્તાની જગ્યા છે અને રૂહ અલ્લાહના દર્શનનું સ્થળ છે.

સૂફી મતાનુસાર ઇશ્કના ક્રમિક આરોહણોમાં પ્રથમ ફનાફીશય (એટલે કે કોઈ પણ ચીજ કે મનુષ્યમાં તલ્લીનતા) આવે છે. એમાં મનની મલિનતા દૂર થાય છે અને અલ્લાહ પ્રતિનો પ્રેમ શિખાય છે.

એ પછી ફનાફીશ્શેખ (અર્થાત્ ગુરુની સેવામાં સ્વાર્પણ કરવા)ની પાયરી આવે છે. મુરીદ પોતાના મુર્શિદના હાથમાં પોતાને સોંપી દે છે. એક દુકાનદાર વેચવાની વસ્તુ ખરીદનારના હાથમાં સુપ્રત કરે છે અને ખરીદનાર તેનો ઉપયોગ પોતાની ઇચ્છા અનુસાર કરી શકે છે

---

૧. चन्द्रबलि पांडेय-तसव्वुफ, पृ. ९४

તેવી રીતે એમાં મુર્શિદની ઇચ્છાને મુરીદે અનુસરવાનુ હોય છે. મુરીદ તત્ત્વજ્ઞાનના વિચારમય વાક્યો મુર્શિદ પાસેથી સાભળી, તે ઉપર મનન કરી પોતાના મનને તે બાબતમાં દઢ કરે છે

ઉપરની બે સ્થિતિઓમાંથી પસાર થયેલો સાલિક પેગમ્બરોનાં વચનોનું પાલન કરે છે અને તેમા જ લીન રહે છે એ ફનાફીર્રસૂલ (એટલે કે પેગમ્બરમા પોતાપણુ ગુમાવી દેવા)ની હાલત કહેવાય છે.

અને તે ફનાફીલ્લાહ (એટલે કે અલ્લાહમા ફના)ના શિખરે પહોચે છે એમા તે આત્મામા જીવે છે આત્માનુભવ થતા સૂફી સાધક જીવન્મુક્ત બને છે

હઝરત બાયઝીદ બિસ્તામી, હઝરત જુનૈદ, અબૂ સઈદ અબૂલ્ખૈર વગેરે સૂફીઓ આવા મુક્તાત્મા થઈ ગયા, જેમના વિશે વિગતવાર હકીકત આગળ ઉપર આવશે.

હિંદુધર્મના જુદા જુદા શાસ્ત્રોમા કર્મ, જ્ઞાન અને યોગ વગેરે માર્ગો દ્વારા બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકાય છે એમ જણાવેલુ છે, છતા વિશુદ્ધ હૃદયે માત્ર પ્રેમની જ લગની લગાડીને સતત ભજન કીર્તનમા રત રહેતા ભક્તહૃદયો શાસ્ત્રોને ગણકાર્યા સિવાય પોતાનુ પ્રેમવિશ્વ જુદુ જ રચે છે અને આવા ભક્તહૃદયોના ઘણા દષ્ટાતો ભાતની વિવિધ ભાષાઓના સાહિત્યમા મળે છે આપણે જોયુ કે સૂફીવાદનો અનુયાયી આશક પણ એ જ પ્રમાણે અલ્લાહના ઇશ્ક અને ઇબાદતમાં મશગૂલ રહે છે[1]

## અલ્લાહ સાથે સયોગપ્રાપ્તિમાં મુશ્કેલીઓ

દુનિયા મોહમાયા છે એમાથી બાની નીકળવુ અતિ કઠણ છે અલ્લાહ સુધી પહોચવામા કેટલાએ અતરાયો ઓળગવાના હોય છે. એ બાબત સૂફી શાયર ફરીદુદ્દીન અત્તારે મન્તિકુત્તૈર (અર્થાત્ પક્ષીઓનો વિવાદ) નામની પોતાની મસ્નવીમા વાર્તારૂપે અતિ સુન્દર રીતે સમજાવી છે તેમા જણાવવામા આવ્યુ છે કે –

---

1. જલાલુદ્દીન રૂમી-મસ્નવી

દુનિયાનાં પક્ષીઓએ એક સભા ભરી અને તેમાં તેમણે વિચાર કર્યો કે અત્યારે કોઈ પણ શહેર શહરિયાર વગરનું નથી, તો આપણો કોઈ શાહ જ ન હોય એ કેવી રીતે યોગ્ય ગણાય? હવે શાહ વગર રહેવું એ આપણે માટે સાચો રાહ નથી. આપણે સૌ ભેગાં મળીને એક બાદશાહ શોધી કાઢવો જોઈએ, કારણ કે બાદશાહ વગર મુલ્કની વ્યવસ્થા ન હોઈ શકે. આથી તેઓ શાહની શોધમાં નીકળ્યાં. હુદહુદ[1] નામનું પક્ષી આ વાત જાણી પરેશાન અને બેકરાર સ્થિતિમાં હતું. તે તેમની વચ્ચે આવ્યું. તેના શરીર ઉપર 'તરીકત'નો પોશાક હતો અને તેના માથા ઉપર 'હકીકત'નો તાજ હતો. તેની સમજશક્તિ ઘણી તેજ હતી તેથી સારું નરસું ઓળખી શકતું હતું. તે સુલેમાન[2] બાદશાહ સાથે રહ્યું હતું અને તેણે તેના કાસદ તરીકે કામ કર્યું હતું. તેની સાથે તેણે મુસાફરી પણ કરી હતી. તેણે કહ્યું કે પક્ષીઓનો બાદશાહ તો એક છે અને તે આખી દુનિયાને ઘેરી લેતા કાફ નામના પહાડની પાછળ રહે છે. તેનું નામ સીમર્ગ[3] છે. તે ઘણી જ શાનોશોકત ધરાવે છે. ત્યાં

---

૧. યમનમાં આવેલા સબાની મલેકા બિલ્કીસ અને બાદશાહ સુલેમાન વચ્ચે કાસદ તરીકે એ પક્ષી કામ કરતું હતું.

૨. સુલૈમાન (અ.) યહૂદીઓનો પ્રસિદ્ધ બાદશાહ જે પેગમ્બર ગણાય છે. તેને પક્ષીઓની ભાષા આવડતી હતી તેની પાસે એક વીંટી હતી જેને લઈને મનુષ્ય, જિન, પશુઓ, પક્ષીઓ અને સૃષ્ટિનાં તત્ત્વો ઉપર તેની હકૂમત હતી. કથા એવી છે કે તેની પાસે એક લીલા રંગની સાદડી હતી જેની વચ્ચે તે તખ્ત ઉપર બેસતો. તેની જમણી બાજુએ મનુષ્યો અને ડાબી બાજૂએ જિન રહેતા અને જ્યાં જવાનું હોય ત્યાં પવનને તખ્ત લઈ જવા ફરમાન કરતો. તે તખ્ત જતું ત્યારે પક્ષીઓ બાદશાહ ઉપરથી સૂરજનો તડકો દૂર કરવાને છત્રીરૂપે ટોળું વળી ઊડતા.

૩. સી(=૩૦)+મુર્ગ(=પક્ષી)=શબ્દાર્થ ત્રીસ પક્ષી બરાબરનું; એક પ્રકારનું કલ્પિત પક્ષી. પૂર્વમાં એ પક્ષી તરીકે ફક્ત નામથી ઓળખાય છે. કહેવાય છે કે એ 'કાફ' એટલે કે કોકેસસ પહાડમાં રહે છે; એ ૧૬૦૦ હજાર વરસ

જવાનો રસ્તો ઘણો લાંબો અને મુશ્કેલી ભરેલો છે ત્યા પહોચવા માટે સાત વિકટ ખીણોમાથી પસાર થવાનુ છે આવુ મહાન અને મુશ્કેલ કાર્ય ઉપાડવાની ઉપયોગિતા અને મહત્તા ઉપર ચર્ચા થઈ અને હુદહુદે તે સમજાવી પછી તેઓએ આ મુસાફરીએ નીકળવાનો મક્કમ ઇરાદો કર્યો અને નેતાગીરી માટે ચિઠ્ઠી નાખી તો હુદહુદનુ નામ નીકળ્યુ પ્રથમ મઝિલમા દાખલ થવાનો નિર્ણય લેવાયો એ પ્રથમ ખીણનુ નામ તલાશ છે તેમા સાલિકે સાચો રાહ શોધવામા ગૂથાયેલા રહેવુ જોઈએ અને તે માટે નિશ્ચય અને ધીરજની આવશ્યકતા છે પાછળ જે વસ્તુઓ છોડી આવ્યા છે તેની સાથેનો સબધ તોડી ન શકવાથી ઘણા પક્ષીઓ આગળ જઈ શકતા નથી બાકીના આગળ વધે છે અને બીજી મઝિલમા દાખલ થાય છે જે ઇશ્કની ખીણ છે એ પહેલી મઝિલ કરતા વિશેષ મુશ્કેલ છે, કારણ કે અહીં વ્યક્તિએ પોતાને માટે નહિ પરતુ માશૂકને માટે જીવવાનુ છે અને જે જે સખ્તાઈ અને મહેનત આશકે સહન કરવાની હોય છે તે તેણે સહન કરવી પડે છે મનુષ્યની અક્કલ એમા કોઈપણ જાતની મદદ આપી શકતી નથી કારણ કે ઇશ્કને એની પરવા નથી જ્યા ઇશ્ક છે ત્યા અક્કલ નથી ઘણા આ મુશ્કેલી ઉઠાવી શકતા નથી અને તે ત્યા જ ભાગી પડે છે પરતુ જે સાચા આશકો છે અને જેમના હૃદયમા સાચી ભાવના છે તેઓ ઇશ્કના શરાબથી મસ્ત થઈ જાય છે ભક્તિની આગથી તેજસ્વી થાય છે અને ત્રીજી મઝિલમા દાખલ થાય છે જેનુ નામ ઇલ્મ છે આ ઇલ્મ અભ્યાસથી અને અનુભવથી પ્રાપ્ત થાય એવુ નથી પરતુ માશૂક તરફથી મળેલી ભેટ છે સાલિકની શક્તિ અનુસાર તેનુ દિલ રોશની પ્રાપ્ત કરે છે અને તે દરેક કણમા પરમ સૌંદર્ય જુએ છે ઘણા આ રોશની સહન કરી શકતા નથી

---

જીવે છે, એકસો પચીસ વરસમા નવુ પક્ષી સેવાય છે, અને દુનિયામા એવા એક પક્ષીની જ હસ્તી હોય છે

સૂફીઓની ભાષામા એ અલ્લાહનુ પ્રતીક છે

પરંતુ જેઓ એને ઝીલી શકે છે તે આગળ વધે છે અને ચોથી મંઝિલમાં પ્રવેશ કરે છે, જ્યાં સંસારી ઇચ્છાથી વિરક્ત થવાનું હોય છે. તેમને દૈહિક જરૂરિયાતો સાથે કંઈ સંબંધ રહેતો નથી. જે કંઈ સાથે છે તેની તેમને ઇચ્છા નથી અને જે ગુમાવ્યું છે તેનો તેમને ગમ નથી. તે પછી તે પાંચમી મંઝિલમાં દાખલ થાય છે. એ અલ્લાહની એકતા નામ ધરાવે છે. અહીં તમામ અનેકતા એક થઈ જાય છે. ત્યાં ગુણ અને ઓછીવત્તી બાબતમાં કોઈપણ જાતની ભિન્નતા નથી. ત્યાં નથી કાળું કે ધોળું, નથી ઊંચું કે નીચું. ઘણા એકરૂપ થઈ જાય છે. મધપૂડામાં જેમ વિવિધ આકારો અને ધારો હોય છે, પરંતુ એક સાથે દબાવી દેવાથી મિણનો લોચો બની જાય છે તેવું આ છે. આ ખીણ વટાવી છઠ્ઠી મંઝિલમાં થોડાં દાખલ થાય છે; એ હેરતની મંઝિલ છે. તેમાં 'હું' અને 'તું' અને 'એક' અને 'ઘણા'નો ભેદ રહેતો નથી. તેમને એ પણ ખબર નથી કે તેઓ શું છે અને તેઓ કોને ચાહે છે. અહીં તેમને ચિત્તમાં કેવળ ગભરાટ હોય છે અને કંઈ સૂઝતું નથી. એવી એ વિચિત્ર મંઝિલમાંથી થોડા ફનાની મંઝિલ એટલે કે સાતમી મંઝિલમાં પહોંચે છે. ત્યાં તેઓ પોતાનું સંપૂર્ણ વ્યક્તિત્વ ખોઈ દે છે. તેઓ બહેરાં થઈ જાય છે, મૂંગાં થઈ જાય છે, અને માશૂક સિવાયનાં સર્વથી વિરક્ત થઈ જાય છે. તેઓમાં ભૌતિક મેલ રહેતો નથી. સેંકડો અને હજારોમાંથી તેઓ ફક્ત ત્રીસ રહે છે. મહેરબાની દાખવી પાદશાહ જેમને પોતાની હજૂરમાં બોલાવે છે તેમને ત્યાં ખબર પડે છે કે જે બાદશાહની આટલી બધી તલાશ તેમણે કરી તે તેઓ પોતે જ છે. જે મહાન પક્ષી સીમુર્ગને તેમણે કદી જોયું નથી તેમાં તેઓ ફેરવાઈ જાય છે. ફરીથી એક દૃષ્ટિ ફેંકતાં તેમને જણાય છે કે તેઓ ત્રીસ નથી પરંતુ એક જ છે. તે પછી તેઓ વાણી સાંભળે છે કે "હું આયનો છું: જેઓ મને જુએ છે તેઓ તેમને પોતાને જુએ છે. તમારાં સત્કર્મો મારાં જ છે, કારણ કે તમો મારા કહ્યા પ્રમાણે ચાલ્યાં. તમે તમને સીમુર્ગ

(એટલે કે ત્રીસ પક્ષી) તરીકે જુઓ છો, પરંતુ હુ સીમુર્ગનુ તત્ત્વ છુ. જેમ છાયડો સૂર્યમા અદશ્ય થઈ જાય છે તેમ તમને મારામા ફના કરો તો તમે મારામા રહ્યા છો"

આનો સાર એ છે કે જેવી રીતે ત્રીસ પક્ષીઓએ છેલ્લી મઝિલમા પોતાનુ જ પ્રતિબિંબ જોયુ તેવી જ રીતે આત્મશુદ્ધિથી મનુષ્યના દિલમા ખુદાનુ પ્રતિબિબ પ્રાપ્ત કરી શકાય છે. ખુદા મનુષ્યના હૃદયમા જ વસે છે અને પોતાની સદાકતથી[1] તેને મેળવી શકાય છે. એ કાર્યમા માણુસ કઈ ને કઈ બહાના કાઢયા કરે છે તે સમજાવવા શાયરે પક્ષીઓના બહાના પણ બતાવેલા છે; જેવા કે —

બુલબુલે કહ્યુ કે "ઇશ્કનો ભેદ મારા ઉપર ખતમ થયો છે. આખી રાત હું ઇશ્કનુ ગાન કરુ છુ ગુલિસ્તાન મારાથી ગુંજી રહે છે ગુલના ઇશ્કનુ ગાડપણુ મારા મગજમા વ્યાપી ગયુ છે; હુ એમા જ ગરકાન છુ. આશકોના દિલમા મારે લીધે જોશ હોય છે" આવુ કહી બુલબુલની ઇચ્છા મનોહર ગુલ છોડવાની નથી. પોપટને પોતાનુ સૌંદર્ય અને પોતાની મધુરી બોલીને લઈને પકડાઈ જવાનો ડર લાગે છે. શૈતાને બિહિશ્તમા જઈને આદમને ફોસલાવવો હતો[2] ત્યારે

---

૧ सदाक्त (અ) સચ્ચાઈ

૨. અલ્લાહે આદમને પેદા કરી તેના નિવાસ માટે જન્નતમા બાગ બનાવ્યો હતો. કસોટી માટે આદમને સૂચના કરવામા આવી કે તેણે અમુક ઝાડ પાસે જવુ નહિ અને તેના ફળ ખાવા નહિ, પરંતુ સૈતાને બીબી હવ્વાને છેતરી આદમને તે ઝાડના ફળ ખવરાવ્યા એ કારણે આદમ અને બીબી હવ્વાને ફરમાનનો ભંગ કરવા માટે જન્નતમાથી કાઢી પૃથ્વી ઉપર ફેંકી દેવામા આવ્યા સૈતાનને પણ પૃથ્વી ઉપર કાઢી મૂકવામા આવ્યો અને તેને વિશેષમા હુકમ મળ્યો કે સૌથી છેલ્લા ઇન્સાનને મુક્તિ મળશે નહિ ત્યાસુધી તારો ગુનો માફ કરવામા આવશે નહિ.

સાપના રૂપે લઈ જવામાં ખૂબસૂરત વિવિધ રંગનાં પીછાંવાળા મોરે તેને મદદ કરી હતી. આ બહાનું આગળ કરતાં મોર કહે છે કે "આ ગુનાહને લઈને હું બિહિસ્તમાંથી બહાર પડ્યો અને તેથી હું નાલાયક છું. વળી સીમુર્ગને મારી શી પરવા હોય ?" પોતાને પાક અને પવિત્ર ગણાવતું બતક તો પાણી વગર જીવી શકે જ નહિ. પાણીમાં જ રહેતું હોવાથી ખીણમાં કેવી રીતે આગળ વધી શકે ?

બૂતીમાર[1] (એટલે કે બગલો) આગળ આવીને કહે છે કે "મારું સ્થાન તો નદીકિનારે છે; કોઈ મારો અવાજ પણ સાંભળતું નથી. હું ત્યાં દર્દમંદ અને ગમગીન હાલતમાં રહું છું. તાજુબની વાત તો એ છે કે હું નદી કાંઠે તરસથી મરું છું નદીમાંથી એક ટીપું પણ ઓછું થાય તો ઈર્ષાની આતશને લઈને મારું દિલ કબાબ થઈ જાય છે. દરિયા મારેનો ઇશ્ક જ મારામાં ઘણો છે. હું સીમુર્ગ પાસે કેવી રીતે આવી શકું ?" ઘૂવડ દિવસે ન ફરી શકે! હુમાર[2] મનુષ્યો ઉપર ઊડીને રાજ્યાસન આપવાની સત્તા છોડવા માગતું નથી. તે કહે છે કે "હું સામાન્ય પક્ષીઓ જેવો નથી, મારે માટે ખુસરો બનાવવું એ જ યોગ્ય કામ છે. માથાનો ફરેલ સીમુર્ગ મારો મિત્ર કેવી રીતે બને !"

બાદશાહના કાંડાની માનનીય જગ્યા છોડવાનું બાજને પસંદ નથી. સાવા મુસાફરી કરે એવી શક્તિ ધરાવતું નથી. આવી રીતે અન્ય પક્ષીઓએ પણ પોતાનાં બહાનાં આગળ કર્યાં. શાયર કહે છે કે

---

૧. बू=(अबू)નું ટૂંકું રૂપ અર્થાત્ પિતા+(તીમાર) ગમગીની

એ પક્ષી પાણીના કિનારાની નજીક જ રહે છે અને પાણી પીતું નથી. તેને એમ ડર લાગ્યા કરે છે કે પાણી ઘટી જશે. આવી માન્યતા છે. એ પક્ષીને ગુજરાતીમાં 'બગલો' કહે છે.

૨. (ફા૦) એ એક કલ્પિત પક્ષીનું નામ છે. કહેવાય છે કે એ કેવળ હાડકાં ખાય છે અને એ ઊડે ત્યારે જેના માથા ઉપર એની છાયા પડે છે તે પાદશાહ થાય છે.

બધાનાં બહાનાં અજ્ઞાનતાને લીધે હતાં, તે લૂલાં હતાં; મનુષ્યની પરિસ્થિતિ આવી જ છે. ખુદાની ઇબાદત કરવામાં તે કંઈ ને કંઈ બહાનું કાઢયા કરે છે તેનુ એ સૂચક છે. તે સંસાર સાગરમાં એવા ગૂંચવાયેલાં રહે છે કે ભક્તિમાર્ગ પકડવાની તેમને ફુરસદ નથી યા તો એ રાહ ઉપર ચાલી નીકળે તોપણ અલ્લાહ સાથેના મેળાપનો થોડાનો જ હેતુ પાર પડે છે, કારણ કે વચ્ચે અંતરાયો આવ્યા જ કરે છે.



સાપના રૂપે લઈ જવામાં ખૂબસૂરત વિવિધ રંગનાં પીછાંવાળા મોરે તેને મદદ કરી હતી. આ બહાનું આગળ કરતાં મોર કહે છે કે "આ ગુનાહને લઈને હું બિહિશ્તમાંથી બહાર પડ્યો અને તેથી હું નાલાયક છું. વળી સીમુર્ગને મારી શી પરવા હોય?" પોતાને પાક અને પવિત્ર ગણાવતું બતક તો પાણી વગર જીવી શકે જ નહિ. પાણીમાં જ રહેતું હોવાથી ખીણમાં કેવી રીતે આગળ વધી શકે?

બૂતીમાર[1] (એટલે કે બગલો) આગળ આવીને કહે છે કે "મારું સ્થાન તો નદીકિનારે છે; કોઈ મારો અવાજ પણ સાંભળતું નથી. હું ત્યાં દર્દમંદ અને ગમગીન હાલતમાં રહું છું. તાજુબની વાત તો એ છે કે હું નદી કાંઠે તરસથી મરું છું. નદીમાંથી એક ટીપું પણ ઓછું થાય તો નદીની આતશને લઈને મારું દિલ કબાબ થઈ જાય છે. દરિયા માટેનો ઇશ્ક જ મારામાં ઘણો છે. હું સીમુર્ગ પાસે કેવી રીતે આવી શકું?" ઘૂવડ દિવસે ન ફરી શકે! હુમા[2] મનુષ્યો ઉપર ઊડીને રાજ્યાસન આપવાની સત્તા છોડવા માગતું નથી. તે કહે છે કે "હું સામાન્ય પક્ષીઓ જેવો નથી, મારે માટે ખુસરો બનાવવું એ જ યોગ્ય કામ છે. માથાનો ફરેલ સીમુર્ગ મારો મિત્ર કેવી રીતે બને!"

બાદશાહના કાંડાની માનનીય જગ્યા છોડવાનું બાજને પસંદ નથી. સાવા મુસાફરી કરે એવી શક્તિ ધરાવતું નથી. આવી રીતે અન્ય પક્ષીઓએ પણ પોતાનાં બહાનાં આગળ કર્યાં. શાયર કહે છે કે

---

૧. बू=(अबू)નું ટૂંકું રૂપ અર્થાત્ પિતા+(तीमार) ગમગીની

એ પક્ષી પાણીના કિનારાની નજીક જ રહે છે અને પાણી પીતું નથી. તેને એમ ડર લાગ્યા કરે છે કે પાણી ઘટી જશે. આવી માન્યતા છે. એ પક્ષીને ગુજરાતીમાં 'બગલો' કહે છે.

૨. (ફા૦) એ એક કલ્પિત પક્ષીનું નામ છે. કહેવાય છે કે એ કેવળ હાડકાં ખાય છે અને એ ઊડે ત્યારે જેના માથા ઉપર એની છાયા પડે છે તે પાદશાહ થાય છે.

બધાનાં બહાનાં અજ્ઞાનતાને લીધે હતાં, તે લૂલાં હતાં; મનુષ્યની પરિસ્થિતિ આવી જ છે. ખુદાની ઇબાદત કરવામાં તે કંઈ ને કંઈ બહાનું કાઢયા કરે છે તેનું એ સૂચક છે. તે સંસાર સાગરમાં એવાં ગૂંચવાયેલાં રહે છે કે ભક્તિમાર્ગ પકડવાની તેમને ફુરસદ નથી યા તો એ રાહ ઉપર ચાલી નીકળે તોપણ અલ્લાહ સાથેના મેળાપનો થોડાનો જ હેતુ પાર પડે છે, કારણ કે વચ્ચે અંતરાયો આવ્યા જ કરે છે.



# પ્રકરણ ૮ મું

## સૂફીમતની પ્રગતિનો સંક્ષિપ્ત ઇતિહાસ

### મોહમ્મદ પેગમ્બર અને સૂફીમત

અરબસ્તાનનાં સેંકડો કુટુંબો અને વંશોની સાથે સંબંધ ધરાવતી જુદી જુદી સેંકડો મૂર્તિઓનો અંત આણી તેઓની જગ્યાએ મનુષ્ય માત્ર માટે એક નિરાકાર અલ્લાહની ઇબાદત કરવાનો બોધ મોહમ્મદ પેગમ્બરે (સલ૦ જ. ઈ. સ. ૫૭૦ – મૃ. ૬૩૨) કર્યો. તમામ અરબ-નિવાસીઓની એક સંયુક્ત કોમ બનાવવી, તેમના ધાર્મિક તથા સામાજિક અસંખ્ય કુરિવાજો અને નુકસાનકારક રૂઢિઓને તોડી તેમનું જીવન પવિત્ર અને ઊંચું બનાવવું, અને સૌ કરતાં વિશેષ તો માનવ માત્રની સમાનતાનો અને ભ્રાતૃભાવનો ઉપદેશ કરવો, એ તેમના મઝ-હબની ખાસિયત હતી. તેમ છતાં અલ્લાહની પ્રેરણાથી જે ઇસ્લામનો પ્રચાર તેમણે કર્યો તેનો અરબોએ સખત વિરોધ કર્યો. તેમણે તેમનું કહેવું માન્યું નહિ, તેમને શાયર કહ્યા, જાદુગર કહ્યા, મજનૂન કહ્યા, વગેરે ઘણું કહ્યું અને હેરાન કરવામાં કમી રાખી નહિ. આખરે જાન બચાવવા ઈ. સ. ૬૨૨ માં મક્કાથી હિજરત કરી તેમને મદીના પહોંચવું પડ્યું. બદ્રની લડાઈમાં[૧] તેમને અજબ રીતે ફત્તેહ મળી તે પછી લોકોને તેમનામાં વિશ્વાસ આવ્યો અને તેમણે કબુલ કર્યું કે 'અલ્લાહ એક છે અને મોહમ્મદ અલ્લાહનો રસૂલ છે.' તે પછી તેમનો પક્ષ મજબૂત થતો ગયો, તેમનું મહત્ત્વ વધતું ગયું. આવી રીતે તેમના ઇસ્લામ મતનો પ્રચાર થતો રહ્યો.

સૂફીમતને ઇસ્લામનું પ્રધાન અંગ માનવામાં આવે છે અને ઇસ્લામમાં અંતર્ગત સિદ્ધ કરવામાં આવે છે. ધર્માચાર અને તત્ત્વજ્ઞાન

૧. બદ્રની લડાઈ પેગમ્બરની છેલ્લી લડાઈ હતી જ્યાં તેમના દુશ્મનોનું બળ તૂટી ગયું હતું.

અલગ અલગ બાબતો છે. ધર્માચારનો ઉદ્દેશ દેશકાળ-ઉચિત વ્યવહાર પ્રવર્તાવવાનો છે; જ્યારે તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ આત્મા અને પરમેશ્વરનો ઐક્યસંબંધ વિવેક અને વિચારપૂર્વક સિદ્ધ કરી દુઃખમાંથી મુક્તિ મેળવવાનો છે. કુરાને શરીફમાં આપેલી વચનો જેમ ધર્મકર્મનાં છે તેમ તત્ત્વજ્ઞાનનાં પણ છે. આમ જે સૂફીઓ તત્ત્વજ્ઞાનના શોધક અને પૂજક છે તેમનો મત કુરાને શરીફમાંથી ઉદ્ભવેલો છે.

કેટલાક સૂફીઓ એમ જ માને છે કે મોહમ્મદ પેગમ્બર (સલ૰) પોતે સૂફી હતા; તે હંમેશાં નિયમિત નમાજ પઢતા, જાગરણ કરતા, રોજા રાખતા, વગેરે વગેરે; ટૂંકમાં, તે સૂફીના જેવું જીવન જીવતા. અલબત્ત, તે અલ્લાહના સાચા કર્મશીલ ભક્ત હતા. તેમની ઇબાદતમાં બંદગી[1]ની પ્રધાનતા હતી. તેમને 'હાલ' 'ઇલ્હામ' અને 'કરામત'નો અનુભવ થતો.

કેટલાક સૂફીઓની માન્યતા એ પણ છે[2] કે તસવ્વુફનું આદમ (અલ.)ના સમયમાં બીજારોપણ, નૂહ (અલ.)ના[3] સમયમાં અંકુર,

૧. (ફા.) 'બંદાની રીતે વર્તવું તે' એટલે કે દાસ્યભાવના

૨. John P. Browne—The Darvishes, P. 8

૩. યહૂદી, ખ્રિસ્તી અને મુસલમાનો તેમને એક પેગમ્બર તરીકે ગણે છે. મુસલમાનો છ મુખ્ય પેગમ્બરોમાંના એક તરીકે તેમને માને છે. ધંધે તે સુથાર હતા. તેમના સમયમાં લોકો મૂર્તિની પૂજા કરતા. પેગમ્બર નૂહે (અલ૰) તેમને મૂર્તિપૂજા છોડવા સમજાવ્યા અને જણાવ્યું કે ધર્મનો રાહ ભૂલેલા ડૂબી જશે, પરંતુ લોકોએ તેમનું કહેવું માન્યું નહિ, આથી તેમણે જળ-પ્રલય કરવા માટે અલ્લાહની પ્રાર્થના કરી. નક્કી ઠરેલ સમયે રેલ આવી. નૂહે (અલ૰) એક હોડી બનાવી, તમામ પ્રકારના જીવોમાંથી એક એક જોડું તથા પોતાના અનુયાયીઓને તેમણે તેમાં લઈ લીધાં. એ હોડી જુદી (અરારત) નામના પહાડ ઉપર સહીસલામત રહી. અને સારી દુનિયા તે રેલમાં ડૂબી ગઈ. તેમના ચાર પુત્રોમાંનો એક મૂર્તિપૂજક રહ્યો હતો. તે પણ ડૂબી ગયો. આવી કથા છે.

ઇબ્રાહીમ (અલ.)ના[1] સમયમાં કળી, મૂસા (અલ.)ના[2] સમયમાં વિકાસ, મસીહ(અલ.)ના[3] સમયમાં પરિપાક અને મોહમ્મદના સમયમાં

૧. તેમના પિતાનું નામ આઝર હતું. તે મૂર્તિ ઘડવાનું કામ કરતો હતો. મૂર્તિપૂજકોના કુટુંબમાં જન્મ્યા હોવાથી ઇબ્રાહીમ (અલ૦) પણ બાળપણમાં મૂર્તિપૂજક હતા. ત્યાં લોકો સૂર્ય તારા વગેરે આકાશમાંની વસ્તુઓની મૂર્તિઓ બનાવી તેમની પૂજા કરતા હતા. એક દિવસ તારા, ચંદ્ર, સૂર્ય વગેરેને અસ્ત થતા જોઈ તેમને વિસ્મય થયો કે જેમને તે પૂજે છે તે તો અસ્ત થાય છે, એટલે એ સર્વશક્તિમાન કેવી રીતે હોઈ શકે ? આથી તે વસ્તુઓ ઉપર પણ કાબૂ રાખનાર કોઈ શક્તિ હોવી જોઈએ જે પૂજવા યોગ્ય હોઈ શકે એવો તેમને ખ્યાલ આવ્યો. આથી તેમણે ઉચ્ચારણ કર્યું, "જે અસ્ત થાય છે તેને હું ચાહતો નથી." તે પછી તેમના પિતાએ બનાવેલી મૂર્તિઓ તેમણે તોડી નાખી. તેથી તેમના પિતાએ નીમરૂદ નામના (ત્યાંના) રાજકર્તા આગળ ફરિયાદ કરી. તેના હુકમથી બાળક ઇબ્રાહીમને સળગતી આગમાં ફેંકી દેવામાં આવ્યા, તે પછી તુરત જ તે સ્થળે એક સુંદર બાગ થઈ ગયો અને ઇબ્રાહીમ (અલ૦) તેમાં ફરતા હતા. આવી કથા છે.

૨. ઇસ્લામ અનુસાર જે છ પેગમ્બરોને અલ્લાહે ખાસ પેગામ આપી મોકલ્યા તેમાંના એ એક છે. તેમનો દંડ જરૂરત પડે તો સર્પ થઈ જતો. તેમના બગલમાં હાથ રાખીને તે બહાર કાઢતા ત્યારે સફેદ ચમકારા મારતો. તેમના આવા ચમત્કારો હોવાનું મનાય છે. તે સમયે ફિરઓને (Pharoah) અલ્લાહ હોવાનો દાવો કર્યો હતો તેથી અલ્લાહે સાચા રાહ ઉપર તેને લાવવા મૂસા (અલ૦)ને તેની પાસે મોકલ્યા. ફિરઓને તેમના ચમત્કાર જોઈ તેમને જાદૂગર માન્યા. તેમને હરાવવા પોતાના રાજ્યમાંથી તેણે તમામ જાદૂગરોને બોલાવી એકઠા કર્યા. તેઓ તેમની સાથે દોરડા અને દંડો લઈ આવ્યા હતા. તેમનો તેઓ સર્પ બનાવી દેતા. તેમના સાપોને જોઈ મૂસાએ પોતાનો દંડ ભૂમિ ઉપર મૂક્યો અને તે એક મહાન અજગર બની જઈને જાદૂગરે બનાવેલા તમામ સાપોને ગળી ગયો. આવી કથા છે.

૩. જિસસ ક્રાઈસ્ટ (અલ૦) અરબીમાં મસીહા નામે ઓળખાય છે. અરબીમાં

શદદ (એટલે કે મધ)નું ફ્લાગમ થયું[1] કેટલાક તો એમ જ માને છે કે સૂફીમતનો કોઈ ધર્મ સાથે સંબંધ નથી. એ મતના જન્મ અને ઉછેર ઇસ્લામની ભૂમિમાં થયાં હતા અને ત્યાં જ એનો પ્રખર પ્રચાર થયો હતો. અલ્લાહ સબબુલ્અસબાબ (એટલે કે સૌ કારણોનું કારણ) છે એવી સૂફીઓની માન્યતાનો સૂફીમતની ઉત્પત્તિ સાથે તેઓ સંબંધ જોડે છે અને તેમના ઉચ્ચ પ્રકારના ફિક્ર અને ઝિક્ર તેમજ સાદા જીવન ઉપર આધાર રાખી હમેશા અલ્લાહના રટનમાં ઓતપ્રોત થયેના રહેવાની બાબત ઉપર એનો પાયો હોવાનું જણાવે છે.

સૂફીઓ માને છે કે કુરાને શરીફ અલ્લાહ નજીક પહોચવાનું પ્રથમ સાધન છે વળી એમાંની છૂટી છવાઈ આયતો સૂફી વિચારોને ઉત્તેજન આપે એવી છે, જેમકે "તે (ઇન્સાન)મા અમે અમારો આત્મા મૂકયો છે"

"તું કોઈ પણ બાજૂએ ફરે, ત્યાં અલ્લાહનો ચહેરો છે."[2]

'મસહ'ના અર્થ 'સાફ કરવું' 'લૂછવું' 'હાથ ફેરવવો' એવા થાય છે મસીહાના ચમત્કાર વિશે કહેવાય છે કે તે મૃત દેહ ઉપર ફૂંક મારતા યા હાથ ફેરવતા તો તેમા પ્રાણ આવતો યહૂદીઓએ તેમને માન્ય ન રાખ્યા અને ક્રોસ ઉપર મૂકી તેમના હાથ અને પગ ઉપર ખીલા વડે જડીને તેમને મારી નાખ્યા આવી કથા છે.

૧. કુરાને શરીફમા ૨૮ (અઠ્ઠાવીસ) પેગમ્બરોના નામો આવે છે. તેમા મુખ્ય આ છે (૧) હઝરત આદમ (અલ૦) દુનિયામા ખુદાએ પેદા કરેલા પ્રથમ ઇન્સાન, (૨) હઝરત નૂહ (અલ૦) યહૂદી, ખ્રિસ્તી અને મુસલમાનો અનુસાર એમના સમયમા દુનિયા ઉપર જળપ્રલય થયો હતો, (૩) હઝરત ઇબ્રાહીમ (અલ૦) જેમના બે પુત્રો હતા હઝરત ઇસ્હાક (યહૂદીઓના પૂર્વજ) અને હઝરત ઇસ્માઈલ (અરબોના પૂર્વજ), (૪) હઝરત મૂસા (અલ૦) યહૂદીઓના પેગમ્બર, (૫) હઝરત ઈસા (અલ૦) ખ્રિસ્તીઓના પેગમ્બર અને (૬) હઝરત મોહમ્મદ પેગમ્બર (સલ૦)

૨ કુરઆને શરીફ ૨-૧૦૯

"અલ્લાહ તેના બંદાની નજીક છે." "અલ્લાહ તેના ગળાની નસના કરતાં પણ વધુ નજીક છે."[1] પવિત્ર પુરુષો વિશે છે કે "તે (અલ્લાહ) તેમને ચાહે છે અને તેઓ અલ્લાહને ચાહે છે."[2] બદ્રની લડાઈના સંબંધમાં એક આયત છે કે "તેમને (દુશ્મનોને) મારી નાખનાર તું ન હતો, પરંતુ અલ્લાહે તેમને મારી નાખ્યા. જ્યારે તેં ફેંક્યાં ત્યારે તેં ન ફેંક્યાં, પરંતુ અલ્લાહે ફેંક્યાં."[3]

"અલ્લાહને વારંવાર યાદ કરો" એમ તો કુરાને શરીફમાં વારંવાર આવ્યા કરે છે એનો ભાવ સૂફીઓ ઝિક્રના અર્થમાં લે છે. "અલ્લાહના ચહેરા સિવાયની ધરતી ઉપરની દરેક વસ્તુ પસાર થઈ જાય છે"[4] એમાંથી સૂફીઓ ફનાનો અર્થ તારવે છે એટલે કે ઇન્સાની સિફતો[5] વિસાલને લઈને અલ્લાહમાં મળી જાય છે; પરિણામે સાલિક બકા પ્રાપ્ત કરે છે અને અલ્લાહમાં જ પોતાનું પવિત્ર જીવન પસાર કરે છે.

એ ઉપરાંત "અલ્લાહ ઇન્સાનને સાધન બનાવીને તેની મારફત પોતાનું કામ કરે છે." "એમ કહો કે જે કંઈ છે તે અલ્લાહ તરફથી જ છે" વગેરે વગેરે. ખરેખર! આમાં રહસ્યવાદનાં બીજ છે.

ઇસ્લામધર્મની જાહેરાત પછી ત્રીસ વરસથી પણ ઓછા સમયમાં અરબસ્તાન અને સીરિયામાં ઝાહેદોની સંખ્યા ઘણી મોટી થઈ ગઈ હતી. તેમનામાં તસવ્વુફની ભાવનાઓ મોજૂદ હતી, પરંતુ 'સૂફી'

---

૧. " " ૫૦-૧૫
૨. " " ૫-૯
૩. " " ૮-૧૭
બદ્રની લડાઈમાં એક ચમત્કારિક બનાવ બન્યો હતો. મક્કાના વતનીઓ જે પેગમ્બર મોહમ્મદ (સલ૦)ના દુશ્મનો હતા તેમની આંખમાં ધૂળ અને કાંકરી પડી, જેના પરિણામે લડાઈનું પરિણામ ઘડાયું.
૪. કુરઆને શરીફ ૫૫-૨૬
૫. સિફ़ત (અ૦) ગુણ.

નામ પ્રચારમાં ન હતું. પાછળથી એ નામ પ્રચાર પામ્યું અને એ મત વ્યવસ્થિત થયો.

પ્રથમ ચાર ખલીફાઓ, સહાબીઓ[1] અને કેટલાક અન્ય પુરુષો પવિત્ર જીવન ગાળતા હતા. ખલીફા ઉમર (મૃ. ઈ. સ. ૬૪૪) વિશે કહેવાય છે કે તે ઊનનો ઝભ્ભો પહેરતા. તદુપરાંત કેટલાક સહાબીઓ તો એટલી ગરીબ અવસ્થામાં હતા કે તેમની પાસે રહેવાને ઘરબાર ન હતાં. તેઓ મસ્જિદ નજીક ચબૂતરા ઉપર પડી રહેતા. તેઓ સદ્વર્તન, નિખાલસતા, પ્રેમ, ત્યાગવૃત્તિ, ખુદાનો ડર, ઇબાદત, રોજાનું પાલન, કુરાને શરીફનું પારાયણ વગેરે બાબતોમાં અન્યથી જુદા પડી જતા. તેઓ ઘણી વાર મઝહબની ચર્ચામાં ગૂંથાયેલા રહેતા. પેગમ્બર મોહમ્મદ (સલ૦)ને તેઓ પ્રિય હતા. અને મુસલમાનો તેમના તરફ માનની દૃષ્ટિથી જોતા. કેટલાક તો એમ જ માને છે કે એ જ લોકો પાછળથી સૂફી નામથી ઓળખાયા.[2]

કેટલાક વિદ્વાનોનું માનવું છે કે[3] કુરાને શરીફમાં દોઝખનું એવું ભયંકર વર્ણન આપવામાં આવ્યું છે[4] અને તોબા[5] કરવાની જરૂરિયાત

૧. પેગમ્બર મોહમ્મદ (સલ૦)ના સંપર્કમાં આવનાર

એ ગણાવા માટે શરત એ હોય છે કે તે સમયે એ ઉમરે પહોંચેલો હોવો જોઈએ, સમજદાર હોવો જોઈએ, હોશમાં હોવો જોઈએ, વગેરે.

૨. એ બાબતનો ઉલ્લેખ પ્રથમ પ્રકરણમાં આવી ગયો છે.

૩. Reynold A. Nicholson–The Mystics of Islam

૪. જેવું કે જહન્નમ આગથી ભરેલું છે. પાપીને શિક્ષા કરવાને પાપને અનુસાર સાત વર્ગ ત્યાં રાખવામાં આવ્યા છે, તેમાં વીંછી સાપ વગેરે તેમને પજવવા માટે હોય છે.

કુરાને શરીફમાં છે કે "જે લોકોએ અમારી આયતો ઉપર ઈમાન આણ્યું નથી તેમને અમે ટૂંક વખતમાં દોઝખની આગમાં દાખલ કરીશું. ત્યાં જ્યારે તેમના શરીર ઉપરની ચામડી બળી જશે ત્યારે તેમની જૂની

એની સચોટ દર્શાવવામાં આવી છે કે ઘણુંખરા લોકોનું દિલ દુનિયા ઉપરથી ઊઠી ગયું અને તેઓ સર્વસ્વનો ત્યાગ કરી તસવ્વુફના રાહ તરફ વળી ગયા.

કેટલાક એમ પણ માને છે કે[1] અલ્લાહના સર્વશક્તિમાનપણા તથા તકદીરને અધીન રહેવા ઉપર કુરાને શરીફમાં મુકાયેલા ભારમાંથી જે બુદ્ધિવાદ અને આચાર રૂઢિનો ઇસ્લામમાં જન્મ થયો તેની વિરુદ્ધનો એ પ્રતિકાર છે. '

'હઝરત મોહમ્મદ (સલ૦)ના ભત્રીજા અને જમાઈ ચોથા ખલીફા અલી[2] અતિ પવિત્ર જીવન ગાળતા હતા અને ફિલસૂફ પણ હતા. તેમણે હકૂમત તો થોડો જ સમય કરી, પરંતુ તે ગાળામાં કૂફા તેમજ આજુબાજુના અન્ય ભાગોમાં તેમના ઘણા પ્રશંસકો[3] થઈ ગયા હતા.

---

ચામડી બદલી અમે નવી આપીશું, જેથી કરીને તેઓ દોઝખના ત્રાસનો સ્વાદ પૂરેપૂરી રીતે ચાખી શકે." [સૂરએ અનનિસા, ૪-૫૬]

૫. તોબહ (અ૦) કોઈ અયોગ્ય કાર્ય ભવિષ્યમાં ફરીથી ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા; કરેલા પાપનો પશ્ચાતાપ

1. Claud Field–Persian Literature

૨. ઇસ્લામ અપનાવનારા પ્રથમ ચોદ્ધાઓમાં એ પણ હતા. એ ઈ. સ. ૬૫૬ માં ખલીફા થયા હતા અને રાજકીય ખટપટના ભોગ બન્યા હતા. નમાજ પઢતા હતા ત્યારે એમને ઘાયલ કરવામાં આવ્યા. પરિણામે એમનું અવસાન થયું ( ઈ. સ. ૬૬૨ ). શીઆ લોકો એમને જ મોહમ્મદ પેગમ્બર (સલ૦)ના કાયદેસરના વારસ તરીકે ગણે છે.

૩. અલીના પ્રશંસકોમાં એક હવૈસ કરની ( મૃ. ઈ. સ. ૬૫૨ અને ૬૫૯ દરમિયાન ) નામના હતા. તેમને પેગમ્બર (સલ૦) પણ સન્માનતા હતા. તે પોતે પેગમ્બરના એવા તો ચાહક હતા કે ઓહદની લડાઈમાં પેગમ્બર (સલ૦)ના બે દાંત તૂટી ગયા એ ખબર સાંભળતાં વેંત તેમણે પણ પોતાના બે આગળના દાંત કાઢી નાખ્યા. પેગમ્બરે (સલ૦) હઝરત ઉમર અને હઝરત અલી આગળ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી કે

લગભગ તમામ ફિરકાઓના સૂફીઓ પેગમ્બર (સલ૦)ને પ્રથમ અને હઝરત અલીને બીજા મુર્શિદ તરીકે માને છે. તસવ્વુફનો કોઈ પણ સમીક્ષક ઉદાર, શાંત અને તપસ્વી હસનનું[1] નામ ભૂલતો નથી; તેમના પ્રભાવને લઈને સંતમતને પ્રોત્સાહન મળ્યું અને એનાં અનેક અંગ પુષ્ટ થયાં.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ લોકો વધારે ને વધારે મોજમઝા તરફ વળતા ગયા કેટલાક ડાહ્યા પવિત્ર માણસો પેગમ્બર (સલ૦) તેમજ ખલીફાઓની પુરાણી સાદી રીતભાતને વળગી રહ્યા. પોતાના જમાનામાં લોકો જે સાંસારિક સુખ અને આનંદ ભોગવતા હતા તે તરફ તેમણે બેદરકારી બતાવી. તેઓ કોઈ પણ પ્રકારની ખલેલ વગરનું શાંત જીવન જીવવાનું ચાહતા રહ્યા. આને કારણે પવિત્ર માર્ગની પ્રગતિને પોષણ મળ્યું.

## ઈરાનમાં સૂફીમત

ઉમય્યા વંશ (ઈ. સ. ૬૬૧–૭૫૦)નું વાદળ વિખેરાઈને ઈરાનનો સિતારો ચમક્યો. અબ્બાસીઓ (ઈ. સ. ૭૫૦–૧૨૫૮)ના

"તમારે મારો ઝુબ્બો (અર્થાત્ વૈરાગ્યનાં વસ્ત્ર) હઝરત ઉવૈસને આપવો." આથી તેઓએ તેમના અવસાન બાદ તેમ કર્યું.

[ તઝકિરતુલઔલિયા, પૃ૦ ૧૬–૨૪ ]

૧. એ હઝરત અલીના વડા પુત્ર અને મોહમ્મદ પેગમ્બર (સલ૦)ના વડા દૌહિત્ર હતા. હઝરત અલીના અવસાન પછી એ ખલીફા થયા. છ મહિના કારભાર કર્યા પછી હઝરત હસને હઝરત અલીના પિત્રાઈ મુઆવિયાની રાજકીય ખટપટને લઈને ખિલાફત તેને સોંપી. તેમનું લક્ષ્ય પણ હકૂમત કરતાં મઝહબતરફ વિશેષ હતું. આથી ખિલાફત ( અર્થાત્ રાજકીય સત્તા )માંથી ઈમામત( અર્થાત્ ધાર્મિક ઉપરીપણું ) જુદી પડી. એ વ્યવસ્થા પણ લાંબો સમય ચાલુ રહી નહિ. ઈ. સ. ૬૬૯માં મુઆવિયાના પુત્ર યઝીદે એમની ( એટલે કે હઝરત હસનની જ ) પત્નીની મારફત તેની સાથે શાદી કરવાની લાલચ આપી તેમને ઝેર અપાવી મારી નખાવ્યા.

શાસન દરમિયાન ઈરાનને જે પ્રતિષ્ઠા મળી તેનો ઇસ્લામ ઉપર એવો ઊંડો પ્રભાવ પડ્યો કે પદપદમાં એનો પ્રકાશ ફૂટવા લાગ્યો. સંસ્કૃતિની દૃષ્ટિએ વિજયી અરબો ઈરાનના સેવક બન્યા. અરબો ઈરાનીઓના સંપર્કમાં તો ઘણા સમય અગાઉથી હતા, પરંતુ હવે તેમની વચ્ચે રહી ઇસ્લામની દીક્ષા આપવા લાગ્યા. અબ્બાસીઓની કૃપાથી બગદાદ વિદ્યાનું કેન્દ્ર બન્યું અને ગ્રીકોના તર્કશાસ્ત્રના પ્રભાવ નીચે એનું સાહિત્ય પેદા થયું. ઈરાની તેમજ હિંદુ પુસ્તકોના અનુવાદ થયા. ઇસ્લામી રહસ્યવાદના અંકુર અરબસ્તાનમાં ફૂટ્યા, પરંતુ ઈરાનની આબોહવા તેને માફક આવી.

## તસવ્વુફનો પ્રારંભકાળ

તસવ્વુફનું શરૂઆતનું સ્વરૂપ તો અગાઉ જણાવ્યા મુજબ ફક્ત શરીઅત એટલે કે ધાર્મિક ક્રિયાકાંડનું પાલન અને સંત જીવન હતું. એ કોઈ ખાસ પદ્ધતિ ધરાવતું ન હતું. કુરાને શરીફ, હદીસ, તફ્સીર,[1] રહસ્યવાદ વગેરે એકબીજામાં ગૂંથાયેલાં હતાં, પરંતુ પાછળથી થયેલા સૂફીઓની જેમ શરૂઆતમાં માથું નીચું રાખી, ઝિક્ર અને ફિક્રમાં કોઈ લીન રહેતું ન હતું. 'હાલ' સ્થિતિનો કોઈ સ્વાનુભવ કરતું ન હતું. કશ્ફ, મુશાહિદા, મારિફત વગેરે બાબતોની ચર્ચા થતી ન હતી. આબિદો બિહિશ્તની આશા કરતા અને દોઝખથી ડરતા. એ લોકોના કોઈ ફિરકાનું નામ સૂફી ન હતું અને કોઈ તસવ્વુફ નામ જાણતું ન હતું. પાછળથી ઉલમાઓએ મઝહબના સમર્થન અને પ્રચાર માટે દરેક વિષય જુદો પાડી સિદ્ધાંતો નક્કી કરવાની કોશિશ કરી. પ્રતિભાશાળી શેખોએ[2] તસવ્વુફને કુરાને શરીફમાંથી પ્રતિપાદિત કરી આંતરિક શુદ્ધિ માટે ઝિક્ર ફિક્ર વગેરે સાધનો અને રાહો દર્શાવ્યા અને એ વાદની વ્યાપક વિચારધારાના સિદ્ધાંતોના

1. (અ.) કુરાને શરીફની ટીકા અને સમજૂતી
2. અર્થાત્ ઇસ્લામ મઝહબના વડા

સમર્થન માટે મશહૂર હદીસનો ઉપયોગ કર્યો[1] કે "હું છૂપો ખજાનો હતો. મેં જાહેરમાં આવવાની ઇચ્છા કરી અને તેથી મેં સૃષ્ટિ પેદા કરી;"[2] "અલ્લાહની હસ્તી હતી જ અને તેના સિવાય બીજું ન હતું;" "જે પોતાના આત્માને ઓળખે છે તે અલ્લાહને ઓળખે છે;[3]" "અલફ્કો ફ્ખી";[4] "જો તમે તમારી યોગ્યતા અનુસાર અલ્લાહમાં શ્રદ્ધા રાખો તો તે તમારું ભરણપોષણ કરશે, જેવી રીતે તે પક્ષીઓનું કરે છે, જે સવારે ભૂખ્યાં નીકળે છે અને સાંજે ધરાયેલાં પાછાં ફરે છે;[5]" "અલ્લાહનું કથન છે કે ધરતી અને આકાશ મને સમાવતાં નથી, પરંતુ મારા વિશ્વાસુ બંદાનું દિલ મને સમાવે છે.[6]" "જે રીતે અલ્લાહને ઓળખવું જોઈએ તે રીતે તમે તેને ઓળખો તો તમે સમુદ્ર ઉપર ચાલી શકો છો અને તમારા કહેવાથી પહાડો પણ હાલી ઊઠશે.[7]"

આ રીતે ધાર્મિક લોકોને કુરાને શરીફની આયતો અને હદીસની મદદથી અધ્યાત્મવાદ તરફ વળી અલ્લાહના ધ્યાનમાં પરોવાયેલા રહેવાનો આદેશ મળ્યો. તેમાં પ્રેમ ઉપર ભાર મુકાયો. આ સૂફીમતનો પ્રથમ યુગ કહી શકાય.

અબૂ હાશિમ (મૃ. ઈ. સ. ૭૭૬)

પોતાને સૂફી તરીકે ઓળખાવનાર શામ (સીરિયા)ના વતની હઝરત

---

૧. હઝરત જુનૈદ બગદાદી (મૃ. ઈ. સ. ૯૧૦) જેવા મહાન ગુરુઓ કહેતા કે અમારું તમામ જ્ઞાન પેગમ્બર (સલ૦)ની હદીસોનો નિચોડ છે એનું કારણ આ જ છે. [અબ્દુલમાજિદ-તસવ્વુફે ઇસ્લામ, પૃ૦ ૨૧]

૨. A. G. Arberry-Sufism, p. 28

૩. A. G. Arberry-Sufism, p. 28

૪. અલફક્રો ફખરી (સ.) "ગરીબી મારું ગૌરવ છે"

૫. A. G. Arberry-Sufism, p. 27

૬. " " " " 28

૭. " " " " "

અબૂ હાશિમ પ્રથમ હતા[1] તેમના પછીનાં પચાસ વરસમાં ઇરાકમાં તમામ રહસ્યવાદીઓ માટે 'સૂફી' શબ્દ વપરાયો. તે પછીની બે સદીમાં મુસલમાન રહસ્યવાદીઓ માટે એ શબ્દ સામાન્ય થઈ ગયો.

હઝરત અબૂ હાશિમે પોતાની જિંદગીનો મોટો ભાગ સીરિયામાં ગાળ્યો હતો. એ શાંત જીવન ગાળનારા સૂફી હતા. ઇસ્લામમાં બાહ્ય ક્રિયાકાંડના કરતાં કંઈક ઊંડી અને વિશેષ સંતોષકારક પ્રાપ્તિ માટે તીવ્ર ઉત્કંઠા સેવનારાઓમાંના એ હતા. અલ્લાહ માટેનો તેમનો પ્રેમ શુદ્ધ હતો. કોઈ પણ પ્રકારનાં આશા કે ડરનું તેમાં મિશ્રણ ન હતું.

એમનું એક વચન છે કે "ઘમંડનો દુર્ગુણ દિલમાં નાબૂદ કરવો તેના કરતાં સોયની અણીથી પહાડને મૂળમાંથી ઉખેડી કાઢવો સહેલ છે.[2]"

ઇબ્રાહીમ બિન અદ્‌હમ ( મૃ. ઈ. સ. ૭૮૧ અને ૭૮૩ દરમિયાન )

હઝરત ઇબ્રાહીમના પિતા બલ્ખના[4] વતની હતા અને ખુરાસાનના બાદશાહ હતા હઝરત ઇબ્રાહીમને લોકો બહુ ચાહતા હતા,

અલ્લાહ પ્રત્યેના ઇશ્કને લઈને તેમણે હકૂમતનો ત્યાગ કર્યો હતો, એટલું જ નહિ, પણ તેમણે તમામ સંસારી વૈભવને પણ તિલાંજલિ આપી સૂફીજીવન અપનાવ્યું હતું.

---

૧. મૌલાના જામી ( નફ્‌હાતુલ્‌ઉન્સ, પૃ. ૩૪માં ) જણાવે છે કે હિજરી બીજી સદીના અંત ( ઈ. સ. ૮૧૫-૧૬ની આસપાસ )ની સહેજ આગળ 'સૂફી' શબ્દનો પ્રચાર સામાન્ય થઈ ગયો હતો

૨. જામી-બહારિસ્તાન, પૃ. ૭

૩. Jami Nafbatu l-Uns,-Ed. by W. N. Lus, Calcutta, 1859 p. 34 (ફારસી)

૪. એ પ્રથમ જરથોસ્તી ધર્મનું કેન્દ્ર હતું અને તે પછી બૌદ્ધ ધર્મનું કેન્દ્ર બન્યું હતું.

જલાલુદ્દીન રૂમીએ તેમનો રાજ્ય છોડવાનો પ્રસંગ નીચે મુજબ વર્ણવ્યો છે.

એક રાત્રિએ હઝરત ઇબ્રાહીમ બિન અદ્હમ પોતાના શયન-ગૃહમાં સૂતેલા હતા અને પહેરેદાર ચારે તરફ પહેરો ભરી રહ્યા હતા, ત્યારે અગાસી ઉપર થતાં ઘોંઘાટ અને હોહા તેમના સાંભળવામાં આવ્યાં; આથી તે કોઠા તરફ ઉતાવળે પગે ગયા. જતાં જતાં મનમાં વિચાર કરતા હતા કે કોની મજાલ હોય કે અંદર આવે. તેમણે મહેલની એક બારીમાંથી ખૂસ પાડી પૂછ્યું, "કોણ છે? આ ઇન્સાન નહિ હોય; કદાચ પરી છે." તે વિચિત્ર ટોળાના લોકોએ માથું નીચું કરી ઊંચે જોયું અને બોલ્યા, "અમે રાત્રે એક શોધમાં છીએ." હઝરત અદ્હમે પૂછ્યું, "અરે! તમે શું શોધો છો?" તેમણે કહ્યું, "અમારાં ઊંટ." હઝરત અદ્હમે કહ્યું, "ભલા! કોનું ઊંટ અગાસી ઉપર ચઢ્યું હતું?" તેમણે જવાબમાં કહ્યું, "એમ ન હોય તો શાહી તખ્ત ઉપર બેસી ખુદાની શોધ તું કેવી રીતે કરી શકે?"

આ શબ્દો સાંભળી તેમના દિલમાં ગભરાટ થયો; તેમના અંતરમાં જાણે આગ સળગી. સવારે તે ઊઠ્યા તો ખરા, પરંતુ તેમને ચેન પડતું ન હતું અને તે ચિંતાગ્રસ્ત રહ્યા. તે પછી એકાએક તખ્તને તિલાંજલિ આપી (એક દિવસ) તે ચાલી નીકળ્યા.

એમ પણ કહેવાય છે કે[1] મજકૂર બનાવ બન્યા પછી થોડા સમય બાદ બાદશાહ ઇબ્રાહીમ એક દિવસ તખ્ત ઉપર

૧. ફરીદુદ્દીન અત્તારની તઝકિરતુલ્ઔલિયા (ભા. ૧, પૃ. ૮૯)માં જણાવવામાં આવ્યું છે કે તે રાત્રિ દરમિયાન ઊંઘી શક્યા નહિ. બીજે દિવસે સવારે દરબાર ભર્યો તેમાં આ બનાવ બન્યો.

એ બન્ને પુસ્તકોમાં આપેલી વાતોમાં થોડો ફેર છે.

બિરાજમાન હતા અને વજીરો અને દરબારીઓ પોતપોતાને સ્થાને બેઠેલા હતા. હજૂરિયા અને પહેરેગીર તેમની આસપાસ ઊભેલા હતા. એવે સમયે એકાએક એક તેજસ્વી પુરુષ ઓચિંતો ત્યાં આવી પહોંચ્યો. ત્યાં જે જે હાજર હતા તેમાંથી કોઈ પણ તેમને પ્રશ્ન પૂછવાની હિંમત કરી શક્યો નહિ; જાણે સૌની જીભ સિવાઈ ગઈ. પેલો પુરુષ સીધો તખ્ત પર્યંત પહોંચી ગયો. ઇબ્રાહીમે પૂછ્યું, "આપને શું જોઈએ છે?" તેણે કહ્યું, "આ મુસાફરખાનામાં મારે રહેવું છે." ઇબ્રાહીમે કહ્યું, "આ મુસાફરખાનું નથી; આ તો મારું મકાન છે." તેણે પૂછ્યું, "આપના અગાઉ અહીં કોણ રહેતું હતું?" ઇબ્રાહીમે કહ્યું, "એ મારા પિતા અદ્‌હમનું હતું." તેણે કહ્યું, "તમારા પિતાના પહેલાં એ કોનું હતું?" ઇબ્રાહીમે કહ્યું, "તેમના પિતાનું." તેણે કહ્યું, "તે પહેલાં?" આ રીતે સવાલ પુછાતા રહ્યા અને હઝરત ઇબ્રાહીમ ફલાણાનું ફલાણાનું એમ જવાબ આપતા રહ્યા. અંતે તેણે પૂછ્યું "તે બધા ક્યાં ગયા?" ઇબ્રાહીમે કહ્યું, "અવસાન પામ્યા." તેણે કહ્યું, "તો તો પછી આ મુસાફરખાનું નહિ તો શું છે જ્યાં એક જાય છે અને બીજો આવે છે?" આમ બોલી ઉતાવળે પગે ત્યાંથી તે ચાલતો થયો. હઝરત ઇબ્રાહીમ તેમની પછવાડે દોડ્યા અને બૂમ પાડી, પરંતુ તે ઊભો રહ્યો નહિ; ત્યારે સોગંદ આપ્યા અને કહ્યું કે "મારે તમારી સાથે વાત કરવી છે." તે ઊભો રહ્યો. ઇબ્રાહીમે કહ્યું, "તમે કોણ છો? અને ક્યાંથી આવ્યા છો? તમે મારા અંતરમાં આગ ચાંપી છે." તેણે કહ્યું કે "મારું નામ ખિઝ્ર[1] છે." ઇબ્રાહીમે કહ્યું કે "ઊભા રહો. હું

---

૧. કહેવાય છે કે બિલકુલ અંધારી અને દૂરદૂરની જગ્યામાં આવેલા અમૃતના ઝરામાંથી એમણે પાન કર્યું હતું અને પરિણામે તે અમર થયા હતા. મુસલમાનો એમને અમર પેગમ્બર તરીકે માને છે. જંગલમાં રસ્તો ભૂલેલાને જવાના સીધા રસ્તા ઉપર તે લાવી મૂકે છે. એમ પણ માનવામાં આવે છે કે મહા ભાગ્યવાન પવિત્ર પુરુષને એ દર્શન આપે છે.

હમણાં ઘરમાં જઈને આવું છું." પરંતુ તેણે કહ્યું, "મારે આના કરતાં વધારે ઉતાવળનું કામ છે." આમ કહી તે પવિત્ર પુરુષ અદૃશ્ય થઈ ગયો.

આ બનાવથી હઝરત ઇબ્રાહીમના દિલમાં બેચેની વધી. તેમણે શિકાર કરવા જવા માટે પોતાનો ઘોડો અને પોતાના લશ્કરને તૈયાર કરવાનું ફરમાન કર્યું. તે પછી સવાર થતાં તે જંગલ તરફ નીકળી પડ્યા. ગભરાયેલી હાલતમાં જંગલમાં ભ્રમણ કરતા હતા એટલામાં તે લશ્કરથી જુદા પડી ગયા. એ હાલતમાં એકાંત રસ્તામાં એક અવાજ તેમણે સાંભળ્યો. એક જ પ્રકારનો અવાજ તેમને ત્રણ વાર સંભળાયો તે પછી ચોથી વાર તેમના કાન ઉપર વાણી પડી કે "તને મૃત્યુ આવીને જગાડે તે અગાઉ તું જાગ્રત થા." આનાથી તે ભયભીત થયા અને એટલું તો રડ્યા કે જામો પણ અશ્રુથી ભીંજાઈ ગયો. ફરીથી તે જ અવાજ આવ્યો ત્યારે તોબા કરી એક ખૂણા તરફ તેમણે ચાલવા માંડ્યું; એટલામાં તેમની નજર એક ભરવાડ ઉપર પડી તેના શરીર ઉપર દબાયેલાં ઊનનાં ફાટેલાં કપડાં હતાં અને માથે તેની જ બનાવેલી ચૂંથાયેલી ટોપી હતી. તેની સામે ઘેટાંનું ટોળું હતું. હઝરત ઇબ્રાહીમે પોતે પહેરેલાં જરીનો કબા અને હીરાજડિત ટોપી ઉતારી તેને સોંપી દીધાં અને તેનાં કપડાં તેમણે લઈ લીધાં. તે પહેરી ફકીરી હાલતમાં તે પહાડ અને જંગલમાં ફરતા રહ્યા. તે પછી નીશાપૂરમાં આવ્યા. ત્યાં એક ખાલી ખૂણામાં જઈ અલ્લાહની ઇબાદતમાં તન્મય થઈ ગયા અને ત્યાં ગુફામાં નવ વરસ ગાળ્યાં. આ સમય દરમિયાન તે ફક્ત ગુરુવારે બહાર નીકળતા, આખો દિવસ જંગલમાં લાકડાં એકઠાં કરતા, બીજે દિવસે સવારે શહેરમાં તે લઈ જતા અને ત્યાં વેચતા. તેમાંથી જે પૈસા મળતા તેમાં અર્ધાની રોટી ખરીદતા અને

ખિઝરનો શબ્દાર્થ 'લીલું' થાય છે. એમનું એ નામ પડવું કારણ કે જ્યાં જ્યાં એમના પગલાં પડે ત્યાં જમીન ઉપર નાનું ઘાસ ઊગી નીકળે છે, એવી કથા છે.

અર્ધાં દરવેશોને આપી દેતા. એ દિવસે (એટલે કે શુક્રવારે) નમાજ પઢીને રોટી ખાઈ રોઝો ખોલતા. તે પછી બીજા શુક્રવાર સુધી કંઈ જ ખાતા નહિ.

નીશાપૂરથી એ શામ (સીરિયા) ગયા અને ત્યાં જ તેમનું અવસાન એકસો દસ વરસની મોટી વયે થયું.

તેમણે ઘણા શેખોનો સમાગમ સેવ્યો હતો. અબૂ હનીફા કૂફી (મૃ. ઈ. સ. ૭૬૭)ના[૧] સહવાસમાં એ વિશેષ રહ્યા હતા. હઝરત શેખ. જુનૈદ એમને માટે કહેતા કે "સૂફીઓની મંડળીના જ્ઞાનની ચાવી હઝરત ઇબ્રાહીમના હાથમાં છે."[૨]

હઝરત ઇબ્રાહીમમાં મુલ્લાઓની ઉપેક્ષા અને કર્મકાંડની અવજ્ઞા હતાં. તે અલ્લાહના ફરમાનનું પાલન અને સંસારની સાગ્દીના ઉપર ભાર મૂકતાં.

તે કહેતા કે "ખુદા માટેનો અને દુનિયા માટેનો એમ બે પ્રેમ એક જ દિલમાં સમાય શકે નહિ" "પોતાના ઉપર સંયમ રાખવો એ એક પ્રજા ઉપર રાજ્ય કરવા કરતાં વિશેષ છે."

ભિક્ષાની બાબતમાં તેમની માન્યતા હતી કે એ દાન માટે મનુષ્યને પ્રેરે એટલી જ બસ છે. જીવન પોષણને માટેની ભિક્ષાને તે તિરસ્કારતા. એક દિવસ એક શખ્સે તેમને દસ હજાર દિરહમ તેની પાસેથી સ્વીકારવા વિનંતિ કરી, ત્યારે તેમણે કહ્યું, "આટલી મોટી રકમ આપી તમો દરવેશોની યાદીમાંથી મારું નામ રદ કરાવશો?"[૩]

---

૧. એમના અનુયાયીઓ હનીફી કહેવાય છે.

૨. ફરીદુદ્દીન અત્તાર-તઝ્કિરતુલ્ઓલિયા, ભા ૧, પૃ ૮૫ (નિકોલ્સન આવૃત્તિ)

૩. ફરીદુદ્દીન અત્તાર-તઝ્કિરતુલ્ઓલિયા, ભા. ૧, પૃ. ૮૫ (નિકોલ્સન આવૃત્તિ)

રાબિઆ[1]

હિંદુ સન્નારીઓમાં ગાર્ગી, મીરાંબાઈ આદિ સાધ્વીઓ જે પ્રમાણે ધર્મજીવનમાં ઉન્નતિ પ્રાપ્ત કરીને જગતના ઇતિહાસમાં સ્થાયી નામ મૂકી ગયાં છે તે જ પ્રમાણે ઇસ્લામમાં હઝરત રાબિઆ બસરીએ[2] પોતાનાં દષ્ટાંતો દ્વારા ભક્ત હૃદયને પિગળાવી નાખ્યાં છે. સૂફી પ્રવૃત્તિ અપનાવનાર સ્ત્રીઓમાં એ પ્રથમ હતાં. સૂફી સાહિત્યમાંથી એમનું નામ કદી ભૂંસાશે નહિ. એ ઉમ્મુલ્ખૈર (અર્થાત્ 'સદ્ગુણની માતા') નામે એ સાહિત્યમાં ઓળખાય છે.

એમના વિશે કહેવાય છે કે તે મૂળ દાસી હતાં. તેમના કુળ વિશે વિવિધ મતો પ્રવર્તે છે.

એક મત મુજબ જે દિવસે રાબિઆ[3]નો જન્મ થયો[4] તે દિવસે

---

૧. H. A. R. Gibb—Arabic Literature
કેટલાંક પુસ્તકોમા તેમનું અવસાન ઈ. સ. ૭૫૨-૫૩ માં થયાનું જણાવવામાં આવ્યું છે.
Ameer 'Ali—A short History of Saracens, p. 203
કેટલાંક પુસ્તકો હિજરી ચોથી સદી (ઈ. સ. ૯૧૨-૧૦૦૯)માં એ થઈ ગયાનું જણાવે છે અને કેટલાકમા એમના જન્મની સાલ હિ. સ. ૩૦૫ (ઈ. સ. ૯૧૭) [ડૉક્ટર ઝબીહુલ્લાહ સફા-તારીખે અદબિયાત દર ઈરાન, પૃ. ૪૦૩] પણ જણાવવામા આવી છે.

૨. એ મૂળ બસરાના હતાં તેથી એમને રાબિઆ બસરી કહે છે.

૩. મૂળ અરબી રાબિઅહ્ અર્થાત્ ચોથી

૪. ફરીદુદ્દીન અત્તાર-તઝ્કિરતુલ્ઔલિયા, પૃ. ૬૯, (હસ્તલિખિત પ્રત, પીર મોહમ્મદશાહ લાઇબ્રેરીમા)
ફરીદુદ્દીન અત્તારના ઇલાહીનામહમાં એક હિકાયત છે જે આકા સઈદ નફીસીએ એક રિસાલામા વિગતવાર આપી છે. એ જ હિકાયત ફૂરાગ મુસ્તોફીએ પણ પોતાના પુસ્તક હુઅરાએ ઝનાને ઈરાન (પૃ. ૪૪-૪૫)માં આપી છે તે નીચે મુજબ છે:—

તેમના પિતા કઅ્બના ઘરનાં માણસોને પહેરવાને પૂરતાં કપડાં ન હતાં. તેમના પિતાને ત્રણ પુત્રીઓ હતી જ અને એ ચોથા જન્મ્યાં એટલે તેમનું

---

બલ્ખમા એક બાદશાહ રહેતો હતો. તેના બાપદાદા પણ બાદશાહ હતા. તેનું નામ કઅ્બ હતુ. તે ઇન્સાફમંદ અને સખી હતો. હારિસ નામે તેમને એક પુત્ર હતો. તે પણ સદ્‌ગુણી હતો. કઅ્બને એક પુત્રી હતી તે ઝૈનુલ્ અરબ (અર્થાત્ અરબસ્તાનનું આભૂષણ) નામે ઓળખાતી હતી, કારણ કે તે ખૂબસૂરતી અને ખૂબીમાં અજોડ હતી. જે કંઇ લોકો પાસેથી તે સાંભળતી તે શાયરીમાં ઉતારતી. તેમના પિતાનું મૃત્યુ નજીક આવ્યું ત્યારે તેણે હારિસને પાસે બોલાવી, ઝૈનુલ્અરબની સોંપણ કરીને કહ્યુ, "ઘણા નામાંકિત અને ગૌરવધારી પુરુષોએ મારી પાસેથી એની માગણી કરી હતી, પરંતુ હું તેનો ઇન્કાર કરતો રહ્યો. જો એને માટે કોઈ યોગ્ય માણસ મળી જાય તો તેની સાથે એની શાદી કરવી. એની કાળજી કરજે અને એને પ્રત્યે મોહબ્બત રાખજે. તે પછી પિતાનું મૃત્યુ થયુ અને હારિસે તેની જગા સંભાળી લીધી. પોતાના જીવની જેમ તે પોતાની બહેનની કાળજી કરતો રહ્યો. તેનો એક ગુલામ બક્તાશ નામે હતો. તે તેના ખજાનાનો પાસબાન હતો. દેખાવમાં તેનો કોઈ જોટો ન હતો. તે હમેશાં મહેલમાં જ રહેતો અને બધો સમય બાગમાં પસાર કરતો. બાગની સામે દીવાનખાનું હતુ અને તેમા હારિસનું તખ્ત હતું. એક દિવસ કઅ્બની પુત્રી અગાસીમાં બેઠી હતી અને આજુબાજુ દૃશ્ય નિહાળતી હતી એટલામાં એકાએક તેની નજર તે ગુલામ ઉપર પડી. તે શરાબ તરફ જોતો અને કવાલી અને ગઝલ લલકારતો હતો. ઝૈનુલ્અરબનું દિલ તે પછી હમેશાં તેના તરફ જ રહેતું હતું. એ રંજમાં ને રંજમાં તે બીમાર થઈ ગઈ. તબીબને બોલાવવામાં આવ્યો, પણ તેની બીમારીની દવા તે કામયાબીથી કરી શક્યો નહિ. તે છોકરીની એક ચાલાક દાસી હતી: તેણે તેને પૂછ્યું, "તમને શું થયું છે?" પરંતુ તે કંઈ પણ જાહેર કરતી ન હતી. ઘણી જ પૂછપરછ કર્યા બાદ અંતે તેણે કહ્યુ કે "બક્તાશને મે જોયો અને મારું દિલ મે તેને સોંપી દીધું છે." પછી તેણે એક પત્ર લખ્યો અને તેમાં તેણે એક તસવીર દોરી. દાસી તેના હુકમ મુજબ તે બક્તાશ પાસે લઈ ગઈ. તેણે તે પત્ર વાચ્યો. તેણે પણ તે છોકરીને પોતાનું દિલ સોંપી દીધું અને દાસીને જણાવ્યું, "તેના દિલની સોંપણનો દસ્તાવેજ છે." છોકરીને આ વાતની ખબર થતાં

નામ રાબિઆ ( અર્થાત્ ' ચોથી ' ) પાડવામાં આવ્યું. તેમની ઉમર થોડી મોટી થઈ ત્યારે તેમનાં માતાપિતાનો દેહાંત થયો. તે જ સમયે

વેંત તે ખુશ ખુશ થઈ ગઈ. ગૈતો અને ગઝલો ગાવા સિવાય બીજું કંઈ જ કામ તે કરતી ન હતી. તે શે'રો લખતી રહી અને ગુલામને મોકલતી રહી. થોડા દિવસ પછી તે ડેલીની બહાર એક દિવસ ગઈ, અને ચકતાશની નજર એકાએક તેના ઉપર પડી. તેણે તેને ઓળખી અને તેનો દામન પકડ્યો. છોકરી આસ્તીન પછાડીને બોલી, "દામન પકડવાની કેવી હિંમત !"

ગુલામ બોલ્યો કે "મોં માગ તરફથી ફેરવી લો છો ? શે'રો શા માટે મોકલી હતી ? તે મારું દિલ કેમ હરી લીધું ?" છોકરી બોલી, "એ ગુહ્ય બાબત તારાથી ન સમજાય. મારા દિલને એક કામ પડ્યું હતું તે તારી આગળ ખુલ્લું કરી ન શકાય. તારા જેવા દસથી પણ એ પાર પડી શકે નહિ. એ માટે કારણરૂપ તું છે. તું વને હવસખોરીમાં ન ફેંક."

આમ બોલી તેની પાસેથી તે ચાલી ગઈ અને ઇશ્કની શે'રો લખતી રહી. એક દિવસ ચમનમાં ફરતી ફરતી પોતાની શે'રો લલકારતી હતી ત્યારે હારિસ ત્યાં હતો. તેણે એ શે'રો સાંભળી ત્યારે બાંગ મારીને કહ્યુ, "શું ગાય છે ?" છોકરી ખામોશ રહી. ત્યાં હારિસ નામે એક 'સક્કા' એટલે કે ભિસ્તી હતો જેને લોકો 'લાલ સક્કા' નામે ઓળખતા ( કારણ કે તેનો ચેહરો લાલ હતો ) છોકરીએ પોતાની શે'રો ફેરવીને 'લાલ સક્કા'ને નામે ગાવાનું શરૂ કર્યું અને એ રીતે તેણે તેના ભાઈને શકામાં નાખી દીધો. આને પરિણામે તે પોતાની બહેન બાબતમાં શંકાશીલ થયો.

આ પછી એક મહિનો પસાર થઈ ગયો, ત્યારે હારિસને એક લડાઈ લડવી પડી. તેમાં ચકતાશનું શિર ઘવાયુ અને તે દુશ્મનના હાથે ગિરફતાર થવામાં હતો. છોકરીને આ વાતની ખબર પડી ત્યારે તેણે પોતાનો ચેહરો ઢાંકીને જંગમાં ઝ પલાવ્યું અને દુશ્મનના દસ માણસોની કતલ કરી ચકતાશને બચાવી લીધો. એ લડાઈના નસ્ર બિન અહમદ સામાની (ઈ. સ. ૯૧૪-૯૪૩)ની મદદ આવી પહોંચવાથી હારિસની જીત થઈ. પોતાના શહેરમાં પહોંચીને

સાંભળ્યો, "ગમ કરીશ નહિ કાલે તારું ગૌરવ વધશે." આ સાંભળતાની સાથે હઝરત રાબિઆના વિચારો બદલાયા અને પેલા ખ્વાજાને ત્યાં પાછા ગયાં. પોતાની આદત હતી તે અનુસાર રોજા રાખતાં રહ્યાં. આખી રાત્રિ નમાજ પઢતાં. એક રાત્રિએ તે હમેશ મુજબ નમાજ પઢવામાં રોકાયેલા હતા ત્યારે ખ્વાજા જાગી ગયો અને તેના કાન ઉપર એકાએક કંઈક અવાજ પડતા તેણે ચારે તરફ નજર ફેરવી ત્યારે જોયું કે હઝરત રાબિઆ સિજ્દો કરીને કહેતા હતાં કે "હે અલ્લાહ ! તું જાણે છે કે મારા દિલની ખ્વાહિશ તારા ફરમાન મુજબ છે. તારી જ ખિદમતમાં મારી દરેક પળ પસાર થાય એવી મારી ઇચ્છા છે; પરંતુ તેં મને એક સર્જેલા મનુષ્યને અધીન રાખી છે તેથી તારી સેવામા આવવાનાં મોડું થઈ જાય છે."

તે પછી ખ્વાજાની નજર ઊંચે લટકાવેલી એક કંડીલ ઉપર પડી અને તેને જણાયુ કે આખું મકાન જ ઝગમગી રહ્યું છે. આથી તેના દિલમાં વિચાર આવ્યો કે રાબિઆને દાસી તરીકે રાખી શકાય એમ નથી. સવારે જેવો ઊઠ્યો તેવો જ તે હઝરત રાબિઆ પાસે ગયો અને તેમને કહ્યું, "મે તને આઝાદ કરી છે; તુ અહીં રહે તો અમે તારી ખિદમત કરીશું; નહિ તો તારી ઇચ્છા હોય ત્યા તું જા." હઝરત રાબિઆએ જવાની રજા માગી અને ત્યાંથી તે ચાલી નીકળ્યાં. તેમણે વેરાન જગ્યામા પોતાનુ રહેઠાણ પસંદ કર્યું અને ત્યાં અલ્લાહની ઇબાદતમાં તે એકાંત રહેવા લાગ્યાં.[1]

પોતાના એકાંતવાસમાંથી કોઈક વાર બહાર નીકળતાં ત્યારે લોકો તેમના આકર્ષક પવિત્ર દેખાવને લઈને તેમની આસપાસ વીંટળાઈ જતાં અને આશીર્વાદ માટે માગણી કરતાં.

એક વખત તેમને હજ કરવા જવાની ઇચ્છા થતા તે તૈયાર

---

૧. ફરીદુદ્દીન અત્તાર-તઝ્કિરતુલ્‌ઔલિયા, ભા. ૨, પૃ. ૬૧ (નિકોલ્સન આવૃત્તિ)

થઈ ગયા તેમણે પોતાનો સામાન એક ગધેડા ઉપર લાદ્યો. ચાલતા ચાલતા રણમા રસ્તામા તે ગધેડો મરી ગયો ત્યારે કાફલાના માણસોએ (હમદર્દીથી) કહ્યુ, "તમારો સામાન અમે લઈ લઈશુ" જવાબમાં હઝરત રાબિઆએ જણાવ્યુ "હુ તમારા ઉપર આધાર રાખીને આવી નથી તમે તમારે રસ્તે ચાલ્યા કરો" આથી કાફલો આગળ ચાલી ગયો પછી હઝરત રાબિઆ બોલ્યા, "ઓહ અલ્લાહ! હુ ઓરત છુ; નિરાધાર છુ તે મને તારા ઘરમા બોલાવી અને રસ્તામા મારા ગધેડાને તે મારી નાખ્યો હવે રણમા તે મને એકલી રાખી." આટલું કહ્યું એટલામાં તો તુરત જ ગધેડો ઊઠી પડ્યો તેના ઉપર તેમણે સામાન ફરીથી લાદ્યો અને લાંબી મજલ કાપી મક્કા પહોંચ્યા[1] આ રીતે મહા કષ્ટ વેઠી તેમણે અલ્લાહ ઉપર તવક્કુલ રાખી હજ પૂરી કરી

સાચા સૂફીના લક્ષણો તેમના રોમ રોમમા વ્યાપેલા જણાતા, તે જ્ઞાની હતા તે સમયના ઉલમાઓ અને સૂફીઓ તેમની પાસે આવતા અને પોતાની આધ્યાત્મિક મુશ્કેલીઓનુ નિવારણ કરતા.

હઝરત ખાજા હસન બસરીની મજલિસમા આવનાર હાજર થઈ જતા તેમ છતા હઝરત રાબિઆ કોઈક વાર મોડા પડી જતા તો તેમના આવી પહોંચ્યા સિવાય તે ઉપદેશ શરૂ કરતા નહિ હઝરત રાબિઆ તેમની સાથે ચર્ચામા પણ ઊતરતા ચર્ચામા એક વાર ખાજા હસન બસરીએ તેમને પ્રશ્ન કર્યો, 'તમે શાદી કેમ કરતાં નથી?" ત્યારે તેમણે જવાબમા જણાવ્યુ, "કોઈ મકસદ હોય તો શાદી કરવામા આવે મારી કોઈ મકસદ નથી તો શાદી શા માટે કરુ?" તેમના આ કથનનો ભાવાર્થ એ હતો કે તે પોતે એક (અલ્લાહ)ના થઈ ચૂક્યા હતા તો બીજાના કેવી રીતે

[1] ફરીદુદ્દીન અત્તાર—તઝ્કિરતુલ્ઔલિયા ભા. ૧, પૃ ૬૧ (નિકોલ્સન આવૃત્તિ)

થઈ શકે ? અલ્લાહ સાથે મોહબ્બત કરનારને દુનિયા સાથે શો સંબંધ ? તેમણે ખુદાઈ પ્રેમના માર્ગમાં પોતાની જાતને કુરબાન કરી દીધી હતી.

હઝરત મોહમ્મદ બિન ઉમ્રએ હઝરત રાબિઆ વિશે કહ્યું છે કે "હું બીબી રાબિઆના ઘરમાં ગયો અને જોયું કે તે અતિ વૃદ્ધ હતાં. ચાલતી વખતે દરેક પગલું માંડતાં તે પડી જાય એવો ડર પાસે ઊભેલાને લાગે એવી તેમની અવસ્થા હતી."

"એક નાની ઝૂંપડી હતી તેમાં એક જૂનું તાટ બિછાવેલું હતું. ઝૂંપડી ઉપર નાખેલા પડદાથી તેનો ઘણો ભાગ ઢંકાયેલો હતો. અંદર અનાજનો એક ઘડો અને એક પ્યાલો હતાં. એક ચામડાનો ટુકડો પડેલો હતો જે ઉપર તે નમાજ પઢતાં. નમાજ પઢતાં પઢતાં થાકી જતાં ત્યારે તે ઉપર જ સૂઈ જતા. રાત્રે સૂવા માટે પણ તેનો જ ઉપયોગ તે કરતા."

"તેમની ઝૂંપડીમાં બે હાથ ઊંચી વાંસની માચી હતી. મોતનો ખ્યાલ મગજમાંથી કદી વિસ્મૃત ન થાય તેમ કરવા માચી ઉપર નજર આગળ એક કફન તે લટકાવી રાખતાં."

"આ તેમના ઘરનું રાચરચીલું હતું"

તેમના સમયમાં મારિફતનો દરજ્જો ધરાવનાર તે એક જ હતાં.[૧] અલ્લાહ સિવાયનો ખ્યાલ જ તેમના દિલમાં આવતો ન હતો.

કોઈએ તેમને પ્રશ્ન કર્યો, "આપ ખુદા સાથે દોસ્તી રાખો છો ?" તો તેમણે જવાબ આપ્યો, "હા." ફરીથી પ્રશ્ન કરનારે પ્રશ્ન કર્યો, "તમે શેતાનને દુશ્મન ગણો છો ?" તો તેમણે જવાબ આપ્યો, "દોસ્તની મોહબ્બતમાં એવી ડૂબેલી રહું છું કે શેતાન સાથેની દુશ્મનીની કંઈ ખબર જ પડતી નથી."

તેમના ઉપર જે દિવસે કંઈ આફત આવતી ત્યારે તે ખુશ થતાં

૧: ફરીદુદ્દીન અત્તાર — તઝકિરતુલ્‌ઔલિયા, ભા. ૧, પૃ. ૫૯ (નિકોલ્સન આવૃત્તિ)

અને જે દિવસે આફત ન આવતી તે દિવસે ગમગીન રહેતાં અને માનતાં કે દોસ્તે તેમને યાદ કર્યાં નહિ.[૧]

એક વખત તે બીમાર પડ્યાં ત્યારે કોઈ ખબર પૂછનારે બીમારીના કારણ વિશે પૂછપરછ કરી. તેમણે જવાબમાં તેને જણાવ્યું, "મારી માંદગીનું કારણ હું જાણતી નથી. ફક્ત એટલી જ ખબર મને છે કે મને જન્નત બતાવવામાં આવ્યું અને મારા દિલમાં મેં તે માટે સ્પૃહા કરી તેથી હું ધારું છું કે મારો અલ્લાહ મારી બાબતમાં ઈર્ષાળુ થયો અને તેથી તેણે મને ઠપકો આપ્યો. હવે તે જ મને સાજી કરી શકે."[૨]

એક ગઝલમાં તે કહે છે કેઃ—[૩]

नअीम बी तू न खाहम जहीम बा तू रवास्त,
केह बी तू शकर ज़हर अस्त व बा तू ज़हर शस्त ।

[તું સાથે ન હોય તો બિહિશ્તની હું ઇચ્છા રાખતી નથી; તું સાથે હોય તો દોઝખ મને મંજૂર છે.

કારણ કે તારા વગર સાકર (મારે માટે) ઝેર છે અને તારી સાથે હોઉં તો (મારે માટે) ઝેર મધ (સમાન) છે.]

તે વારંવાર કહેતાં, "ઓહ અલ્લાહ! આ દુનિયાનો જે કંઈ હિસ્સો તેં મને આપ્યો છે તે તારા દુશ્મનને પણ આપજે અને બીજી દુનિયાનો જે કંઈ હિસ્સો તેં મને આપ્યો છે તે તારા દોસ્તોને પણ આપજે. તું મારે માટે બસ છે."[૪]

તેમના ઘણા ચમત્કારો પણ વર્ણવવામાં આવે છે જેમાંનો એક એવો છે કે[૫] એક વખત બે માણસો ભૂખ્યા તરસ્યા માણસ હઝરત

૧. હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તયાર કાકી—ફવાઇદુસ્સાલિકીન, પૃ. ૧૧
૨. A. J. Arberry—Sufism, p. 42
૩. હુશંગ મુસ્તોફી—શુઅરાએ બુઝુર્ગે ઈરાન, પૃ. ૪૩
૪. તઝ્‌કિરતુલ્‌ઔલિયા, ભા. ૧, પૃ. ૭૩
૫. " " " "

રાબિઆને ઘેરે આવ્યા. તેમના ચહેરા જોઈ તેમને લાગ્યું કે તેઓ ભૂખ્યા તરસ્યા છે. રાત્રિની બચેલી બે રોટી હતી તે તેમણે તેમની આગળ મૂકી, પરંતુ તેમને ખ્યાલ આવ્યો કે આ બે રોટીથી એમનું પેટ કેવી રીતે ભરાશે? એટલામાં એક ભિખારીએ બૂમ પાડી ત્યારે તે રોટી તેમણે તેને આપી દીધી. આ જોઈ પેલા બંને માણસોને અચંબો થયો, પરંતુ ખામોશ રહ્યા. થોડી જ વારમાં ત્યાં એક સ્ત્રી રોટીથી ભરેલા થાળ સાથે આવી અને "આપને માટે મારી શેઠાણીએ આ મોકલ્યું છે" એમ કહી હઝરત રાબિઆ આગળ તે થાળ મૂક્યો.

હઝરત રાબિઆએ રોટી ગણી જોઈ તો તેમની સંખ્યા અઢારની થઈ. તેમણે લાવનાર સ્ત્રીને કહ્યું કે આ લઈ જાઓ કારણ કે તમારાં શેઠાણીએ મોકલવામાં ભૂલ કરી છે. તે સ્ત્રી થાળ લઈ પાછી ગઈ અને શેઠાણીને પૂરી વાત કહી. શેઠાણીએ કહ્યું કે સાચે જ મારી ભૂલ થઈ હતી. તે પછી તેમાં બે રોટી ઉમેરીને તે થાળ તેણે પાછો મોકલ્યો. સ્ત્રીએ તે લઈ જઈને હઝરત રાબિઆ આગળ ફરીથી મૂક્યો. તેમણે આવનાર પેલા બે ભૂખ્યા તરસ્યા માણસને બધી રોટી આપી દીધી. તેમણે તે ખાધી પછી હઝરત રાબિઆએ કહ્યું, "મારું વર્તન જોઈ તમને આશ્ચર્ય થયું હશે, પરંતુ બાબત એમ હતી કે તમો આવ્યા ત્યારે તમારા ચહેરા ઉપરથી મને લાગ્યું હતું કે તમો ભૂખ્યા છો. સંજોગોવશાત્ મારા ઘરમાં ફક્ત બે રોટી હતી. તમારી આગળ તે મેં મૂકી તો ખરી, પરંતુ હું દિલમાં સમજતી હતી કે આનાથી તમારુ પેટ ભરાશે નહિ; એટલામાં બહારથી કોઈની બૂમ આવી, તેથી તે રોટી તમારી આગળથી લઈને, મેં તેને આપી દીધી અને અલ્લાહને પ્રાર્થના કરી 'ઓ પરવરદીગાર! તેં 'કલામે પાક'માં કહ્યું છે કે હું ભલાઈના બદલામાં દસ આપીશ, તો તું એ તારો વાયદો પૂરો કર અને અત્યારે એનો બદલો મને આપ. અલ્લાહે મારી દુવા કબૂલ કરી અને એ જ સમયે પેલી સ્ત્રી રોટી લઈને આવી. મેં તે ગણી ત્યારે અઢાર હતી. મેં વિચાર કર્યો, દસના હિસાબે વીસ હોવી જોઈએ અને આ અઢાર

છે. અ'નાહનો વાયદો તો સાચો છે, પરંતુ મોકનનારની ભૂન થઈ છે, તેથી મે સ્ત્રીને કહ્યું કે શેઠાણીએ ભૂન કરી છે તે પાછી ગઈ અને ઊંઘે પગે પાછી આવી. મે તમને ખવડાવ્યું અને તેથી હવે મારા દિલને શાંતિ મળી ”

જેરુસાલેમની પૂર્વ દિશાએ આવેના તીર નામના પહાડ ઉપર તેમની દફનક્રિયા કરવામા આવી હતી તેમની કબર અત્યારે ઝિયારતનું સ્થળ ગણાય છે[૧]

ફુઝૈલ બ્ને ઇયાઝ (મૃ ઈ સ. ૮૦૩[૨])

હઝરત ફુઝૈન ઇબ્ને ઇયાઝ કૂફાના વતની હતા કેટલાક ઇતિહાસકારો જણાવે છે કે તે ખુરાસાનમા આવેલા મર્વ નજીકના વતની હતા, કેટનાક કહે છે કે એ બોખારાના હતા આદિ મશહૂર સૂફીઓમાના એ એક હતા શરૂઆતમા તો એ જગલમા લુટારુનો ધંધો કરતા હતા અને ત્યાં જ તેમનો તંબુ પણ હતો ટાટ પહેરતા અને માથા ઉપર ઊનની ટોપી રાખતા ગળામા તસ્બીહ રાખી ફકીરના આગમા રહેતા લુટારુઓ અને ચોરો જે માન તેમની પાસે લાવતા તે તેઓમા તે વહેચી આપતા અને પોતાની ઇચ્છા મુજબ પોતાના હિસ્સા તરીકે લેતા જુમાની નમાજ ચૂકતા નહિ અને પોતાના સાથિતોમાથી કોઈ એ નમાજ ચૂકી જતો તો તેને કાઢી મૂકતા[૩]

એક દિવસ[૪] તેમના સ્થાન નજીકથી એક મોટો કાફલો પસાર થતો હતો લુટારુઓ ધસી આવ્યાનો અવાજ કાન ઉપર પડતાં વેંત તેનો માલિક રોકડું નાણું લઈ તે છુપાવવા તેમાથી આવી નીકળ્યો સ્થાન શોધતા તેમની નજર એક તંબુ ઉપર પડી તેણે તેમાં ટાટ પહેરેલો,

૧ Ameer Ali — A Short History of Saracens, p 203
૨ જામી — નફહાતુલઉન્સ (હસ્તલિખિત)મા હિ સ ૧૮૭ (ઈ સ ૮૦૩) છે.
૩ ફરીદુદ્દીન અત્તાર — તઝકિરતુલઆલિયા ભા ૧, પૃ ૭૪ (નિકલ્સન આવૃત્તિ)
૪. ફરીદુદ્દીન અત્તાર — તઝકિરતુલઔલિયા, ભા ૧, પૃ ૭૪-૭૫

તસ્બીહ ફેરવતો ફકીર જોયો, તેને તેણે પૈસા સોંપવા માંડ્યા ત્યારે ફકીરે કહ્યું. "અંદર જાઓ અને એક ખૂણામાં મૂકો." માલિકે તેમ કર્યું અને પાછો ગયો. કાફલા પાસે પહોંચે તે અગાઉ તો ડાકુઓ માલ લૂંટીને ચાલ્યા ગયા હતા. જે કંઈ બાકી રહ્યું હતું તે લઇને તે તંબુ આગળ ફરીથી આવ્યો. ત્યારે ત્યાં તેણે લુટારુઓને માલ વહેંચતા જોયા. "ઓહ! મેં તો માલ ચોરને સોંપ્યો" એમ બોલી તે પાછો ફર્યો. હઝરત ફુઝૈલે તેને બૂમ પાડી ત્યારે તે નજીક ગયો. હઝરત ફુઝૈલે પૂછ્યું, "શું કામ છે?" આગન્તુકે કહ્યું, "અનામત મૂકેલા માલ માટે આવ્યો હતો". હઝરત ફુઝૈલે કહ્યું, "જ્યાં મૂકેલો છે ત્યાંથી લઈ જાઓ." માલિકે તે પ્રમાણે કર્યું. હઝરત ફુઝૈલના મિત્રોએ કહ્યું, "અમે આ લૂંટમાંથી કંઈ મેળવ્યું નથી, તો આ રોકડ નાણું આપે પાછું કેમ આપ્યું?" હઝરત ફુઝૈલે કહ્યું કે "સારો માણસ જાણીને એ માલ એણે અને અનામત મૂકવા આપ્યો હતો. એની ધારણા મેં સાચી પાડી."

એમના જીવનમાં પલટો લાવનાર બનાવ નોંધયુક્ત છે કે એક વખત તેમના ખોળામાં એક ચારેક વરસનું બાળક હતું. પિતૃભાવે તેમણે તેને ચુંબન કર્યું. બાળકે કહ્યું. "પિતાજી! આપ મને ચાહો છો?" હઝરત ફુઝૈલે કહ્યું, 'હા.' બાળકે ફરીથી પ્રશ્ન કર્યો, "આપ અલ્લાહને ચાહો છો!" હઝરત ફુઝૈલે કહ્યું, "હા" બાળકે પૂછ્યું, "આપને કેટલાં દિલ છે?" હઝરત ફુઝૈલે કહ્યું, "એક." ત્યારે બાળકે પૂછ્યું, "આપ એક દિલથી બેને કેવી રીતે ચાહી શકો?" આ વેણ સાંભળતાં વેંત હઝરત ફુઝૈલને તુરત જ સમજાયું કે બાળકના આ શબ્દો અલ્લાહ તરફથી તેમને ઉપદેશ છે. અલ્લાહ પ્રત્યેના ભાવને લઈને પોતાનું માથું તેમણે કૂટવા માંડ્યું, બાળક માટે દર્શાવેલા પ્રેમ બાબતમાં તેમણે પસ્તાવો કર્યો અને અલ્લાહના ઇશ્કમાં પોતાનું દિલ પરોવી દીધું.

તેમનો એક મુરીદ જણાવે છે, "મારા મુર્શિદ હઝરત ફુઝૈલની

સાથે મેં ત્રીસ વરસ ગાળ્યાં, પરંતુ તે સમય દરમિયાન જે દિવસે તેમના પુત્ર અલીનું અવસાન થયું હતું તે એક જ દિવસે મેં તેમને હસતાં જોયેલા. તેમની માનસિક સ્થિતિમાં આ ઓચિંતો ફેરફાર જોઈ મેં એમ કરવાનું કારણ તેમને પૂછ્યું ત્યારે તેમણે જવાબમાં જણાવ્યું, "સર્વશક્તિમાન અલ્લાહે એક અમુક બાબતની ઇચ્છા કરી અને જે તેણે ઇચ્છા કરી તે જ સારી ઇચ્છા હતી."[1]

તેમનાં વચનોમાં છે કે "એકાંતવાસમાં સલામતી છે." "જે અલ્લાહથી ડરે છે તેનાથી બધા ડરે છે." "હું અલ્લાહ તા'લાને પ્રેમને લઈને ભજું છું, કારણ કે મને તેની ભક્તિ કર્યા વિના ચાલતું નથી."[2]

એક દિવસ તેમણે હારૂનર્રશીદને કહ્યું કે "દેશ તારું ઘર છે અને રૈયત તારું કુટુંબ છે. કોઈ એક વૃદ્ધા જો રાત્રે ભૂખી ઊંઘી જશે તો તે તને કયામતને દિવસે એ માટે જવાબદાર ગણશે."

**અબૂ મહ્ફૂઝ મારૂફ કરખી (મૃ. ઈ. સ. ૮૧૬)**

હઝરત અબૂ મહ્ફૂઝ મારૂફ કરખી ખુરાસાનના વતની હતા. મૂળ તે ખ્રિસ્તી[3] હતા અને પાછળથી મુસલમાન થયા હતા. તેમની શરૂઆતની ખ્યાતિ જાદૂગર તરીકેની હતી. તેમણે પોતાની જિંદગી સખત રિયાઝત અને સતત ઇબાદતમાં પસાર કરી હતી. ફકીરીએ તેમના ચારિત્ર્યને અત્યંત ઉન્નત બનાવ્યું હતું. તે વિવિધ ગુણોથી વિભૂષિત હતા અને અલ્લાહના સત્યનિષ્ઠ બંદા હતા. એક દિવસ તેમણે રોઝો રાખ્યો હતો અને બપોર પછી તેમને બજારમાં જવાનું થયું ત્યાં એક પખાલી પખાલ ભરીને તેમની પાસેથી પસાર થતો હતો. તે બોલતો હતો, "જે આ પખાલનું પાણી પીશે તેના ઉપર અલ્લાહ પ્રસન્ન થશે." આ સાંભળીને હઝરત મારૂફે તે પાણી પખાલી પાસેથી

૧. A. J. Arberry—Sufism, p. 42

૨. જામી—બહારિસ્તાન

૩. ફરીદુદ્દીન અત્તાર—તઝ્કિરતુલ્ઔલિયા, ભા. ૧, પૃ. ૨૬૯

માંગીને પીધું. આ જોઈને આશ્ચર્યચકિત થઈ લોકોએ તેમને પૂછ્યું, "અરે! આ શું કર્યું? આજે તમારો તો રોજો છે ને?" તે બોલ્યા, "હા; એ સાચું છે; પણ પખાલીના બોલ સાંભળી અને પીવાની ઇચ્છા થઈ આવી. એ બાબતમાં મારી ગલતી થઈ હશે તો રહીમ અને રેહમાન અલ્લાહ મને માફ કરશે."[1]

એમનું અવસાન થયું તે પછી હઝરત સરી સકતીએ કહ્યું, "એક વાર મેં ખ્વાબમાં હઝરત મારૂફ કરખીને અલ્લાહના તખ્ત નજીક બેહોશ હાલતમાં પડેલા જોયા અને અલ્લાહે કાઢેલો આ અવાજ સાંભળ્યો કે, "હે ફરિસ્તાઓ! કહો કે આ શખ્સ કોણ છે?" ફરિશ્તા બોલ્યા, "હે અલ્લાહ! અમારાથી તમે અધિક જાણો છો." અલ્લાહે કહ્યું, "એ મારૂફ કરખી છે, મારા પ્રત્યેની મોહબ્બતમાં એ બેહોશ બન્યો છે. મને જોયા વગર એ હોશમાં આવશે નહિ."

તસવ્વુફની પ્રગતિ અને ઉન્નતિમાં મારૂફ કરખીનો વિશેષ હાથ છે. તેમણે ફિલસૂફી અને ફકીરીને જ તસવ્વુફ ગણ્યાં. એમાં ઇશ્કના નશાને સ્થાન આપનાર પણ તે જ હતા. તેમની માન્યતા મુજબ ઇશ્ક અલ્લાહની ને'મત છે. આ રીતે તેમણે તસવ્વુફમાં મારિફતનો નિર્દેશ કર્યો. તેમના ઉસૂલ (એટલે કે સિદ્ધાંત)માં ફિક્રની પ્રધાનતા છે.

તેમનાં વચનોમાં છે કે "સૂફી આ દુનિયામાં અલ્લાહનો મેહમાન છે અને તેણે મેહમાનને યોગ્ય હોય તેવી જ રીતે વર્તવું જોઈએ. તેને પીરસવામાં આવે એવો એ હક્ક ધરાવે છે, પરંતુ માંગવાનો એનો કોઈ હક્ક નથી. ઇશ્ક અલ્લાહની ભેટ છે." "તસવ્વુફનો અર્થ હકીકતને જાણવાની સતત કોશિશ કરવી અને જે અસત્ય હોય તેનાથી બેપરવા રહેવું એવો થાય છે."

* * *

હિજરી બીજી સદીના અંતે (ઈ. સ. ૮૧૫-૧૬) અબાઉ

1. ફરીદુદ્દીન અત્તાર — તઝકિરતુલ્‌ઓલિયા, ભા. ૧, પૃ. ૨૭૩

ફકીરી જીવન ઘણું સખત થઈ ગયું હતું ફકીરો ઇસ્લામમાં રહી વિવિધ પ્રકારનો મહાવરો કેળવવા લાગ્યા તેઓ બસરા અને અન્ય સ્થળોએ ખાનકાહનું એકાંત પવિત્ર જીવન ગાળવા લાગ્યા અને તેમણે ઉપદેશો કરવાનું શરૂ કર્યું તેઓ મક્કાની હજ બને તેટલી વધારે કરતા

શરૂઆતમાં ઇસ્લામી રહસ્યવાદમાં પરદેશની પદ્ધતિઓમાંથી કંઇક તત્ત્વ આવે એ અનિવાર્ય હતું એ બાબતો કુરાને શરીફમાં ન હતી, પરંતુ તે સાથે એનો સબંધ જોડી શકાય એમ હતું

એ સમયે ઘણા થોડા મહાન સૂફીઓ થયા તેમાં હઝરત અબૂ હાશિમ, હઝરત ઇબ્રાહીમ બિન અદ્‌હમ, હઝરત ફુઝૈલ અને હઝરત મારૂફ કરખી નોંધપાત્ર છે આ આદિ સૂફીઓના વિચારો, ભાવના, અને વચનો તપાસવાથી માલૂમ પડે છે કે તે સમયે તસવ્વુફ પદ્ધતિસરનો ન હતો એ ધીમે ધીમે વ્યવસ્થિત થયો તેમાં દુનિયામાંથી અલ્લાહ તરફ પહોંચવાની પ્રવૃત્તિ અને તાનાવેની હતા પ્રથમ તેમાં કયામતની બાબત અને અલ્લાહનો ડર હતા એ સમય દરમિયાન થયેલા સૂફીઓમાં દુનિયામાંથી નાસભાગ, તોબા અને અલ્લાહ ઉપર તવક્કુલ સિવાય કંઈ ન હતું પાછળથી તેમાં ઇશ્ક ભળ્યો એ ઉસૂલ હઝરત રાબિઆ બસરીએ ઘણી જ સાદી અને સુંદર રીતે સ્પષ્ટ કર્યો

આ આદિ સૂફીઓમાં મોટા ભાગનાં ઈરાની હતા, બીજે નંબરે સીરિયાના અને ત્રીજે નંબરે મિસરના હતા

× × ×

## ઝુન્નૂન મિસરી[1] (મૃ ઈ સ ૮૬૦)

હઝરત ઝુન્નૂન[2] મિસરીનું પૂરું નામ ઝુન્નૂન અબૂલ્ફૈઝ બિન

---

૧ નફ્હાતુલ્‌ઉન્સ (હસ્તલિખિત)

૨ એવી કથા છે કે એક વખત તે સમુદ્રની મુસાફરી એક જહાજમાં બેસી કરી રહ્યા હતા ત્યારે એક વેપારીના મોતીની ચોરીનો ખોટો આક્ષેપ એમના ઉપર મૂકવામાં આવ્યો તેમાંથી બચવાને તેમણે અલ્લાહ તાલાની

ઇબ્રાહીમ છે. તે મિસરના વતની હતા. ગેરઈશની આદિ સૂફીઓમાં એમની ખ્યાતિ સૂફી ચળવળના પિતા તરીકે હતી, કારણ કે સૂફી સિદ્ધાંતો સમજાવનાર એ પ્રથમ હતા. મૂળ તે ફિલસૂફ અને કીમિયાગર હતા. તે એક કઠોર સાત્ત્વિક હતા. મિસરના લોકોને તેમના ઉપર અશ્રદ્ધા થવાથી તેમને ગેરમઝહબી લેખવા લાગ્યા. પોતાના દિલનો ભાવ સામાન્ય મનુષ્યોથી તે ઘણો જ ગુપ્ત રાખતા હતા, આથી તેમની હયાતી દરમિયાન લોકો તેમને ઓળખી શક્યા ન હતા.[1] તેમના જીવનમાં આવેલા પરિવર્તનના કારણ વિશે

બંદગી કરી અને થોડી વારમાં એક માછલી તેજ મોતીઓ મોંમાં લઈ પાણીમાંથી બહાર આવી. હઝરત ઝૂન્નૂને તે લઈ લીધાં અને વેપારીને સુપ્રત કર્યાં. આ ( ઝૂ માલિક હોવું + નૂન માછલી ) ઉપરથી એમનું એ (ઝૂન્નૂન) નામ પડ્યું.

૧. અલ્લાહ માટેની એમની લગની મૌલાના જલાલુદ્દીન રૂમીએ નીચે મુજબની જણાવી છે :

ઝૂન્નૂનમાં ગાંડપણ અને ઝનૂન આવી ગયાં. તેમનું દીવાનાપણું એટલું તો વધી ગયું કે લોકોને પણ તેમના વિશે ચિંતા થવા લાગી. તેઓ તેમની એ હાલત સહન કરી શકતા ન હતા. આખરે તો તેમને પૂરી રાખવાની જરૂરત પેશ આવી. તેથી પગમાં બેડી અને માથા ઉપર હાથ બાંધી તેમને પાગલખાને લઈ જતા હતા ત્યારે તે ખુશમિજાજથી ચાલતા હતા. તેમના ચાહકો આજુબાજુથી આવીને તેમને પૂરવાની જગ્યાએ એકઠા થયા. તેઓ તર્ક લડાવતા હતા કે 'જાણી જોઈને દીવાના થયા છે યા તો એમાં પણ કંઈ હિકમત હશે, કારણ કે હિકમતમાં તો એ એકા છે.' આમ વાતો કરતા કરતા તેમની નજીક પહોંચી ગયા, ત્યારે તેમણે કહ્યું કે "કોણ છો? ખબરદાર! આગળ વધશો નહિ." લોકોએ વિનયપૂર્વક જવાબ આપ્યો, "આપની ખબર જોવા પ્રેમપૂર્વક અમો અહીં આવ્યા છીએ. અમો આપના ચાહકો છીએ. ઓહ બુદ્ધિસાગર! આપની અક્કલ ઉપર ગાંડપણનો હુમલો કેવો! ભઠ્ઠીનો ધુમાડો સૂર્ય ઉપર કેવી રીતે પહોંચે?-અમારાથી આપ કંઈ છાનું રાખો

કહેવાય છે[1] કે અમુક સ્થળે એક અલ્લાહનો બંદો રહે છે એવી વાત કોઈએ તેમને કરી. હઝરત ઝૂન્નૂને તેમની ઝિયારત કરવાની ઇચ્છા કરી અને ત્યાં વિલંબ કર્યા વગર પહોંચ્યા. તેમણે તેમને એક ઝાડ ઉપર લટકતી હાલતમાં જોયા. તે કહી રહ્યા હતા કે, "ઓહ શરીર! તું મને ઇબાદતમાં મદદ કર, નહિ તો તને હું આવા કષ્ટમાં જ રાખીશ અને તેથી આખરે તું ભૂખથી મરી જશે." હઝરત ઝૂન્નૂને આ સાંભળી કલ્પાંત કરી રોવા માંડ્યું. ત્યારે અવાજ સાંભળી તે બોલ્યા, "એ કોણ છે? એ રહેમ કરનાર કોણ છે? એ (શરીર)ને તો શરમ નથી. એનો ગુનો મોટો છે." તે પછી હઝરત ઝૂન્નૂન તેમની નજીક ગયા અને સલામ કરી પૂછવા લાગ્યા, "આવી સ્થિતિ

નહિ. અમને જે હોય તે કહો. અમો આપના હિતેચ્છુ છીએ. અમારી સાથે આવું કરો નહિ. મિત્રોને દૂર નહિ રાખવા જોઈએ. ઓહ ચાહ! છાની વાત ખુલ્લી કરો! ઓહ ચંદ્રમા! વાદળાંમાં મોં સંતાડો નહિ. અમે બને દુનિયામાં ફક્ત તમારી સાથે જ દિલ જોડયું છે. આપની વાત સંતાડો નહિ. જિંદગીનો અંત આણવાનો વિચાર કરો નહિ."

આ બધું સાંભળ્યું ત્યારે ઝૂન્નૂનને અજમાયશ કરવા સિવાય છુટકારો જણાયો નહિ. પ્રથમ તો તેમણે હલકી ગાળો આપવાનું શરૂ કર્યું અને દીવાનાની જેમ અમ્મો ચચ્ચો બકવા લાગ્યા. તે પછી પથ્થર, લાકડી જે કંઈ હાથમાં આવ્યું તે તેમણે ફેંકવા માંડ્યું. આથી બધાએ ડરને લઈને ભાગવા માંડ્યું. ત્યારે ઝૂન્નૂને ખડખડ હસી પડી માથું હલાવ્યું અને એક દરવેશને કહ્યું, 'આ મારા ચાહકો તો જુઓ. એ કયાના દોસ્તો? દોસ્તને તો દોસ્ત તરફથી આવતી તકલીફ જાન જેવી વહાલી લાગવી જોઈએ. દોસ્તી અને મોહબ્બત તો સોના સમાન છે અને તકલીફ આગ બરાબર છે. શુદ્ધ સોનું આગમાં સુંદર રંગ પકડે છે અને મિશ્રણ વગર રહે છે.'

[મસ્નવી, દફતર ૨, પૃ. ૩૨૨-૨૬]

મુલ્લા નૂરુદ્દીન જામીએ બહારિસ્તાનમાં ટૂંકમાં આવી વાત હઝરત શિબ્લી નામના સૂફી માટે લખી છે.

૧. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરતુલઔલિયા, ભા. ૧, પૃ. ૧૧૪-૧૧૫

કેમ?" તેમણે જવાબમાં જણાવ્યું, "આ શરીરે હક્ક તા'લાની ઇબાદતમાં મને મદદ કરી નહિ અને લોકોમાં ભળવાની એ ઇચ્છા રાખ્યા કરે છે." હઝરત ઝૂન્નૂને કહ્યું, "મેં તો એમ માન્યું કે તમે કોઈ મુસલમાનનું ખૂન કર્યું છે અથવા તો કોઈ અન્ય મહાન ગુનો કર્યો છે." અલ્લાહના બંદાએ કહ્યું, "ના, તેમ નથી." હઝરત ઝૂન્નૂને કહ્યું, "તમે તો મહાન પવિત્ર પુરુષ છો." ત્યારે તે બોલ્યા, "પવિત્ર પુરુષ જોવો હોય તો આ પહાડ ઉપર જાઓ." એટલે હઝરત ઝૂન્નૂન તે પહાડ ઉપર ચઢયા. ત્યાં એક જુવાન માણસને તેમણે જોયો. તેણે એક પગ ઇબાદતખાનાના ઉંબરની અંદર રાખ્યો હતો અને બીજો કાપીને બહાર મૂકયો હતો. તે ઉપર કીડા ફરતા હતા. તેની પાસે જઈ તેમણે તેને સલામ કરી અને પરિસ્થિતિ અંગે પૂછપરછ કરી. તેમણે કહ્યું, "એક દિવસ આ ઇબાદતખાનામાં હું બેઠો હતો ત્યારે એક સ્ત્રી પસાર થઈ રહી હતી. મારું દિલ તે તરફ જવા લલચાયું. જેવો જ હું ઇબાદતખાનાની બહાર પગ મૂકવા જતો હતો તેવો જ મેં ગેબી અવાજ સાંભળ્યો, 'અરે! આબિદ! તને જરા શરમ પણ આવતી નથી? ત્રીસ વરસથી તું અલ્લાહની ઇબાદત કરે છે અને આબિદ તરીકે ઓળખાય છે તેમ છતાં અત્યારે તું સેતાનના ફંદામાં ફસાવા જાય છે?' આ અવાજ સાંભળી મારું શરીર કંપી ઊઠયું અને જે પગ ઇબાદતખાનાની બહાર મૂકયો હતો તેને મેં તુરત જ કાપી નાખ્યો. તે સમયથી અત્યાર પર્યંત હું આ સ્થાને જ બેઠો છું અને જોઉં છું કે હવે શું થાય છે; પરંતુ કહો કે મારા જેવા પાપીની પાસે તમે શા માટે આવ્યા છો? જો તમારે અલ્લાહની ઇબાદતમાં લીનતા સેવતા માણસનાં દર્શન કરવાં હોય તો પેલા પહાડ ઉપર જાઓ અને જુઓ."

એ પહાડ ઘણો ઊંચો હતો. હઝરત ઝૂન્નૂન તે ઉપર ચઢી શકયા નહિ, આથી પેલા આબિદ પાસે પાછા આવીને તેમણે વિનંતિ કરી કે "મારાથી ત્યાં જઈ શકાયું નહિ; ત્યાં રહેતા આબિદ વિશેની

હકીકત આપ જ મહેરબાની કરીને કહોને."

તેમણે કહ્યું કે "એ પહાડ ઉપર લાંબા સમયથી એક બુઝુર્ગ રિયાઝત કરે છે." એક દિવસ તેમની પાસે આવી કોઈએ કહ્યું, "જો માણસ વેપાર ધંધો કરી ધન ઉત્પન્ન ન કરે તો તેનો નિર્વાહ ચાલી શકે નહિ. ઉદ્યમ ઉપર જ માણસના ગુજરાનનો આધાર છે; ફક્ત અલ્લાહના અનુગ્રહ ઉપર નહિ."

આ વાત સાંભળીને તે બુઝુર્ગે પ્રતિજ્ઞા કરી કે "આજથી હું મનુષ્યે ઉત્પન્ન કરેલી વસ્તુનો ઉપભોગ કરીશ નહિ." આને લઈને કેટલાક દિવસ સુધી તો તેમણે કંઈજ ખાધું નહિ; પછી રહેમાન અને રહીમ અલ્લાહે મધમાખીઓને મધપૂડા સાથે તેમની પાસે મોકલી છે અને એ મધ આપી આપીને તેમનું પોષણ કરે છે."

હઝરત ઝુન્નૂન કહે છે કે "આ હકીકત સાંભળીને મારું હૈયું પીગળી ગયું અને મને વિશ્વાસ બંધાયો કે જેઓ અલ્લાહ ઉપર તવક્કુલ (વિશ્વાસ) રાખે છે તેમનો નિર્વાહ તે અવશ્ય કરે છે. હું પાછો આવતો હતો ત્યારે માર્ગમાં મને તવક્કુલ બાબતનો અનુભવ પણ થયો. એક આંધળા પક્ષીને ઝાડ ઉપરથી નીચે આવતું મેં જોયું. ત્યાં થોભી જઈને મેં તેની ચેષ્ટા નિહાળી. તેણે ભોંય ઉપર ઊતરીને ચાંચ વડે ભૂમિ ખોતરી. તેને માટી નીચેથી અનાજના દાણા મળ્યા અને નજીકમાં પાણી પણ મળી ગયું. આ જોઈ અલ્લાહ ઉપરના મારા તવક્કુલમાં દૃઢતા આવી અને ઘર છોડી હું ચાલી નીકળ્યો."

મુલ્લા નૂરુદ્દીન જામી[1]એ હઝરત ઝુન્નૂનની ઘણી કરામતો વર્ણવી છે. હઝરત રાબિઆએ જે પ્રેમનો આનંદ અનુભવ્યો હતો તેને હઝરત ઝુન્નૂને પ્રથમ પ્રદર્શિત કર્યો. ઇલ્મ[2] અને મારિફતનો ભેદ સમજાવી તેમણે પ્રેમને મારિફતના પ્રકાર તરીકે સાબિત કર્યો.

---

૧. નફ્હાતુલ્ઉન્સ (હસ્તલિખિત)
૨. (અ.) અક્કલથી મેળવેલું અને અગાઉથી ઉતરી આવેલું જ્ઞાન

તેમના અભિપ્રાય મુજબ મારિફતનો સંબંધ પ્રેમ અને પ્રસન્નતા સાથે છે. તેમણે તોહીદનું પ્રકાશન કરી ઇસ્લામને પ્રેમ તરફ આગળ લીધો અને આધ્યાત્મિક બાબતો તસવ્વુફમાં દાખલ કરી. તેમણે વજ્દ, સમા, તોહીદ, કીમિયા વગેરે બાબતો ઉપર વિચાર કરી પ્રેમને સાધન તરીકે સિદ્ધ કર્યો.

લોકોને તેમના વિચારો ઇસ્લામ વિરુદ્ધ જણાયા તેથી તેમને મલામતી,[1] ઝિંદીક[2] વગેરે ઉપાધિઓથી નવાજ્યા અને તેમને

૧. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરતુલઔલિયા, ભા. ૧, પૃ. ૧૧૪

એ ફકીરોના એક ફિરકાનું નામ છે. કોઈ ઓળખી ન જાય તેમ કરવા માટે તેઓ છૂપી રીતે અલ્લાહની પ્રાર્થના કરે છે. તેમ કરવામાં તેઓ કોઈ એવી પદ્ધતિ અપનાવે છે કે જેને લઇને સામાન્ય લોકો તેમને મલામત કરે એટલે કે તેમનું સારું નરસું બોલે; પરંતુ તેમને એની કંઈ પણ પરવા હોતી નથી. સૂફીનું દિલ અલ્લાહ તરફ કેન્દ્રિત હોય છે; તે શરીઅતનું પણ પાલન કરે છે. મલામતીઓ ઇબાદત છુપાવવા કોશિશ કરે છે અને અલ્લાહ વિશેનો ભેદ ખુલ્લો કરતા રહે છે.

બિશ્ર બિન અલ્હારિસ (મૃ. ઈ. સ. ૮૪૧) શરૂઆતમાં એક લુચ્ચો લફંગો માણસ હતો અને લુટારુઓનો વડો હતો. તે પછી તેણે અલ્લાહનો અવાજ સાંભળ્યો. તેણે અન્યના અભિપ્રાયોની અવગણના કરવાના સિદ્ધાંતનો પ્રચાર કર્યો જે એક રીતે સૂફીમતની પ્રગતિનું પૂર્વ-ગામી ગણાય. તે કહેતો કે "તમારાં સત્કર્મોને તમારા દુષ્કર્મોના પડદામાં છુપાવો. જો કોઈ તમને ચોર માને તો તેમ થવાની કોશિશ કરો." (A. G. Arberry-Sufism, p. 40)

૨. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરતુલઔલિયા, ભા. ૧, પૃ. ૧૧૪

ઝન્દિક્ એ ઝન્દ + ઈકનું અરબીકરણ છે. ઝન્દ એ છંદે અવસ્તા (જરથોસ્તી મઝહબી પુસ્તક) ઉપરથી છે. ઈક તુચ્છકારદર્શક પ્રત્યય છે. એના અર્થ અવિહિત મત માનનાર, કાફિર, નાસ્તિક એવા કરવામાં આવે છે. 'બાહ્ય રીતે મુસલમાન દેખાય પરંતુ આચરણમાં અને આંતરિક રીતે ઇસ્લામની વિરુદ્ધનું વર્તન કરનારા' એવો પણ એનો અર્થ ઘટાવવામાં આવે છે.

કારાવાસની સજા મળી[1] અને અંતે પ્રાણદંડ થયો.

તેમનાં વચનોમાં છે કે "આરિફ જેમ અલ્લાહની નજીક જતો જાય છે તેમ તે વિશેષ નમ્ર થતો જાય છે;" "અલ્લાહે આધ્યાત્મિક પ્રકાશના સ્વરૂપે ચિત્તમાં પ્રગટ કરેલો વ્યાપાર તે મારિફત છે."

તેમને એક વખત કોઈએ પ્રશ્ન પૂછયો, "આપ અલ્લાહને કેવી રીતે ઓળખો છો!" ત્યારે તેમણે જવાબમાં જણાવ્યું, "હું તેને તેની મારફત ઓળખું છું." તેમણે એમ પણ કહ્યું કે "જેમ કોઈ અલ્લાહને વધારે ને વધારે ઓળખે છે તેમ તે તેનામાં વધારે ને વધારે ફના થતો જાય છે."

**અબૂ યઝીદ ઉર્ફે બાયઝીદ બિસ્તામી** (મૃ. ઈ. સ. ૮૭૪)

હઝરત બાયઝીદ બિસ્તામીનું પૂરું નામ અબૂ યઝીદ તૈફૂર બિન ઈસા હતું. ખુરાસાનમાં આવેલા બિસ્તામના તે વતની હતા. તેમના દાદા આદમે ઇસ્લામ મઝહબ અંગીકાર કર્યો હતો.

એક દિવસ એવું બન્યું[2] કે તે મકતબમાં બેસી કુરાને શરીફ પઢી રહ્યા હતા ત્યારે 'મારી અને માતા પિતાની સેવા કરો' એવું તેમના વાંચવામાં આવ્યું. તુરત જ તે મૌલવી આગળ તેનો અર્થ પૂછવા દોડી ગયા. તેમણે તેનો મર્મ વિસ્તારથી સમજાવ્યો તો ખરો, પરંતુ તેમના દિલને સંતોષ થયો નહિ. તેમણે મૌલવીને કહ્યું, 'મૌલવીજી! આપ રજા આપો તો હું મારી ઘેરે જાઉં; મારે મારી માતાને કંઈક કહેવાનું છે." મૌલવીએ રજા આપી. તેમણે ઘેરે જઈને તેમની માતાને કહ્યું, "હું આજે કુરાને શરીફ પઢી રહ્યો હતો તેમાં એક ઠેકાણે અલ્લાહે કહ્યું છે કે 'મારી અને માતા પિતાની સેવા કરો.'[3] મૌલવીજીએ અર્થ તો સમજાવ્યો, પરંતુ મર્મ મને હજુ સુધી ગળે ઊતર્યો નહિ; મને સમજાતું નથી કે બે અલ્લાહની સેવા એકી સાથે

1. Encyclopaedia of Islam
2. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરાતુલ્‌ઔલિયા, ભા. ૧, પૃ. ૧૪૫-૪૬
3. સૂર એ લુકમાનમાં એક આયત છે.

શી રીતે કરી શકાય. મને તો એમ લાગે છે કે તમે મને અલ્લાહ પાસેથી હંમેશ માટે માગી લો કે જેથી જિંદગીભર તમારો જ થઈને રહું; અને તેમ નહિ તો અલ્લાહના કાર્યમાં મને સમર્પણ કરો કે જેથી હું સંપૂર્ણ રીતે તેની ઇબાદત કરતો રહું." આ સાંભળી તેમની માતાએ કહ્યું, "હું તને અલ્લાહની ખિદમતમાં હંમેશ માટે અર્પણ કરું છું. મારી બાબતમાં હવે તારું કંઈજ કર્તવ્ય રહ્યું નથી. તારા ઉપરનો મારો તમામ હક હું આ ઘડીથી છોડી દઉં છું."

પોતાની માતાના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળી તેમણે પોતાનું વતન છોડી ચાલવા માંડ્યું અને જંગલમાં પહોંચી ત્યાં વાસો કર્યો; અન્ન અને નિદ્રા વિશે બેપરવા રહી કઠોર સાધનામાં ત્રીસ વરસ તેમણે ગાળ્યાં. તેમણે બધા મળી એકસો ત્રીસ જેટલા સંતોનો સહવાસ સેવ્યો હતો.

આદિ સૂફી-લેખકોમાંના એ એક હતા. તેમનાં લખેલાં પુસ્તકોનો ઇમામ ગઝ્ઝાલીએ ઉપયોગ કર્યો હતો; પરંતુ હવે તે રહ્યાં નથી. એ ફકીર હતા, ફિલસુફ હતા, શાયર હતા અને સૂફી હતા.

તેમને લઈને તસવ્વુફમાં અદ્વૈતની ભાવના દાખલ થઈ અને એ રીતે સૂફીઓ માટે એ શાહરાહ ખુલ્લો થયો. તેમણે અલ્લાહને સર્વવ્યાપક સાબિત કર્યો, તે જીવાત્માને પરમાત્માથી ભિન્ન સમજતા નહિ. એમાં તે રાબિઆથી એક કદમ આગળ વધ્યા, કારણ કે રાબિઆની બાબતમાં આશક અને માશૂક ભિન્ન માલૂમ પડે છે. હઝરત બાયઝીદના અભિપ્રાય મુજબ પરમાત્મા મારેનો જીવાત્માનો પ્રેમ પુરાણો છે. હઝરત મારૂફ કરખીએ જે ઇશ્ક અને સુક્રનો સંકેત કર્યો હતો તેની જ્યોતને બાયઝીદે પ્રગટાવી. તેમણે સ્થાપેલા તેફૂરિયા ફિરકાનો પાયો સુક્રની માન્યતા ઉપર જ ચણાયેલો છે. તે કહેતા કે "સુક્ર મનુષ્યને માનવગુણોથી દૂર રાખી ફના તરફ દોરે છે. ઇશ્કની હાલતમાં બાહ્ય કાર્યોનું કંઈ જ મહત્ત્વ નથી. સુક્ર એ માશૂક પ્રત્યેના ઇશ્કનો હુમલો છે. સાલિક માશૂકની ખૂબસૂરતી જુએ છે ત્યારે તેની

અંકલ ઇશ્કથી દબાઈ જાય છે અને અહંકાર એટલો ઓગળી જાય છે કે તેને દુન્યવી કાર્યો વિશેનું ભાન રહેતું નથી; તેનામાં ફનાની ભાવના પ્રબળ બની જાય છે.[૧] "

હઝરત બાયઝીદે કોઈને કહેતાં સાંભળ્યો કે "જે કોઈ અલ્લાહને ઓળખે છે અને તેની પરસ્તિશ કરતો નથી તેના વિશે મને અજાયબી ઊપજે છે." ત્યારે તેમણે કહ્યું, "જે કોઈ અલ્લાહને ઓળખે છે અને તેમ છતાં તેની પરસ્તિશ કરે છે તેની બાબતમાં મને અજાયબી ઊપજે છે."[૨] તેમનો કહેવાનો ભાવાર્થ એ હતો કે અલ્લાહની સાચી ઓળખ અલ્લાહમાં પોતાનું વ્યક્તિત્વ ફના કરી દેવું એમાં જ સમાયેલું છે. આ રીતે તે ફનાના[૩] સિદ્ધાંતની સમજ સ્પષ્ટતાથી દર્શાવી શક્યા હતા; એથી કરીને તસવ્વુફમાં ફનાનું સ્થાન મહત્ત્વનું થઈ ગયું.

કોઈએ એમને પ્રશ્ન કર્યો કે "અલ્લાહનું તખ્ત શું છે?" ત્યારે તેમણે જવાબમાં જણાવ્યું કે "હું અલ્લાહનું તખ્ત છું" વિશેષમાં તેમણે એ પણ કહ્યું કે "હું ઇબ્રાહીમ છું, હું મૂસા છું અને હું ઈસા છું. જે વસ્તુ સત્ તત્ત્વને મળી ગઈ છે તે અલ્લાહમા સમાઈ ગઈ છે અને તેથી તે અલ્લાહ છે."

તેમનાં વચનોમાં આ પણ છે કે 'સાચે જ હું અલ્લાહ છું; મારા સિવાય કોઈ અલ્લાહ નથી; તેથી મને ભજો.' જ્યારે તેમણે આ વચન વારંવાર ઉચ્ચાર્યું ત્યારે બાહ્યાચારી લોકો એ સહન કરી શક્યા નહિ અને સાત વખત લગાતાર તેમણે તેમને બિસ્તામમાથી કાઢી મૂક્યા; તેમ છતાં એક વખત તેમણે કહ્યું કે "મારે એનાથી પણ

૧. હઝરત શેખ અબુલહસન અલી હુજ્વીરી-કશ્ફુલમહજૂબ
૨. ફરીદૃદીન અત્તાર-તઝકિરતુલઓલિયા, ભા-૧, પૃ. ૧૫૫-૧૬૦
૩. ભારતના વતની અબૂ અલી અસસિદી તેમના મુર્શિદ હતા. તેમની પાસે એ ફનાનો સિદ્ધાંત શીખ્યા હતા. (R. Hartamann-Der Islam, vi, p. 43-John P. Brown-The Dervishes, p. 156 ના આધારે)

વિશેષ કહેવાનું છે; પરંતુ તે સાંભળવા તમારા કાન શક્તિમાન નથી; તેથી હું તમને નાની નાની બાબત[1] કહું છું "

તેમનાં વચનોમાં આવાં ઘણાં છે: " મારા ઝભ્ભા નીચે અલ્લાહ સિવાય કંઈ જ નથી. હું સાકી છું, હું શરાબ છું અને હું શરાબનું પાન કરનાર છું. " " તસવ્વુફનો અર્થ સુખ તજી દેવું અને દુઃખ અપનાવવું એવો થાય છે. " " અલ્લાહના આશકો ઉદાર, પ્રેમાળ અને નમ્ર હોય છે. "

## અબૂલહુસૈન નૂરી (મૃ. ઈ. સ. ૯૦૭)

હઝરત અબૂલહુસૈન નૂરીનો જન્મ બગદાદમાં થયો હતો. એ હઝરત જુનૈદ (મૃ૦ ઈ. સ. ૯૧૦) ના સાથી અને હઝરત સર્રી સકતીના મુરીદ હતા.[2] એમણે વિવિધ પ્રકારની રિયાઝત (તપશ્ચર્યા) કરી હતી.

'નૂર' શબ્દનો અર્થ 'જ્યોતિ' 'પ્રકાશ' 'તેજ' એવો થાય છે. એ નૂરી કેમ કહેવાના તે વિશે વિવિધ અભિપ્રાયો પ્રવર્તે છે. કેટલાક કહે છે કે રાત્રિ સમયે દરરોજ તેઓ ધર્મ–ચર્ચા કરતા; તે વખતે તેમના મુખની આસપાસ તેજનું કૂંડાળું દેખાતું અને તેમની ઝૂંપડી પણ ઝળહળી ઊઠતી. કેટલાક જણાવે છે કે જંગલમાં તેમની ઝૂંપડી હતી તેમાં આખી રાત્રિ બેસી રહીને તે ઇબાદત કરતા; તેમના પ્રભાવથી એ સમય દરમિયાન તેમની ઝૂંપડી ઉપર પણ અદ્‌ભુત પ્રકાશ ફેલાયેલો લોકોને નજરે પડતો.[3] પરંતુ કેટલાક એવું મંતવ્ય ધરાવે છે કે તેમની ચર્ચામા જ્ઞાન–જ્યોતિના આધ્યાત્મિક ગૂઢ તત્ત્વો શ્રોતાઓને પ્રાપ્ત થતાં, તેથી તે નૂરી કહેવાતા.

ફનામાં તે શ્રદ્ધા ધરાવતા. એ જ તેમનો મુખ્ય સિદ્ધાંત હતો.

---

૧. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરતુલ્ઓલિયા
૨. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરતુલ્ઓલિયા, ભા. ૨, પૃ. ૪૬
૩. " " " "

તે પોતાના કરતાં બીજાનું ભલું વિશેષ ચાહતા હતા.

તેમના મત મુજબ કુરાને શરીફમાં દર્શાવેલા ફક્ર અને સૂફીના ફક્રમાં ફેર છે. સૂફીના ફક્રમાં વિશેષતા છે; એમાં દુનિયાની તમામ મોજમઝાને તિલાંજલિ આપવાનું અને આધ્યાત્મિક દોલત પ્રાપ્ત કરવાનુ હોય છે.

તસવ્વુફ બાબતમાં તે કહેતા કે "એ કોઈ કાનૂન કે ઉસૂલ નથી, પરંતુ એ કંઈક કુદરતી છે. એ જો કોઈ કાનૂન હોત તો એમાં જે કંઈ સારું છે તે તેના સતત પાલનથી મેળવી શકાય અને એ જો કોઈ ઉસૂલ હોત તો અભ્યાસથી પ્રાપ્ત થાત.

તેમનાં વચનોમાં છે કે "અલ્લાહ તારાથી પોતાને છુપાવે તો કોઈ મુર્શિદ કે અન્ય કોઈનું માર્ગસૂચન તને તેના સુધી પહોચાડી શકે નહિ." "અલ્લાહની મારફત જ તમે અલ્લાહને ઓળખી શકો." "અક્કલ માર્ગદર્શક છે; પરંતુ એ મનુષ્યને હકીકત તરફ દોરવામાં લાચાર છે." "મેં તેના પ્રકાશ તરફ જોયું, તે તરફ જોવાનું ચાલુ જ રાખ્યું અને આખરે હુ પોતે પ્રકાશ થયો." "જેનો આત્મા ઇન્સાનિયતના તમામ મેલમાથી મુક્ત થઈ પવિત્ર બને છે તે જ સૂફી છે." "સૂફી દુન્યવી ચીજોનો માલિક નથી, તેમ તેમનો ગુલામ પણ નથી. કોઈ વસ્તુ તરફ તેની આસક્તિ નથી અને કોઈ વસ્તુની તેના તરફ આસક્તિ નથી." "શરીઅતનુ પાલન એ તસવ્વુફ નથી તેમજ કોઈ ઇલ્મ કે ફિલસૂફીનું જ્ઞાન એ પણ તસવ્વુફ નથી. એ તો નીતિની પરાકાષ્ઠા અને ચિત્તશુદ્ધિ છે. આઝાદી, હિંમત, વૈરાગ્ય અને ઉદારતાનો એના અર્થમા સમાવેશ થાય છે. ટૂંકમાં, દુનિયા પ્રત્યે દુશ્મની અને અલ્લાહ પ્રત્યે ઇશ્ક એ જ તસવ્વુફ છે."[1]

---

1. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરતુલ્ઓલિયા, ભા. ૨, પૃ. ૫૫ (નિકોલ્સન આવૃત્તિ)

જુનૈદ બગદાદી ( મૃ૦ ઈ. સ. ૯૧૦ )[1]

હઝરત અબૂલ્‌કાસિમ બિન મોહમ્મદ અલ્‌જુનૈદ બગદાદના મહાન સૂફી હતા. એ હઝરત બાયઝીદ બિસ્તામીના સમકાલીન હતા. એ ફકીહ હતા અને ફિલસૂફ હતા. એ સર્રી સક્તીના મુરીદ હતા અને એમના મુર્શિદની હયાતી દરમિયાન તસવ્વુફ ઉપર ચર્ચા કરવાની ના પાડતા; પરંતુ એક રાત્રિએ ખ્વાબમાં મોહમ્મદ પેગમ્બરે (સલ૦) તેમને કહ્યું કે "તમારા શબ્દો ઘણા માણસો માટે મુક્તિનું સાધન બનશે." એ પછી આ હુકમના પાલન માટે તેમણે એ વિષય ઉપર ભાષણ અને ચર્ચા કરવાનું શરૂ કર્યું.

હઝરત જુનૈદ બગદાદીએ તસવ્વુફની પદ્ધતિસરની વ્યવસ્થા કરી અને એ વિષયના જ્ઞાનમાં વૃદ્ધિ કરી. એ વિષય ઉપર તેમણે લેખો પણ લખ્યા. એ તાઉસુલ્‌ઉલમા ( ઉલમાઓનો મોર ) અને સૈયદુત્તાયફા ( મંડળીનો સરદાર )[2] નામે ઓળખાતા હતા, કારણ કે તે મહાન આલિમ, ફાઝિલ અને સમર્થ ફિલસૂફ હતા. મુલ્લાં અને ફકીરો તેમનું સન્માન અદ્યાપિ કરે છે. તેમનું વલણ શરીઅત તરફ વિશેષ હતું; તેથી જ તે કહેતા કે "અમારો તસવ્વુફ કુરાને શરીફ અને સુન્નત[3] સાથે મંકળાયેલો છે." હઝરત ઝૂન્નૂને દાખલ કરેલા મારિફતના સિદ્ધાંતમાં શરીઅત અને હકીકતનો ઉમેરો કરી તેમણે તસવ્વુફનો પ્રચાર કર્યો. ફનાના સિદ્ધાંતને વિશેષ પ્રસિદ્ધિ આપનાર એ હતા. તસવ્વુફની વ્યાખ્યા કરતાં તે જણાવે છે કે "અલ્લાહ તને તારા-

---

૧. જામી — નફહાતુલ્‌ઉન્સ ( પૃ. ૮૧-૮૫ ) માં એમના વિશે વિગતવાર હેવાલ છે.

૨. ફરીદુદ્દીન અત્તાર — તઝ્કિરતુલ્‌ ઓલિયા, ભા. ૨, પૃ. ૫

૩. જે બાબત મોહમ્મદ પેગમ્બરે (સલ૦) કહી હોય અને જે કાર્ય તેમણે કર્યું હોય તે

માંથી મારી નાખે છે અને તેનામાં જિવાડે છે." આમાં જ ફનાનો સિદ્ધાંત સમાયેલો છે.[1] પોતાનામાંથી મરવું એ ફના છે અને અલ્લાહ-માં જીવવું એ બકા છે.

એમણે સહ્વ ઉપર વિશેષ ધ્યાન આપ્યું. એમણે સ્થાપેલા જુનૈદિયા ફિરકાનો પાયો સહ્વની માન્યતા ઉપર રહેલો છે. સુક્રની અવસ્થાને તે મગજની અનિયમિતતા માનતા. સહ્વને તે નિયમિત આધ્યાત્મિક હાલત ગણતા.

એમનાં વચનોમાં છે કે "તસવ્વુફ મુજબ મનુષ્યે અલ્લાહમાં મરવું જોઈએ અને તે એટલે કે અલ્લાહના વડે જીવવું જોઈએ. અલ્લાહ સિવાયની વસ્તુને ત્યાગવી એવો તસવ્વુફનો અર્થ થાય છે. સૂફીની આંતરિક બાજૂ અલ્લાહ છે અને બાહ્ય બાજૂ ઇન્સાનિયત છે. અલ્લાહની સાથે એકાગ્ર થવાનું ધ્યાન ધરવું એ જ પરમ સુખ છે."

એમને કોઈએ સવાલ પૂછયો કે "અલ્લાહનો બંદો તેનો સાચો બંદો ક્યારે ગણી શકાય?" ત્યારે તેમણે જવાબ આપ્યો કે "તમામ ચીજોનું મૂળ અલ્લાહમાં છે, તેનામાં જ તે રહે છે અને આખરે તેનામાં પાછા જવાશે એ બાબતથી તેને સંતોષ થાય ત્યારે"

તસવ્વુફના ધ્યેય વિશેના વર્ણનમાં તેમણે કહ્યું, "નફ્સના વારંવાર થતા હુમલામાંથી ચિત્તને મુક્ત કરવું, મનુષ્ય સ્વભાવનો નાશ કરવો, રૂહાની સિફતો (એટલે કે આધ્યાત્મિક ગુણો) અપનાવવા, મારિફતની ઉચ્ચ કક્ષાએ પહોંચવું અને જે કંઈ સારું છે તે કરવું એ તસવ્વુફનું ધ્યેય છે."

---

૧. A. J. Arberry—Sufism, p. 58

જુનૈદ બગદાદી ( મૃ૦ ઈ. સ. ૯૧૦ )[1]

હઝરત અબૂલ્‌કાસિમ બિન મોહમ્મદ અલ્‌જુનૈદ બગદાદના મહાન સૂફી હતા. એ હઝરત બાયઝીદ બિસ્તામીના સમકાલીન હતા. એ ફકીહ હતા અને ફિલસૂફ હતા. એ સર્રી સક્તીના મુરીદ હતા અને એમના મુર્શિદની હયાતી દરમિયાન તસવ્વુફ ઉપર ચર્ચા કરવાની ના પાડતા; પરંતુ એક રાત્રિએ ખ્વાબમાં મોહમ્મદ પેગમ્બરે (સલ૦) તેમને કહ્યું કે "તમારા શબ્દો ઘણા માણસો માટે મુક્તિનું સાધન બનશે." એ પછી આ હુકમના પાલન માટે તેમણે એ વિષય ઉપર ભાષણ અને ચર્ચા કરવાનું શરૂ કર્યું.

હઝરત જુનૈદ બગદાદીએ તસવ્વુફની પદ્ધતિસરની વ્યવસ્થા કરી અને એ વિષયના જ્ઞાનમાં વૃદ્ધિ કરી. એ વિષય ઉપર તેમણે લેખો પણ લખ્યા. એ તાઉસુલ્‌ઉલમા ( ઉલમાઓનો મોર ) અને સૈયદુત્તાયફા ( મંડળીનો સરદાર )[2] નામે ઓળખાતા હતા, કારણ કે તે મહાન આલિમ, ફાઝિલ અને સમર્થ ફિલસૂફ હતા. મુલ્લાં અને ફકીરો તેમનું સન્માન અદ્યાપિ કરે છે. તેમનું વલણ શરીઅત તરફ વિશેષ હતું; તેથી જ તે કહેતા કે "અમારો તસવ્વુફ કુરાને શરીફ અને સુન્નત[3] સાથે સંકળાયેલો છે." હઝરત ઝૂન્નૂને દાખલ કરેલા મારિફતના સિદ્ધાંતમાં શરીઅત અને હકીકતનો ઉમેરો કરી તેમણે તસવ્વુફનો પ્રચાર કર્યો. ફનાના સિદ્ધાંતને વિશેષ પ્રસિદ્ધિ આપનાર એ હતા. તસવ્વુફની વ્યાખ્યા કરતાં તે જણાવે છે કે "અલ્લાહ તને તારા-

---

૧. જામી — નફહાતુલ્‌ઉન્સ ( પૃ. ૮૧-૮૫ ) માં એમના વિશે વિગતવાર હેવાલ છે.

૨. ફરીદુદ્દીન અત્તાર — તઝ્‌કિરતુલ્‌ ઓલિયા, ભા. ૨, પૃ. ૫

૩. જે બાબત મોહમ્મદ પેગમ્બરે (સલ૦) કહી હોય અને જે કાર્ય તેમણે કર્યું હોય તે

માંથી મારી નાખે છે અને તેનામાં જિવાડે છે." આમાં જ ફનાનો સિદ્ધાંત સમાયેલો છે.[1] પોતાનામાંથી મરવું એ ફના છે અને અલ્લાહમાં જીવવું એ બકા છે.

એમણે સહ્વ ઉપર વિશેષ ધ્યાન આપ્યું. એમણે સ્થાપેલા જુનૈદિયા ફિરકાનો પાયો સહ્વની માન્યતા ઉપર રહેલો છે. સુક્રની અવસ્થાને તે મગજની અનિયમિતતા માનતા. સહ્વને તે નિયમિત આધ્યાત્મિક હાલત ગણતા.

એમનાં વચનોમાં છે કે "તસવ્વુફ મુજબ મનુષ્યે અલ્લાહમાં મરવું જોઈએ અને તે એટલે કે અલ્લાહના વડે જીવવું જોઈએ. અલ્લાહ સિવાયની વસ્તુને ત્યાગવી એવો તસવ્વુફનો અર્થ થાય છે. સૂફીની આંતરિક બાજૂ અલ્લાહ છે અને બાહ્ય બાજૂ ઇન્સાનિયત છે. અલ્લાહની સાથે એકાગ્ર થવાનું ધ્યાન ધરવું એ જ પરમ સુખ છે."

એમને કોઈએ સવાલ પૂછ્યો કે "અલ્લાહનો બંદો તેનો સાચો બંદો ક્યારે ગણી શકાય?" ત્યારે તેમણે જવાબ આપ્યો કે "તમામ ચીજોનું મૂળ અલ્લાહમાં છે, તેનામાં જ તે રહે છે અને આખરે તેનામાં પાછા જવાશે એ બાબતથી તેને સંતોષ થાય ત્યારે"

તસવ્વુફના ધ્યેય વિશેના વર્ણનમાં તેમણે કહ્યું, "નફસના વારંવાર થતા હુમલામાંથી ચિત્તને મુક્ત કરવું, મનુષ્ય સ્વભાવનો નાશ કરવો, રૂહાની સિફતો (એટલે કે આધ્યાત્મિક ગુણો) અપનાવવા, મારિફતની ઉચ્ચ કક્ષાએ પહોંચવું અને જે કંઈ સારું છે તે કરવું એ તસવ્વુફનું ધ્યેય છે."

---

૧. A. J. Arberry—Sufism, p. 58

મન્સૂર હુલ્લાજ (મૃ ઈ સ ૯૨૨)

સૂફી મહાત્મા હઝરત અબુલ્હુસૈન બિન મનસૂર અલ્‌હલ્લાજનું[1] નામ તો જગમશહૂર છે ગુજરાતી સાહિત્યરાગો પણ તસવ્વુફની એમની સેવાથી વાકેફ છે એ સત્યની બાબતમા નીડર, તસવ્વુફના પ્રાણ, વહ્‌દતુલ્‌વુજૂદના સિદ્ધાંતમા પૂરતી ફનાગ અને શહીદોના આદર્શ રૂપ હતા. એ ઈમાની હતા એમણે ફિલસૂફીનો અભ્યાસ કર્યો હતો અને તસવ્વુફ વિશેની તેમની માન્યતાઓ સ્પષ્ટ હતી. ઉત્તમ વક્તા હતા. લોકોને માન્ય હોય યા નહિ, મુસાફરી કરતા ગયા અને ઉપદેશો પોકારતા રહ્યા. પછી ભલેને એક ઉર્દૂ શાયરે કહ્યું તેમ .

असर करे न करे सुन तो ले मेरी फरियाद,
नहि है दाद का तालिब यह बन्दए आज़ाद।

મુસાફરી દરમિયાન ભારતવર્ષમાં પણ એ આવ્યા હતા.[2] આખરે એ બગદાદ પહોંચ્યા પોતાની ‘હાલ’ અવસ્થામા જાહેરમા વારંવાર ઉચ્ચારેલા અનલ્‌હક્‌[3]નો પોકાર ચુસ્ત મઝહબી ક્રિયાકાંડી લોકો સહન

---

૧. એમનું પૂરુ નામ અબુલ્હુસૈન બિન મનસૂર અલ્‌હલ્લાજ હતુ તેમનું મૂળ નામ હુસૈન હતુ અને તેમના પિતાનુ નામ મન્સૂર હતુ ગુજરાતીઓની પેઠે અરબીમા નામ પ્રથમ અને પછી બાપનુ નામ આવે છે, પરંતુ હુસૈનની બાબતમા તેમના પિતાના નામનો જ ઉપયોગ તેમને પોતાને માટે થાય છે. અરબીમા ટૂંકમા બોલતુ હોય તો ઇબ્ન મન્સૂર કહેવાય છે. તે ઉપરથી બીજી ભાષાઓમા તેનું પણ ટૂંકુ રૂપ મન્સૂર થઈ ગયુ,

૨. A. M. A. Sbushtery—Outlines of Islamic Culture, Vol. II, p. 467
E. G. Browne—A Literary History of Persia, Vol. I, p. 431

૩. અર્થાત્ ‘હુ સત્ (એટલે કે અલ્લાહ) છું’

કરી શક્યા નહિ.[1] ખલીફા અલ્‌મુક્તદિર બિલ્લાહ (ઈ. સ. ૯૦૭–૯૩૨)ના દરબારમાં એવા કેટલાક લાગવગ ધરાવનાર લોકોના ક્રૂર વલણને લઈને એમને મહાન કષ્ટો ઉઠાવવાં પડયાં. બન્યું એવું કે જનતા ઉપર એમણે ઘણો જ પ્રભાવ પાડી દીધો હતો. અમલદારો પણ એમની રીતિનીતિથી અંજાઈ ગયા હતા. બધા જ એમ માનતા થઈ ગયા હતા કે એ મરેલાને પણ જીવંત કરે છે અને ધારે તે કરી શકે છે. એમના ચમત્કારો વગેરે વિશે સાંભળી વઝીર હામિદના દિલમાં પણ ભય પેઠો કે એ શુંનું શું કરી નાખશે. પરિણામે એમને દેહાંત દંડની સજા મળી. એમને સજાના અમલના સ્થળ ઉપર લાવવામાં આવ્યા ત્યારે ભેગા થયેલા લોકો તરફ તેમણે મોં ફેરવ્યું[2] અને અલ્લાહની ઇબાદત કરી. તે પછી અંતમાં તે બોલ્યા, "ઓહ અલ્લાહ! આ તારા બંદાઓ તારા મઝહબના ઝનૂનને લઈને તારી કૃપા પ્રાપ્ત કરવાને મને મારી નાખવા એકઠા થયા છે. તેમને તું માફ કરજે; તેમના ઉપર રેહમત કરજે, કારણ કે વસ્તુતઃ ભેદ તો તેં મારી આગળ ખોલ્યો છે; તે જો તેં તેમની આગળ ખોલ્યો હોત તો તેમણે જે કર્યું છે તે તેઓ ન કરત; અને જે તેં તેમનાથી છૂપું રાખ્યું છે તે તેં મારાથી પણ છૂપું રાખ્યું હોત તો આ કષ્ટ મારે સહન કરવાનું ન રહેત. ખેર! જે તું કરે છે તેમાં તારો મહિમા છે અને જે તું ઇચ્છે છે તેમાં

૧. તેઓ માનતા હતા કે મનુષ્ય ખુદા કેવી રીતે થઈ શકે? ઇસ્લામ મુજબ તો અલ્લાહ સિવાય બીજો અલ્લાહ નથી. આથી એમનો આ મંત્ર કુફ્ર યાને નાસ્તિકતાનો ગણાયો. એમણે એવા સત્યનો આ પોકાર કર્યો કે તેમાં ધાર્મિક, રાજકીય અને સામાજિક અધાધુંધી ફેલાવાનો ભય રાજદ્વારી લોકોને લાગ્યો.

૨. એમને દેહાંત દંડ દેવામાં આવ્યો તે વિશે નીચેનો ઉર્દૂ શેર મશહૂર છે:
चढ़ा मन्सूर सूली पर पुकारा अिश्क़बाज़ों को,
यह उसके बाम*का ज़ीनह× है, आय जिसका जी चाहे ।
*અટારી  ×સીડી

તારી મોટાઈ છે."[1]

તે પછી તેમનો દેહાંત ક્રૂર[2] રીતે કરવામાં આવ્યો હતો.[3]

હઝરત હુસૈન મન્સૂર હલ્લાજ પોતાના સિદ્ધાંતોના પ્રચારના આરોપને લઈને કેદી અવસ્થામાં[4] યાતનાઓ વેઠી રહ્યા હતા ત્યારે હઝરત જુનૈદ બગદાદી તેમના મુર્શિદ હોવા છતાં મુક્ત હતા. હઝરત જુનૈદ પણ કહેતા કે "અમારા બંનેના મતમાં વિભિન્નતા નથી;[5] પરંતુ હલ્લાજને સજા થવાનું કારણ તેનાં તર્ક અને ગુહ્ય વિદ્યાનું પ્રકાશન છે." તે પોતે સમય ઓળખી સાવધાન રહેતા, ગુહ્ય વિદ્યાનો બોધ તે ગુપ્ત રીતે આપતા, અને બાહ્ય રૂપે તો તે ચુસ્ત મઝહબી મુસલમાન તરીકે જ રહેતા હતા. મન્સૂર અત્યંત ભક્તિભાવવાળા મસ્ત પુરુષ હતા અને સદા અલ્લાહના વિરહાગ્નિથી વ્યાકુળ રહેતા. તેમની દૃષ્ટિએ અન્ય સત્તાનું ભાન પણ રહે નહિ એવી રીતે સૂફીએ અલ્લાહમાં નિરત રહેવું જોઈએ.

---

૧. The Legacy of Islam (edited by Sir Thomas Arnold and Alfred Guillaume)માં "Mysticism" by R. A. Nicholson, p. 217

૨. ફરીદુદ્દીન અત્તાર-તઝકિરતુલ્‌ઔલિયા, ભા૦ ૨, પૃ. ૧૪૪

૩. તેમને એક હજાર કોરડા મારવામાં આવ્યા. તે પછી તેમનાં હાથ, પગ અને શિર કાપી નાખવામાં આવ્યાં. તે પછી તેમને મારી નાખી તેમની લાશ બાળવામાં આવી.

E. G. Browne–A Literary History of Persia, Vol. I, p. 430

૪. તેમને આઠ વરસ, સાત મહિના અને આઠ દિવસ જેટલો સમય દેહાંત પર્યંત કેદમાં રહેવું પડ્યું હતું.

E. G. Browne—A Literary History of Persia, Vol. I, p. 432

૫. Khan Saheb Khajah Khan—Studies in Tasawwuf, p. 132 (Madras, 1923)

આત્મા અને પરમાત્મા તેમજ સૂફી અને અલ્લાહની મીમાંસામાં હઝરત મનસૂર હલ્લાજે નાસૂત અને લાહૂતની કલ્પના કરી હતી એમા મનુષ્યની દૈહિક અને પવિત્ર પ્રકૃતિનો સમાવેશ થાય છે આ પ્રકારની કલ્પનાથી તેમને પોતાના મતના પ્રતિપાદન માટે પૂરી સહાયતા મળી હતી

તેમનો अनल्हक्क તસવ્વુફની પરાકાષ્ઠા છે, એટલું જ નહિ, પરમગતિ પણ છે તેમની એ ઘોષણાએ આગળ ચાલતા તસવ્વુફમા સાચુ માર્ગદર્શન કર્યું ખરેખર! હઝરત મન્સૂર હલ્લાજના આવિર્ભાવથી તસવ્વુફ સફળ થયો તેમણે ઇશ્કને પરમાત્માના સત્ત્વનો સાર સિદ્ધ કર્યો

વૈદક, કીમિયાગરી અને જાદૂમા એ નિષ્ણાત હતા એમ કહેવાય છે[1]

એમના ચમત્કારો મશહૂર છે જે ઓરડામાં તે બેસતા તે ઓરડો ભરાઈ જાય એટલું તેમનુ શરીર તે ફૂલવી શકતા એક વાર તેમની સામે ઊભેલા લોકો આગળ તેમણે ફળો આણી મૂકયા જેવા જ તેઓએ લીધા તેવા જ તેમના હાથમા તે છાણુ થઈ ગયા ખલીફા મુક્તદિર બિલ્લાહના અવમાન પામેલા પોપટને તેમણે જીવતો કર્યો હતો, આથી ખલીફા તેમનાથી ઘણો જ પ્રભાવિત હતો તેમણે આ કારણથી દેહાતની સજાનો અમલ રદ કરાવવા પણ કોશિશ કરી હતી

× × × ×

હિજરી ત્રીજી ( ઈ સ ૮૧૬-૯૧૨ ) સદીમાં મજકૂર હઝરત ઝૂન્નૂન મિસરી, હઝરત બાયઝીદ બિસ્તામી, હઝરત સરી સકતી અને હઝરત મન્સૂર હલ્લાજ જેવા મહાન સૂફીઓનો જમાનો રહ્યો. તેમણે તસવ્વુફની ઇમારત ઊભી કરવાને ઈંટો ગોઠવી, હઝરત બાયઝીદ અને

---

1 E. G Browne—A Literary History of Persia, Vol I, p 430

હઝરત ઝૂન્નૂને પીરી મુરીદી ઉપર ઘણું લક્ષ્ય આપ્યું. જેનો પીર નથી તેનો ઇમામ શેતાન થાય છે એવી ઘોષણા હઝરત બાયઝીદે કરી. તેમણે તથા હઝરત ઝૂન્નૂને આવી રીતે તસવ્વુફનાં અંગોને પરિપુષ્ટ કરી ભક્તિના ઉન્માદને વ્યવસ્થિત કર્યો. તે ઉપરાંત તેમણે 'હાલ' અવસ્થા અને શરીઅત, તરીકત, મારિફત અને હકીકતના ચાર તબક્કાની સમજણ આપી.

હઝરત જુનૈદના સમયમાં યા તેમની થોડેક અગાઉ તસવ્વુફમાં એક વિશેષ રંગ દેખાતો હતો. સંત પુરુષોમાંનો સામાન્ય વર્ગ તો જેમ ચાલતું હતું તેમજ કરતો હતો, પરંતુ અમુક લોકો મોટી મોટી રિયાઝત ( તપશ્ચર્યા ) કરતા અને ઝિક્ર અને ફિક્રમાં સમય ગાળતા. તેઓ દુનિયાનો સંબંધ તોડી, જંગલ અને રણમાં એકાંતનો આસરો લેતા; ઘાસ અને પાંદડાં ઉપર પણ જીવન ગુજારતા; તેઓ નફસની છેતરપીંડી અને લુચ્ચાઈથી સારી પેઠે વાકેફ હતા. એમાંથી પોતાને બચાવવા દરેક રીતે મુજાહિદા કરતા. તેમની ઇબાદત ફક્ત ખુદાના ઇશ્કને લઈને હતી અને નહિ કે દોઝખના ડરથી. આથી તેમને કશ્ફ, મુશાહિદા અને ઇલ્હામના અનુભવ થતા ગયા. તેઓ સમા સાંભળી બેહોશ થતા, કપડાં ફાડતા અને અતિ જોશમાં આવી જઈ નાચતા પણ ખરા.[1]

## અબૂ બક્ર શિબ્લી (મૃ. ઈ. સ. ૯૪૫)

હઝરત અબૂ બક્ર શિબ્લીની જન્મભૂમિ બગદાદ હતી.[2] એ હઝરત જુનૈદના મુરીદ અને હઝરત હુસૈન મનસૂરના સહાધ્યાયી હતા. કઠણ રિયાઝત અને ઇબાદતમાં એ મશગૂલ રહેતા. એમણે ઘણા સંતપુરુષોનો સમાગમ સેવ્યો હતો. મઝહબી કિતાબોનું અધ્યયન કરવા ઉપરાંત

---

૧. શાહ વલીઉલ્લાહ દેહ્લવી — હમઆત
૨. ફરીદુદ્દીન અત્તાર — તઝ્કિરતુલ્ઔલિયા, ભા. ૨, પૃ. ૧૬૧ (નિકોલસન આવૃત્તિ)

તેમણે ગ્રંથો પણ રચ્યા હતા હઝરત મનસૂરની પેઠે એ પણ 'અનલ્હક્ક'નો ખુલ્લમખુલ્લો પોકાર કરતા રહેતા. એમને અણસમજુ લોકોએ ઘણી પીડા પહોંચાડી હતી તેમનો વધ કરવાના પણ ઘણા પ્રયત્નો થયા હતા

એમના જીવનનું પરિવર્તન આશ્ચર્યકારક રીતે થયું હતું બગદાદના ખલીફાના તાબામાં આવેલા દમાવન્દના એ અમીર હતા ખલીફાની આજ્ઞા મુજબ એક વાર દરબારમાં એ હાજર થયા, પરંતુ કોઈ કારણસર ગુસ્સે થયેલા ખલીફાએ એમની જાગીર પાછી લઈ લીધી આથી અપમાનિત થઈ એ પાછા ફર્યા કેટલાક દિવસ પછી ખલીફાએ એમને ફરીથી અમીરપદ આપ્યું અને ખિલત અર્પણ કરી હઝરત શિબ્લીએ એ કિંમતી વસ્ત્રોથી પોતાના મુખ અને નાક લૂછ્યાં એ જાણ ખલીફાને થઈ ત્યારે ફરીથી તેણે અમીરપદ લઈ લીધું આથી એ ખલીફા પાસે જઈ બોલ્યા, "જહાંપનાહ! આપ તો ઇન્સાન હોવા છતાં આપેલા વસ્ત્રોની અવગણના સહન કરી શકતા નથી તો પછી અલ્લાહે મને પ્રેમ અને તત્ત્વજ્ઞાનરૂપી અત્યંત કિંમતી વસ્તુઓ આપી છે, તેમની અવગણના કરીને કોઈ ઇન્સાનની તાબેદારી કબૂલ કરવા હું તૈયાર નથી"[1] આટલું બોલી એ દરબારમાંથી ચાલી નીકળ્યા અને ફકીરી અપનાવી

જ્યાં જ્યાં અલ્લાહનું નામ એ સાંભળતા ત્યાં ત્યાં એ સિજદો કરતા એક વાર એકાએક એમના કાન ઉપર અલૌકિક વાણી પડી કે 'શિબ્લી! તું હજુ કેટલો સમય નામ ઉપર આશક રહીશ? તું જો સાલિક જ હોય તો નામવાળા(અલ્લાહ)ની શોધ કર' આ વાણી સાંભળતા વેંત જ એમના દિલમાં અલ્લાહના ઇશ્કના મોજાં ઊછળવા લાગ્યાં અને અત્યંત બેકરાર થઈ એ નદીમાં કૂદી પડ્યા, પરંતુ ડૂબ્યા નહિ મોજાં દ્વારા કિનારે નીકળી આવ્યા તે

૧. ફરીદુદ્દીન અત્તાર—તઝકિરતુલઓલિયા, ભા ૨, પૃ. ૧૬૧ (નિકોલ્સન આવૃત્તિ)

પછી અલ્લાહ સાથેની જુદાઈ સહન ન થઈ શકવાથી એ સળગતા આતશમાં જઈ પડ્યા, પરંતુ ત્યાંથી પણ અલ્લાહની ઇચ્છાથી બચી ગયા. આવી રીતે એમની મહત્તા વધારનારા અનેક આકરા પ્રસંગો આવ્યા છતાં એમને કોઈ પણ જાતની હાનિ પહોંચી નહિ. અલ્લાહે એમની હિફાઝત કરી. ધીમે ધીમે એમની બેકરારી વધતી જ રહી અને તે હાલતમાં મોટે સાદે એ બોલતા રહેતા કે "અહો! જેનો વધ પાણી, અગ્નિ, હિંસક પશુઓ અને પહાડ પણ ન કરી શકે તેણે હવે શું કરવું?"

આના જવાબમાં એમણે અલૌકિક વાણી સાંભળી કે "જે આદમી અલ્લાહના ઇશ્કથી હણાયો છે તેને અન્ય ચીજ હણી શકતી નથી."

આ પછી એ 'અલ્લાહના ઇશ્કમાં એવા તો ઉન્મત્ત બની ગયા કે એમને દસ વાર તો સાંકળે બાંધવા પડ્યા, પરંતુ કોઈ રીતે શાંત થઈ શક્યા નહિ. પછી એમને પાગલખાનામાં મોકલવામાં આવ્યા. ત્યાં કેટલોક વખત રહ્યા. લોકો એમને જોઈ કહેતા કે "શિબ્લી ગાંડો થયો છે."

ત્યારે એ કહેતા કે "હા, હું તમારી નજરે ગાંડો છું અને મારી નજરે તમે દીવાના છો. અલ્લાહ કરેને મારી ગાંડાઈ વધે એવી મારી ઇચ્છા છે."[1]

સાધનાને માટે એ એક ખાઈમાં બેસતા અને પોતાના હાથમાં લાકડી રાખતા. સાધના કરતાં કરતાં જ્યારે આળસ આવતું ત્યારે લાકડી વડે પોતાના શરીર ઉપર ફટકા મારતા. ઘણી વાર આખી લાકડી ભાંગી જતી ત્યારે એ બન્ને હાથ અને બન્ને પગ ખાઈની બાજુઓ ઉપર પછાડતા.

---

૧. ફરીદુદ્દીન અત્તાર — તઝ્કિરતુલ્ઔલિયા, ભા. ૨, પૃ. ૧૬૪ (નિકોલ્સન આવૃત્તિ)

એક દિવસ એમણે કેટલાક વિષયાસક્ત ધનવાનોને જોયા. તેઓ મોજશોખમાં સમય પસાર કરતા હતા. આ જોઈને આર્તનાદ કરીને એ બોલ્યા કે "અફસોસ! અફસોસ! આ લોકોના જીવન માટે લાખો અફસોસ! એઓ અલ્લાહની યાદમાં આળસુ બનેલા છે, તેથી જ મલિન વિષયવાળો સંસાર એમને વળગી પડ્યો છે."

એમના વચનોમાં છે કે "દરેક વસ્તુમાંથી દિલની આઝાદી એ સાચી આઝાદી છે." "સૂફીઓ હકીકતના બાળકો છે." 'જન્મેલા જ ન હોય એવી રીતે સૂફીઓએ આ દુનિયામાં રહેવું જોઈએ"

## શેખ અબૂલ્‌હસન ખરકાની (મૃ. ઈ. સ. ૯૯૯)

હઝરત શેખ અબૂલ્‌હસન ખરકાની[1] અલ્લાહની શ્રદ્ધામાં અચળ,

---

૧. એમના વિશે જલાલુદ્દીન રૂમી નીચેની એક વાત તેમની મસ્નવીમાં કહે છે:

એક દરવેશ, અબૂલ્‌હસન ખરકાનીની ખ્યાતિ સાંભળી પહાડી જમીન અને લાંબી ખીણો વટાવીને ફક્ત સત્યનિષ્ઠાને લઈને જ શેખના દર્શન કરવા તાલિકાનથી ખરકાન ગયો. રસ્તામાં તે જવાનને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી. આખરે ધ્યેયના સ્થળે તે પહોંચ્યો. તેણે પેલા બાદશાહ હઝરત શેખનું ઘર તેણે મેળવેલી નિશાની મુજબ ખોળી કાઢ્યું. અતિશય આદરપૂર્વક બારણાની સાંકળ ખડખડાવી. એક સ્ત્રીએ બહાર ડોકિયું કરી પૂછ્યું: "તારે શું જોઈએ છે અરે ઓ?" તેણે જવાબ આપ્યો 'ઝિયારત કરવા આવ્યો છું". ત્યારે પેલી સ્ત્રીએ ખડખડ હસી પડી કહ્યું, "તારી દાઢી તો જો, આટલી લાંબી મુસાફરી અને આ પરેશાની તો જો. શું તારે ઘેર કામ ન હતું કે બેહૂદો અહીં આવ્યો છે? તને આ ભટકવાનું શું સૂઝ્યું? વતનથી કંટાળી ગયો હતો કે શું? ભૂતે તો તને નથી ભરમાવ્યો? તારે માટે શેતાને તો આ ફજેતીનું લાકડું ઊભું નથી કર્યું? તેણે તો મુસાફરી માટે તને નથી મોકલ્યો?" સ્ત્રીએ નહિ કહેવા જેવું આવું ઘણું કહ્યું. બહુ ગાળો તે બોલી અને મશ્કરી પણ કરી. પેલો મુરીદ ગમગીન થયો અને બેકરાર થયો. તેની આંખમાંથી આંસુ ટપકી પડ્યાં. તે બોલ્યો. "આ બધું હોવા છતાં તે મીઠું નામ ધરાવનાર બાદશાહ છે ક્યાં?" સ્ત્રીએ કહ્યું "એ તો પાખંડી, બહુરૂપિયો, મીઠાબોલો અને લુચ્ચો છે. તે મૂર્ખાઓને

તત્ત્વજ્ઞાનમાં ઊંડા અને અનેક મુરીદોના મુર્શિદ હતા. હંમેશાં

સપડાવનાર જાળ છે અને ઊંધે રસ્તે લઈ જનાર ફાંસો છે. તારા જેવા સેંકડો અને હજારો મૂર્ખાઓ તેને લઈને સેંકડો ધૃષ્ટતામાં પડ્યા છે. તું તેને ન મળે, સહીસલામત પાછો જાય અને તેના ચક્રમાં ન ફસાય તો તારે માટે બહેતર છે. તે બડાઈખોર, બેઆબરૂ અને ખાઉધરો છે. તેના નગારાનો અવાજ આજુબાજુ બધે પહોંચી ગયો છે.'' આમ ગાળોનો પ્રવાહ તેણે ચાલુ રાખ્યો. જવાને તેને મોટેથી એક બાંગ મારી અને કહ્યું, ''બસ! પવિત્ર મહાપુરુષોનો પ્રકાશ પૂર્વ અને પશ્ચિમમાં છવાઈ ગયો છે. એ જોઈ આશ્ચર્યચકિત થઈ આસમાને પણ નમન કર્યું છે. તારા જેવી ડાકણીની બેહૂદી વાતો આ સ્થળની ધરતી ઉપરથી કેવી રીતે મને કાઢી શકે? પવન જેવી ખાલી ઇચ્છાથી ખેંચાઈને હું વાદળાંની જેમ આવ્યો નથી કે તારી મૂર્ખાઈભરેલી વાતની ઊડતી ધૂળને લઈને હું ચાલ્યો જાઉં.''

તેણે પણ આવી થોડીક પ્રસાદી આપી. પછી દરેક જતા આવતા માણસને હઝરત શેખ વિશે તે પૂછવા લાગ્યો અને દરેક જગ્યાએ તેમની ઘણી શોધ કરવા મંડી પડ્યો. પછી કોઈએ તેને કહ્યું, ''તે સરદાર અને દોસ્ત પહાડી પ્રદેશમાં બાળવાનાં કાષ્ઠ લેવા ગયા છે.'' પેલો મુરીદ તરત જ હઝરત શેખનો વિચાર કરતો કરતો જંગલ તરફ નીકળ્યો. શેતાને તે ડાહ્યા માણસના દિલમાં વસવસો પેદા કર્યો કે ''હઝરત શેખ આવી સ્ત્રીને શા માટે પોતાની સાથે સહવાસી તરીકે ઘરમાં રાખે છે? આ વિરોધી તત્ત્વોનું પ્રેમરૂપી સમ્મિલન કેવી રીતે થઈ શકે?'' આમ વિચારતો તે અટકી ગયો કે તેમને માટે મારી આ ટીકા કુફ્ર અને વેરવૃત્તિ છે. એવામાં શેખ નામદાર શેર ઉપર સવાર થયેલા દૂર દેખાયા. ગર્જના કરતા શેર ઉપર બાળવાની કાઠી લાદેલી હતી અને એ પવિત્ર પુરુષ તે ઉપર બેઠા હતા. [illegible] ભયંકર સાપ શેરને હાંકવા હાથમાં રાખેલો હતો. મહાનો [illegible] દૂરથી જોતાં વેંત [illegible] નજીક પહોંચ્યા ત્યારે તેની સાથે [illegible] પછી એક [illegible] તેમણે કહ્યું કે [illegible] ભાર ન [illegible] મારા કામનો [illegible] શકે? [illegible] હું બાહ્ય [illegible] છે. ૨.

સાધનામાં શરીર અને મનને પરોવી રાખતા. એમણે સૂફીમતના મૂળ-તત્ત્વો અને નિયમોના પાલનની સમજણ આપે એવા ગ્રંથો પણ લખ્યા છે.

એક વખત સુલતાન મહમૂદ ગઝનવી ( ઈ. સ. ૯૯૭–૧૦૩૦ ) એમની મુલાકાત માટે ગયો. દરબારીએ આગળથી જઈને એમને ખબર આપી, પરંતુ એમણે કંઈ ધ્યાન આપ્યું નહિ. વજીર હસન મયમન્દીએ[1] કહ્યું, "હઝરત! કુરાને શરીફમાં છે કે 'અલ્લાહને તાબે રહો, રસૂલને તાબે રહો અને તમારામાં જેના હાથમાં હુકમ ( એટલે કે સત્તા ) છે તેને તાબે રહો.' સુલતાનના હાથમાં હુકમ છે તે ઉપરાંત તે ન્યાયી છે અને સદ્‌ગુણી છે." હઝરત શેખે જવાબમાં કહ્યું, "મને તો અત્યારે 'અલ્લાહને તાબે રહો'માંથી ફુરસદ નથી તો 'રસૂલને તાબે રહો' માં કેવી રીતે રોકાઉં અને 'સત્તા જેના હાથમાં છે' તેની તો પછી વાત જ શી?"[2].

તે પછી મહમૂદ ગઝનવીએ એકવાર તેમની પરીક્ષા કરવાની ઇચ્છા કરી. તેણે પોતાનો શાહી પોશાક અને ઝવેરાત પોતાના વિશ્વાસુ

આત્મા તેની શોધમાં રહે છે. અમે વાઢા હોઈએ કે પરિણીત એ કામવાસનાને લઈને નથી. અમારો આત્મા મોહરાની જેમ અલ્લાહના હાથમાં છે."

આ રીતે સૂફીઓનું ધ્યેય નફસને મારી ખુદા સાથે સંયોગ કરવાનું છે; આ શેર જેવા તો કેટલાએ શેરો ઉપર તેમને કાબૂ મેળવવાનો હોય છે. [ મસનવી, દફતર ૬, પૃ. ૫૦–૫૨, નવલકિશોર આવૃત્તિ ]

૧. તે હમ્ચ કાદિનો વિદ્વાન હતો. અરબી તેમ જ ફારસીમાં કાવ્ય રચતો. અઢાર વરસ સુધી તેણે વજીરપદ ભોગવ્યું. ત્યારપછી કોઈ કારણને લઈને સુલતાન મહમૂદે તેને બરતરફ કરી કાલિંજરના કિલ્લામાં કેદ કર્યો. તેર વરસ સુધી તે કેદી તરીકે રહ્યો સુલતાન મસઊદે (ઈ. સ. ૧૦૩૦–૧૦૪૦) તેને મુક્ત કરી પોતાનો વજીર બનાવ્યો ઈ. સ. ૧૦૩૦માં તેનું અવસાન થયું.

૨. શઅ્‌રુલ્‌અજમમાં મૌલાના શિબ્લી નુઅમાની—સવાનિહે મૌલવી રૂમી ( અમૃતસર )

સાથી અયાઝને પહોંચાડ્યા અને ૫ ૬ એક સાધારણ સિપાઈની વર્દી પહેરી અંગરક્ષક બની એકમે માશુમ સાથે અયાઝની પાછળ ચાલવા માંડયુ આ રીતે તેઓ હઝરત અબુલ્હસન ખરકાનીની ઝૂપડી પર્યંત આવ્યા અને બહારથી તેમને સલામ કરી. જવાબમા હઝરત અબુલ્હસને ઝૂપડીમાથી જ સલામ કરી અને કોઈ પણ પ્રકારનો સત્કાર કર્યો નહિ તેમણે થોડી વાર તો બનાવટી સુલતાન તથા તેના સિપાઈઓ તરફ ધ્યાનપૂર્વક નજર રાખી અને કોણ સુલતાન અને કોણ સિપાઈ હતો તે જાણી લીધુ સુલતાન મહમૂદે કહ્યુ, "હઝરત! આપે ઊભા થઈને સુલતાનનો સત્કાર કેમ નહિ કર્યો?" હઝરત અબુલ્હસન ખરકાની બોલ્યા કે "એ પ્રપંચ જાળ છે" મહમૂદ ગઝનવી બોલ્યો કે "ભલે પ્રપંચ જાળ હોય, પરંતુ શુ આપ એ પ્રપંચ જાળમા ફસાઈ એવા પક્ષી નથી?"

તે પછી હઝરતે સુલતાન મહમૂદ ગઝનવીનો હાથ પકડી કહ્યું કે "નજીક આવો" મહમૂદે નજીક જઈ પૂછ્યુ કે "શુ કહેવુ છે? બોલો" હઝરતે કહ્યુ કે "આ લોકોને દૂર ખસેડો" તે પછી તેઓ બને વાતચીત કરવા લાગ્યા તેથી સુલતાનને સતોષ થયો અને બોલ્યો કે "મને કંઈક ઉપદેશ આપો" હઝરતે કહ્યું, "અન્યાયના કાર્યોથી દૂર રહેજો, જમાતની સાથે નમાજ પઢજો અને લોકો ઉપર દયા રાખજો"

છૂટા પડતા અગાઉ સુલતાને એક હજાર સિક્કા હઝરત પાસે મૂકી તેમનો સ્વીકાર કરવા આગ્રહ કર્યો ત્યારે તેમણે પોતાના ખોરાકમાથી રોટલીનો એક ટુકડો સુલતાનની આગળ મૂકી કહ્યુ કે "આ ખાઓ" સુલતાને મોમાં મૂકી દાતથી તે ટુકડો ભાગવા અને ગળે ઉતારવા પ્રયત્નો કર્યા, પણ તે દાતો વડે તોડી શકાયો નહિ ત્યારે હઝરતે કહ્યુ કે "કેમ, ગળે ઊતરતો નથી?" સુલતાને કહ્યું કે "ના, બહુ જ કઠણ છે" હઝરતે કહ્યું, "ત્યારે તમે શુ એમ માનો

છો કે તમારા આ કડવું સિક્કાઓ મારે ગળે ઊતરશે? ના, ના, નહિ જ ઊતરે; માટે તે પાછા લઈ જાઓ." સુલતાન જવા ઊભો થયો ત્યારે હઝરતે પણ ઊભા થઈ તેના પ્રત્યે માન દર્શાવ્યું. આ જોઈ સુલતાન બોલ્યો કે "હઝરત! હું આવ્યો ત્યારે તો આપે મારા તરફ બેદરકારી બતાવી હતી, પણ હવે ઊભા થઈ આપે મને માન આપ્યું એનું શું કારણ?" હઝરત બોલ્યા કે "તું રાજગર્વથી અને મારી પરીક્ષા કરવાના મકસદથી આવ્યો હતો; પણ અત્યારે તુ દીનતા, પવિત્રતા અને ફકીરી વિચારો સાથે જાય છે. એ ફકીરીને માન આપવા હું ઊભો થયો છું."

એક વખત હઝરત અબૂલ્હસન પાસે એક માણસ આવ્યો અને બોલ્યો કે "લોકોને અલ્લાહ તરફ લઈ જવા સારુ મને સંમતિ આપો." હઝરતે કહ્યું કે "ભલે, તું લોકોને અલ્લાહ તરફ દોરી જજે; પણ તારા પોતાના તરફ દોરીશ નહિ." પેલો માણસ બોલ્યો કે, "હઝરત! એ કેમ બને? કોઈ પોતાના તરફ લોકોને દોરે ખરો?" હઝરતે જવાબ આપ્યો કે "હા! અલ્લાહ તરફ દોરવાને બદલે ઘણા ધર્માચાર્યો લોકોને પોતાના તરફ જ દોરે છે."

* * * *

હિજરી ચોથી (ઈ. સ. ૯૧૩–૧૦૦૯) સદીમાં શિબ્લી અને શેખ અબૂલ્હસન ખરકાની જેવા મહાન સૂફીઓ થયા. એ સમય દરમિયાન એક વિશેષ ફેરફાર તસવ્વુફમાં એ થયો કે અમુક ખાસ લોકોએ આંતરિક સ્થિતિ અને આંતરિક વર્તનને સુધારવાનું પોતાનું ધ્યેય બનાવ્યું. એઓમાં પણ જે મહાન અને મુખ્ય હતા તે ક્રિયા અને સ્થિતિની હદ વટાવી ફિક્ર એટલે કે ચિંતન પર્યંત પહોંચી ગયા. પરિણામે તેમની સામે ઝિક્ર એટલે કે ધ્યાનના દરવાજા ખૂલ્યા. તેમણે નરી આંખે જોઈ લીધું કે એક જ વ્યક્તિ ઉપર તમામ ચીજોની હસ્તીનો આધાર છે. ફિક્ર અને ઝિક્ર વડે આ સંત પુરુષો પોતાની

ચિંતન કરી લાહૂતમાં મગ્ન રહે છે. આ જ સૂફીઓની પરાકાષ્ઠા અને પરમગતિ છે.

હઝરત ઇમામ ગઝ્ઝાલીએ ઇસ્લામની જે મહાન સેવાઓ બજાવી તે માટે 'ઇમામ' અને 'હુજ્જતુલ્‌ઇસ્લામ'ના[1] ખિતાબો એમના ઉપર નવાજવામાં આવ્યા હતા.

વસ્તુતઃ એમણે તસવ્વુફની પ્રતિષ્ઠા સ્થિર કરી અને હઝરત જુનૈદનું કામ પૂરું કર્યું.

આમ છતાં સૂફીઓના ઇતિહાસમાં એમની ગણતરી સૂફી તરીકે નથી. બેશક! તે મુખ્યત્વે કરીને ધાર્મિક પુરુષ અને ફિલસૂફ હતા અને પછી સૂફી હતા. એમના અસંખ્ય મુરીદો એમની પાછળ ગાંડા જેવા હતા. ધર્મચુસ્તતાના મહાન પક્ષપાતી અને સૂફી રહસ્યવાદના ઉત્સાહી હિમાયતી તરીકે એમની ખ્યાતિ છે.

એમણે ૫૦૦થી[2] પણ વિશેષ પુસ્તકો લખ્યાં હતાં. તેમાં મોટે ભાગેનાં અરબી ભાષામાં અને કેટલાંક ફારસીમાં છે. તેમાંનું સૌથી મશહૂર પુસ્તક ઇહિયાઉલ્‌ઉલૂમિદ્દીન અરબીમાં છે અને તેનું સંક્ષિપ્ત સ્વરૂપ કિમિયાએ સા'દત ફારસીમાં છે. ઇહિયાઉલ્‌ઉલૂમ એટલું વ્યવસ્થિત અને વિગતવાળું છે કે એના વિશે કહેવામાં આવ્યું છે કે ઇસ્લામનાં બધાં પુસ્તકોનો નાશ થાય અને એ એક જ રહે તો બીજાંની જરૂરિયાત સાલે નહિ.[3]

---

૧. અર્થાત્ ઇસ્લામનું પ્રમાણ

૨. સંખ્યા વિશે વિવિધ અભિપ્રાયો છે. કેટલાક એ સંખ્યા ફક્ત ૯૯ની જણાવે છે

Claud Field—Persian Literature, p. 323

Thomas William Beale — Oriental Biographical Dictionery, 96

3. Claud Field — Persian Literature, p. 323

એમણે પ્રથમ તો તર્કશાસ્ત્ર અને ફિલસૂફીના વિષયો ઉપર પુસ્તકો લખી લોકોનાં મગજ તૈયાર કર્યાં હતાં અને પછી પોતાના સિદ્ધાંતો ઉપદેશો કરી તેમના દિમાગમાં ઠસાવ્યા હતા.

× × × ×

હિજરી પાંચમી ( ઇસ્વી અગિયારમી ) સદીમાં તસવ્વુફનો પ્રચાર વધ્યો. સૂફીઓના અનેક ખાનકાહો સ્થપાયા. હઝરત ઇમામ ગઝ્ઝાલી પંડે પણ એક ખાનકાહ સ્થાપતા ગયા. ખાનકાહોમાં વહ્દતુલવુજૂદનો ઉપદેશ કરવામાં આવતો, સંયમ ઉપર ભાર મૂકવામાં આવતો અને મુક્તિના એક માર્ગ તરીકે ઇશ્ક ( ભક્તિ–પ્રેમ ) અને શગલ ( યોગ )ને ગણવામાં આવતાં.

## શેખ મુહિયુદ્દીન અબ્દુલ્કાદિર ગીલાની (ઈ. સ. ૧૦૭૮–૧૧૬૬)

હઝરત શેખ મુહિયુદ્દીન અબૂ મોહમ્મદ અબ્દુલ્કાદિર ગીલાની[૧] મહાન અને મશહૂર સૂફીઓમાંના એક હતા. એમને સુલતાનુલ્-ઓલિયા ( અર્થાત્ વલીઓના સુલતાન ) અને પીરે દસ્તગીર (અર્થાત્ મદદગાર પીર) પણ કહેતા.[૨] એમની વિદ્વત્તા, પવિત્રતા અને શુદ્ધ રીતભાતને લઈને લોકોમાં એ અતિ પ્રિય હતા.

એમનો જન્મ ગીલાનમાં આવેલા એક નાનકડા ગામમાં થયો હતો. અઢાર વરસની વયે તે બગદાદ ગયા અને ત્યાં એમણે હંબલી કાનૂનોનો અભ્યાસ કર્યો. ત્યાં એમનામાં પરિવર્તન આવ્યું. ઈ. સ. ૧૦૯૫ થી ઈ. સ. ૧૧૨૭ સુધીના સમય દરમિયાનની એમના જીવન વિશેની વિગતો જાણવા મળતી નથી ફક્ત એટલું નોંધવામાં આવે છે કે એ ગાળામાં એમણે હજ કરી હતી અને લગ્ન કર્યું હતું. એમને

૧. એમનો જન્મ નૈફ નામના ગામમાં થયો હતો. એ ગીલાન જિલ્લામાં આવેલું છે. એ ઉપરથી એમનું નામ ગીલાની પડયું. ફારસીનો 'ગ' અરબીમાં 'જ' બોલાઈ છે તે ઉપરથી એ 'જીલાની' પણ કહેવાય છે.

૨. Beale—Oriental Biographical Dictionary

બધાં મળી ઓગણપચાસ બાળકો થયાં હતાં. તેમાંનું એક ઈ. સ. ૧૧૧૪-૧૫ માં જન્મ્યું હતું[૧]

ઈ. સ. ૧૧૨૭ માં, એમણે આમ જનતાને ઉપદેશ આપવાનું શરૂ કર્યું હતું. તે સાંભળવા લોકો આસપાસનાં સ્થળોથી આવી ભેગાં થતાં, કારણ કે એમના ચમત્કારો તેઓમાં હંમેશાં ચર્ચાનો વિષય રહેતો. એમનાં ઉપદેશોમાં અલ્લાહ તરફથી મળેલી સત્તા અનુસાર બોલતા હોવાનો એ દાવો કરતા[૨] શ્રોતાજનોની સંખ્યા ધીમે ધીમે વધતી રહી ઘણા યાહૂદીઓ અને ખ્રિસ્તીઓએ એમના ઉપદેશોની અસરને પરિણામે ઇસ્લામનો સ્વીકાર કર્યો અને ઘણા મુસલમાનોએ ઉચ્ચ આધ્યાત્મિક સ્થાન પ્રાપ્ત કર્યું. એમના પ્રશંસકો તરફથી એમના ઉપર ઘણી ભેટો આવતી. સાલિકો માટે એમના ખાનકાહના દરવાજા હંમેશાં ખુલ્લા રહેતા. ગૂંચવણભરેલા કાનૂની પ્રશ્નો દૈરદૈરથી ખુલાસા માટે એમની પાસે આવતા તેમના એ તાત્કાલિક જવાબ મોકલી આપતા. ખલીફાઓ અને વઝીરોને પણ આ બાબતમાં એમની સહાયની આવશ્યકતા રહેતી.

ઈ. સ. ૧૧૬૬માં એમનું અવસાન થયું. એમની દફનક્રિયા બગદાદમાં કરવામાં આવી. તે પછી તો એમના વ્યક્તિત્વનો પ્રભાવ લોકો ઉપર એટલો બધો પ્રચાર પામ્યો કે ઘણાં સ્થળોએ ખાનકાહોમાંના દરવેશો પોતાને કાદિરિયા પંથના કહેવડાવવા લાગ્યા અને એમને એ પંથના સ્થાપક તરીકે ગણવાં લાગ્યા એમના અંખ્યાબંધ મુરીદો હતા જેમાંના ઘણાખરા પાછળથી મહાન સૂફીઓ તરીકે ગણાયા. આ ફિરકાના મુરીદો ઇસ્લામી દુનિયાના ઘણા ભાગોમાં છે. એ ફિરકાનો પ્રચાર ભારતમાં વિશેષ થયો હતો. તેની અસર અદ્યાપિ મોજૂદ છે.

એ ફિરકાના ઉસૂલોનો પાયો કુરાને શરીફ અને હદીસ ઉપર રચાયેલો છે.

---

૧. Encyclopœdia of Islam, Vol. I

૨. Encyclopœdia of Islam, Vol. I

એમનાં ઘણાં લખાણો અને ઉપદેશોનો સંગ્રહ સાચવી રાખવામાં આવ્યો છે. ફિકહ વિષય ઉપરનું એમનું પુસ્તક અલ્‌ગુનિયહ લેતાલિબે તરીક્‌લ્‌હક્ક લાંબો સમય પર્યંત આદરપૂર્વક શીખવાતું રહ્યું. એમનું બહ્‌જતુલ્‌અસરાર નામનું પુસ્તક સૂફીમત ઉપર છે. મલ્‌ફૂઝાતે કાદિરી અરબીમાં છે અને તેનો તરજુમો મલ્‌ફૂઝાતે ગીલાની ફારસીમાં છે. ફુતૂહલ્‌ગૈબ નામના તેમના પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઉપદેશો છે.

એમનાં વચનોમાં છે કે "આ દુનિયાની યા બીજી દુનિયા મારેની બક્ષિસ એ સાલિક અને અલ્લાહ વચ્ચે પડદા સમાન છે. સાલિકના વિચારો માત્ર અલ્લાહ ઉપર કેન્દ્રિત હોવા જોઈએ."

**શેખ મુહ્યુદ્દીન બિન અરબી (ઈ. સ. ૧૧૬૫-૧૨૪૦)**

હઝરત શેખ મુહ્યુદ્દીન બિન અરબીનું પૂરું નામ અબૂ બક્ર મોહમ્મદ બિન અલી ઇબ્નુલ્‌અરબી[૧] હતું. એમની અશ્‌શેખુલ્‌અકબર (અર્થાત્ સર્વશ્રેષ્ઠ શેખ) ઉપાધિથી પણ એ ઓળખાય છે. મૂળ એ સ્પેનના વતની હતા. ઈ. સ. ૧૧૯૪માં ટ્યુનિસ પહોંચ્યા અને ત્યાં સૂફી સાધક થયા. આઠ વરસ પછી એમણે પૂર્વ તરફની મુસાફરી શરૂ કરી. તે દરમિયાન થોડો સમય મક્કામાં રહ્યા. તે પછી ઇરાક, શામ (સીરિયા) વગેરે પ્રદેશોમાં એમણે ભ્રમણ કર્યું. અંતે દમશ્કમાં એમનું અવસાન થયું.

એમના સમય દરમિયાન તસવ્વુફ તેની પરાકાષ્ઠાએ હતો.

હઝરત શેખ પોતે ઇલાહી રોશનીથી રોશન હોવાનું માનતા. એમના પ્રભાવથી તસવ્વુફની વ્યવસ્થામાં ફિલસૂફીનું તત્ત્વ વિશેષ રહેવા લાગ્યું. 'હમહ ઊસ્ત'નો સિદ્ધાંત તસવ્વુફમાં દાખલ કરનાર એ પ્રથમ હતા. એ માટે એમણે ઘોષણા કરી હતી કે એક જ સત્ય (અર્થાત્

૧. એમના વિશેની વિસ્તૃત વિગત માટે જુઓ

E. G. Browne—A Literary History of Persia, Vol. II pp. 497-705

જામી — નફ્‌હાતુલ્‌ઉન્સ, પૃ. ૬૩૩-૪૫

અલ્લાહ ) હોઈ શકે અને જે એકથી વધારે ગણાય તે તેનાં પ્રતિબિંબ છે. અલ્લાહના મહાન નામથી પડે વાકેફ હોવાનું અને કીમિયાનું જ્ઞાન મહેનત કરીને નહિ પણ ઇલ્હામથી મેળવ્યું હોવાનું તે જણાવતા.

એ દઢતાપૂર્વક કહેતા કે "પેગમ્બરો પણ વલીઓ છે, પરંતુ વલીના કરતાં પેગમ્બરનો દરજ્જો વિલાયત ( એટલે કે પવિત્રતા )માં વિશેષ ઊંચો છે. તમામ પેગમ્બરોમાં મોહમ્મદ ( સલ૦ )નો દરજ્જો તે પોતે નબીઓ ઉપર મહોર મારનાર હોવાને કારણે ઊંચો છે. એ રીતે વલીઓ ઉપર મહોર મારનાર પણ એક વ્યક્તિ છે જે મોહમ્મદ ( સલ૦ )ના આત્માનું પ્રકાશન છે. આ મહોર મારનાર આપણા સમયમાં જન્મ્યો છે. હું તેને મળ્યો છું અને તેના ઉપર જે: મહોર છે તેનું નિશાન મેં જોયું છે. હું વિલાયતની મહોર છું."[1]

એમના મંતવ્ય મુજબ આત્મદર્શન માટે અલ્લાહે વિશ્વ પેદા કર્યું, પરંતુ તેને તેમાં પોતાનું સ્વરૂપ ગોચર થયું નહિ તેથી તેણે આદમ (અલ૦)નું નિર્માણ કર્યું જે તેનું પ્રતિરૂપ હતો. એ ખ્વાબને મહત્ત્વ આપતા અને ખ્વાબમાં પેગમ્બર મોહમ્મદ (સલ૦) સાથે વાત કરતા હોવાનો[2] અને પેગમ્બર ખિઝ્ર પાસેથી ખિરકો મેળવ્યાનો દાવો કરતા. તે કહેતા કે ઇન્સાન પોતાની ઇચ્છાશક્તિથી ખ્વાબને સાચું પાડી શકે છે. અલ્લાહના બંદાએ ખ્વાબ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાની ઇચ્છા કરવી જોઈએ. આમ કરવાથી તે પોતાની કલ્પના ઉપર કાબૂ મેળવી શકે છે અને જેમ તે જાગ્રત અવસ્થામાં કાબૂ મેળવી શકે છે તેમ નિદ્રામાં પણ તેવું ધ્યાન કેન્દ્રિત કરી શકે છે. કેન્દ્રિત ધ્યાન સધાતાં તે સ્વાભાવિક થઈ જાય છે અને તેનો લાભ મળતો રહે છે.[3]

---

૧. A. J. Arberry—Sufism, p. 101
૨. Encyclopaedia of Islam, Vol. II
૩. E. G. Browne—A Literary History of the Persian Literature, Vol. II, p. 499

એમના સમયમાં સૂફીઓના વિચારોમાં વિશેષ વિસ્તૃતતા આવી. એમણે તસવ્વુફનાં મુખ્ય તત્ત્વો અને સત્ય અને અસત્ય ઉપર ખૂબ ચર્ચા કરી. આના પરિણામે ફિલસૂફીને લગતા વિષયોને પ્રોત્સાહન મળ્યું. એમણે લખ્યું પણ ઘણું. એમના જાણીતા ગ્રંથોની સંખ્યા ૧૪૦[1] જેટલી ગણાય છે. એમાં અલ્‌ફુતૂહાતુલ્‌મક્કિયહ નામનું પુસ્તક ૫૬૦ પ્રકરણનો મહાગ્રંથ છે. તે તસવ્વુફનો સર્વસંગ્રહ જેવો છે. એ પંડે શાયર હતા અને તરજુમાનુલ્‌અશ્‌વાક નામનો એમનો કાવ્યસંગ્રહ ઘણો પ્રખ્યાત છે. એની રચના વિશે કહેવાય છે કે ઈ. સ. ૧૨૦૧ માં ભ્રમણ દરમિયાન એ મક્કા પહોંચ્યા ત્યારે એમને એ શહેરની એક આલિમ અને ફાઝિલ ઓરત સાથે ઓળખાણ થઈ હતી. તે પછી ઈ. સ. ૧૨૧૪-૧૫ માં એમણે એક પુસ્તક લખ્યું તેમાં ઇશ્કના વિષય ઉપર એમની રચેલી શે'રો છે અને તેમાં એ પંડે તથા મક્કાની ઓરત વચ્ચેની મોહબ્બત વર્ણવી; પરંતુ બીજે જ વરસે તે ઉપર એમણે વિવરણ લખ્યું અને તેમાં એમણે તેમાં રહેલો અધ્યાત્મવાદ સમજાવ્યો. એમના ફુસૂસુલ્‌હિકમ નામના પુસ્તકમાં પણ તસવ્વુફનો વિષય જ ચર્ચવામાં આવ્યો છે. તેમાંની વિગતો ઉપરથી[2] એમના ઉપર હુલૂલ(પુનર્જન્મની માન્યતા) જેવા ગેરઇસ્લામી સિદ્ધાંતોના પ્રચારક અને ઝિન્દીક[3] હોવાના આક્ષેપ મૂકવામાં આવ્યા અને મિસરમાં એ કારણે એમનુ ખૂન કરવાને એમના ઉપર હુમલો થયો. એ પુસ્તકમાં ૨૭ પ્રકરણ છે. દરેક પ્રકરણનું નામ કોઈ એક પેગમ્બર ઉપરથી છે અને દરેકમાં તસવ્વુફના કોઈ એક પાસાની ખાસ છણાવટ છે.

---

૧. પરંતુ મુલ્લા નૂરૂદ્દીન જામી મુજબ એમણે ૫૦૦ પુસ્તકો લખ્યાં હતાં. એમનાં બાકી રહેલાં પુસ્તકોની અત્યારની ગણતરી બસો જેટલી જ છે. (A. J. Arberry, p. 97)

૨. R. A. Nicholson—The Metaphysics of Rumi (Preface)

૩. જે કુરાને શરીફને નહિ પરંતુ ઝંદાવસ્તા(ઝરથોસ્ત્રી ધર્મશાસ્ત્ર)ને માને છે તે

સિદ્ધાંતો બાબતમાં એ એમના પૂર્વગામીઓને પગલે ચાલ્યા, પરંતુ એમનાં અગાઢ વિદ્વત્તા અને ઊંડા અભ્યાસને લઈને એમનું લખાણ સામાન્ય અભ્યાસીઓને ગૂંચવણભરેલું લાગે છે. એમ કહેવાય છે[1] કે હઝરત જલાલુદ્દીન રૂમીએ એમના અમર મહાકાવ્યમાં તસવ્વુફની જે સેવા ફારસીમાં બજાવી તેવી હઝરત ઇબ્ન અરબીએ તેમની અગાઉ અરબીમાં અદા કરી હતી.

હઝરત ઇમામ ગઝ્ઝાલી, હઝરત શેખ મુહ્યુદ્દીન અરબી અને હઝરત જલાલુદ્દીન રૂમી સૂફીમતના ક્ષેત્રમાં એક મહાન ત્રિપુટી છે. તેઓમાં ગઝ્ઝાલીની વિચારસરણી તરફ પૂરતું ધ્યાન આપવામાં આવ્યું છે. એનું કારણ કદાચ એ છે કે તેમનું લખાણ પદ્ધતિસર અને સ્પષ્ટ છે અને તેમની શૈલી અર્વાચીન શૈલીની સમીપ છે. હઝરત શેખ મુહ્યુદ્દીન અરબીની કહેવાની પદ્ધતિ ઘણી જ અસ્પષ્ટ અને દુર્ગમ છે.

1. A. J. Arberry—Sufism, p. 97

## પ્રકરણ ૯ મું

## સૂફી સાહિત્યનાં ખાસ અંગો

કેટલાક સૂફીઓએ ગ્રંથો અને નિબંધોમાં પોતાના મત અને વિચારોનું પ્રતિપાદન કર્યું. તેમાં પોતાના ખ્યાલોની સંગતિ ઇસ્લામ સાથે બેસાડવાની કોશિશ કરી. જે જે વિવિધ પ્રશ્નો મુસલમાન સમાજમાં તસવ્વુફના ઉત્થાનથી ઉપસ્થિત થયા તેઓનાં સમાધાનનો પ્રયત્ન ઘણાએ કર્યો છે. મઝહબી વિચારો હોવાથી તેમને મઝહબી ભાષામાં લખવું યોગ્ય લાગ્યું. આ કારણથી એવા વિવેચનાત્મક ગ્રંથો વિશેષે કરીને અરબી ઝબાનમાં છે. એવા ગ્રંથોમાંથી ફક્ત થોડાની જ ખ્યાતિ થઈ.

તસવ્વુફના સંસ્થાપકોમાં મુખ્ય તરીકે હઝરત ઇમામ ગઝ્ઝાલીને ગણવા જોઈએ. ખરેખર ! એમની ઇહિયાઉલ્‌ઉલૂમે તસવ્વુફને જીવન-દાન આપ્યું.

હઝરત બાયઝીદ બિસ્તામી, હઝરત જુનૈદ વગેરેએ પણ સૂફી વિષય ઉપર લેખો અને નિબંધો લખ્યા હતા. હઝરત મનસૂર હલ્લાજના મશહૂર પુસ્તક કિતાબુતતવાસીનમાં પણ તસવ્વુફનું વિશદ વર્ણન છે. તેમાં તેમણે અલ્લાહની સર્વોત્કૃષ્ટતાના વિષય ઉપર ભાર મૂકી તે સમજાવ્યો છે, પરંતુ તસવ્વુફનું તાત્ત્વિક વિવેચન જેટલી ગંભીરતાથી હઝરત શેખ મુહ્યુદ્દીન બિન અરબીએ કર્યું તેવું કદી ઇસ્લામમાં થયું ન હતું. તેમણે તેમનાં ફુતૂહાતુલ્‌મક્કિયહ અને ફુસૂસુલ્‌હિકમમાં જે તથ્યનું નિરૂપણ કર્યું અને જે સત્યની સમજણ આપી તે અદ્યાપિ ઇસ્લામમાં અદ્વિતીય છે. હઝરત શેખ મુહ્યુદ્દીન બિન અરબીની ફિલસૂફીને લગતી દૃષ્ટિ ઘણે અંશે વેદાંતીઓને મળતી છે અને તેમાં અદ્વૈતવાદ પ્રતીત થાય છે. હઝરત અબ્દુલ્‌કરીમ અલ્‌જીલી( મૃ. ઈ. સ. ૧૪૨૮ )એ ઇન્સાનુલ્‌કામિલ નામના નિબંધમાં હઝરત ઇમામ ગઝ્ઝાલીનો પક્ષ લીધો છે.

હઝરત અબૂલ્‌કાસિમ કુશૈરીના[1] 'રિસાલહ'[2] અને હઝરત શિહાબુદ્દીન સુહ્‌રવર્દીના અવારિફુલ્‌મઆરિફ નામક નિબંધો સૂફીઓનાં પ્રસિદ્ધ પથદર્શક પુસ્તકો છે. એમાં સૂફીઓ માટે અગત્યની ઘણી બાબતો મળે છે.

હઝરત અબૂ નસ્ર સર્રાજ (મૃ. ઈ. સ. ૯૮૮)નો ગ્રંથ કિતાબુલ્‌ લમઅ ફીતનસવ્વુફ સૂફી ગ્રંથોમાં ઘણો મહત્ત્વનો ગણાય છે અને મશહૂર છે.

હઝરત શેખ અબૂલ્‌હસન અલી હુજ્‌વીરી (મૃ. ઈ. સ. ૧૦૭૨)-નું કશ્‌ફુલ્‌મહજૂબ પણ મહાન પુસ્તક છે.

સૂફી સાહિત્યનું બીજું અંગ સૂફીઓનાં જીવનવૃત્તાંતો છે. અરબી તેમજ ફારસી બંને ભાષામાં એ વિષય ઉપર ઘણાં પુસ્તકો છે. હઝરત ફરીદુદ્દીન અત્તારની તઝકિરતુલ્‌ઓલિયા તો ઘણી મશહૂર છે. એમાં તેમણે શરૂઆતના સૂફીઓનાં જીવનચરિત્રો આલેખેલાં છે અને સાથે સૂફી વિષયને લગતાં તેમનાં વચનો છે. તેમાંથી તસવ્વુફના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ પડે છે. દોલતશાહ સમરકંદી (મૃ. ઈ સ. ૧૪૯૫)ના તઝકિરતુશ્‌શુઅરામાં પણ સૂફી શાયરો વિશે સારા પ્રમાણમાં માહિતી મળે છે. હઝરત મુલ્લા નૂરુદ્દીન જામીની નફ્‌હાતુલ્‌ ઉન્સમાં સૂફી સંતોનાં જીવનચરિત્રો છે. આ ઉપરાંત પણ નાનાં મોટાં ઘણાં પુસ્તકો એ પ્રકારનાં છે.

સૂફી સાહિત્યનું ત્રીજું અંગ કાવ્ય છે. સૂફીઓએ કાવ્યમાં જે સત્યનો આભાસ આપ્યો તથા જે તથ્યનો નિર્દેશ કર્યો તે ઇસ્લામી સાહિત્યમાં અન્યત્ર દુર્લભ છે. સૂફીઓના પ્રેમપ્રવાહમાં એક એવી શક્તિ છે જે તેમના કાવ્યને અમૃત બનાવે છે.

1. એ સુલતાન મહમૂદ ગઝ્‌નવી (ઈ. સ. ૯૯૭-1030) અને તેના પુત્ર મસઊદ (ઈ. સ. 1030-1040) ના સમકાલીન હતા. ગઝ્‌નામાં આવેલું હુજ્‌વીર એમનું મૂળ વતન હતું તેથી તે હુજ્‌વીરી કહેવાય છે.
2. એનું પૂરુ નામ અર્‌રિસાલતુલ્‌કુશૈરિયહ છે.

**અરબી અને ફારસી સાહિત્યમાં તસવ્વુફનું પ્રમાણ**

દુનિયામાં અન્ય મહાન સાહિત્યોની પેઠે અરબી સાહિત્ય પણ કાવ્યની ઉત્પત્તિની સાથે હસ્તીમાં આવ્યું હતું. તેનાં કાવ્યો રાવી[1] મારફત વંશપરંપરા ઊતરી આવ્યાં છે. એવા સૌથી પ્રથમ શાયરો છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં થયા હતા. તે અગાઉનું તેનું કંઈ જ સાહિત્ય મળતું નથી.[2]

પુરાણા જમાનાના અરબ શાયરોનું મુખ્ય કાર્ય યુદ્ધમાં વીરોના ગુણો ગાવાનું અને લડવૈયાઓને પાણી ચડાવવાનું હતું. એ કાવ્યનો પ્રકાર કસીદા[3] નામે ઓળખાય છે. એમાં વીર રસના જ પડકાર ફેંકાતા. શાયરો પોતાના કબીલાની ડંફાસ અને બડાઈ અને વીર પુરુષોનાં યશોગાન, તેમની શરવીરતા અને શ્રેષ્ઠતા એમાં ગાતા.

કસીદાની શરૂઆતની શે'રો તશબીબ નામે ઓળખાય છે. તેમાં ઇશ્ક અને શરાબનો પૂરો પ્રચાર હતો. આશક અને માશૂકનું સંભાષણ હતું. 'તશબીબ' શબ્દનો મૂળ અર્થ 'જુવાનીની વાતો કરવી' અથવા 'સ્ત્રીની ખૂબસૂરતીની તારીફ કરવી' અથવા 'પ્રેમ અને પ્રિયતમાની વાતો કરવી' એવો થાય છે.

આ રીતે ઇસ્લામ અગાઉ પણ ઇશ્ક અને શરાબનો એવો રાગ આલાપવામાં આવતો કે જે પાછળથી સૂફી શાયરોએ પ્રતીકના રૂપમાં ગ્રહણ કર્યો. અરબી સાહિત્યમાં તસવ્વુફ વસ્યો, પરંતુ ફારસીમાં વસ્યો તેવો નહિ. એમાં નોંધપાત્ર એ છે કે મઝહબની ઝબાન અરબી હોવાથી તેમાં ઇસ્લામનો પૂરો પ્રચાર તો થયો, પરંતુ તસવ્વુફની એટલી પ્રતિષ્ઠા ન થઈ અને એનું સાહિત્ય પણ એનાથી

---

૧. અ. રિવાયત કરનાર; કોઈ વાત કહી સંભળાવનાર; કથા આદિના વક્તા

૨. H. A. R. Gibb—Arabic Literature, p. 14

૩. क़सीदह એ અરબી શબ્દ છે. એ क़सद એટલે કે 'ઇરાદો કરવો તે' ઉપરથી છે. એ કાવ્ય લખવાની શરૂઆત થઈ ત્યારે તે કોઈ આશા, ઉદ્દેશ કે ઇરાદાથી લખાતું.

એટલું ન ભરાયું જેટલું ફારસી ભાષાનું. ફારસીમાં તો સૂફીઓનું દિલ ખીલી અને ખૂલી ઊઠ્યું.

**તસવ્વુફનું કાવ્ય-સાહિત્ય ઈરાનમાં વિશેષ પ્રમાણમાં ફૂલવા ફાલવાનાં કારણો**

ઈરાન કુદરતની લીલાની દૃષ્ટિએ એક સુંદર ચમન છે. દેશ ફૂલોથી ભરેલો છે. કેટલાક ભાગોમાં ડગલે અને પગલે નહેરો અને ફળદ્રુપ જમીન છે. વસંત આવતાંની સાથે જૂની હરિયાળીરૂપી નીલમોથી જડિત તખતો બની જાય છે. સુંદર આબોહવામાં સવારના પવનની લહેર, ગુલાબોના સુંદર બગીચામાં ખુશબોનો મઘમઘાટ, હરિયાળીના હિલોળા, પંખીઓનો કલબલાટ, નહેરોના કલનાદ, બુલબુલોનું મધુર ગાન વગેરેથી આખું વાતાવરણ ભરાઈ જાય છે. આ બધી બાબતોનું નિરૂપણ કરતી ઈરાની શાયરીમાં એક પ્રકારનું માધુર્ય તેમ જ સૌંદર્ય અનુભવાય છે. જ્યાં ખૂબસૂરતીનું બયાન હોય છે ત્યાં રંગ અને ખૂબી કામ લેવાયેલું હોય છે.

વળી સોનામાં સુગંધ તો એ છે કે નૌશાદ, ફરખાર, ખલ્ઝ અને ચીકીલ વગેરે સ્થળો સુંદર રમણીઓનાં ઉદ્યાન સમાન ગણાતાં. ત્યાંની પેદાશ ઈરાનના બજારોની સજાવટ હતી. આને લઈને ગઝલ[1]નું ત્યાં ઉદ્ભવવું એ એક સ્વાભાવિક ઘટના હતી.

ઇશ્ક અને મોહબ્બતની ભાવના એ મનુષ્યસ્વભાવનું ખમીર છે, તેથી સારી દુનિયાની ભાષાઓનાં કાવ્યોમાં પ્રેમની કવિતાનું સ્થાન છે, પરંતુ કાવ્યમાં પ્રેમના નિરૂપણની ખાસિયતમાં ઈરાન સર્વ દેશોમાં આગળ છે. ઈરાનીઓ કલ્પનાશીલ, વિલાસી, લહેરી અને રંગીલી પ્રજા છે. તે સાથે જ્યાં મનોહર આબોહવામાં સુંદર બગીચા દીપી રહ્યા હોય, જ્યાં મધુર અવાજથી ગુંજી રહેતી બહારમાં બુલબુલો કલ્લોલ કરી રહ્યાં હોય અને તેથી પણ વિશેષ આકર્ષક જ્યાંની રમણીઓ હોય

૧. એ વિશે વિગત આગળ ઉપર આવશે.

ત્યાં નાનપણથી જ ધાર્મિક વૃત્તિવાળા ઈરાનીઓ અલ્લાહની ઇબાદત, તેની રચેલી કુદરત, તેની અપાર રહેમત વગેરે ગાયા વગર કેમ રહે?

પરંતુ પ્રશ્ન એ ઊઠે છે કે આ સામાન અને સરંજામ હોવા છતાં ત્રણસો વરસ પર્યંત ગઝલની પ્રગતિ કેમ ન થઈ. એનું કારણ એ હતું કે ઈરાનમાં શાયરીની શરૂઆત કુદરતી જોશ, આવેશ અને પ્રેરણાને લઈને નહિ, પરંતુ જીવનના સાધનની જરૂરિયાતને લઈને થઈ હતી. ઈરાનમાં ખુદ મુખ્તાર સુલતાનોની સલ્તનતો શરૂ થઈ ત્યારે શાયરોએ સુલતાનોની તારીફ કરી મહેરબાની મેળવવા કસીદા લખવા માંડ્યા. તેમાં અરબ શાયરોના વિચારો, ભાવો અને પદ્ધતિનું અનુકરણ હતું. કસીદાની તશબીબમાં ઇશ્કને લગતી શે'રો પણ તેઓ કહેતા જે એક પ્રકારની ગઝલ હતી એમ કહી શકાય.

ગઝલ[1]નો શબ્દાર્થ પણ તશબીબના જેવો જ છે. 'પ્રેમયુક્ત ભાષામાં કે કાવ્યરૂપે બોલવું' અથવા 'પ્રેમપાત્ર પ્રિયતમા સાથે પ્રેમની વાતો કરવી' એવો એનો અર્થ થાય છે. આથી મજકૂર સમય દરમિયાન કસીદાની તશબીબમાં ગઝલ-રચનાનું ખમીર તૈયાર થતું જતું હતું.

એ સાથે આશકી અને માશૂકીનું પ્રમાણ શાયરીમાં વધી ગયું હતું તેનું પણ એક કારણ નોંધપાત્ર છે. અબૂ હિલાલ અસ્કરીએ કિતાબુલઅવાઇલમાં જણાવ્યું છે[2] કે "અરબો અમ્રદ[3]–પરસ્તીથી બિલકુલ વાકેફ ન હતા; પરંતુ હિજરી પ્રથમ (ઈસ્વી સાતમી સદી) સદીમાં ફતેહોનો જુવાળ ખુરાસાન પર્યંત પહોંચ્યો હતો અને ફોજ

૧. એમ પણ કહેવાય છે કે 'ગઝલ' નામનો એક માણસ હતો. તેણે પોતાની આખી જિંદગી સ્ત્રીઓ સાથે મોજમઝા માણવામાં ગુજારેલી તે ઉપરથી એવી મઝા વર્ણવનારા કાવ્યને 'ગઝલ' નામ અપાયેલું.

૨. શેરુલઅજમ, ભા. ૪, પૃ. ૧૯૦ના આધારે

૩. અ૦ દાઢી અને મૂછ ન ફૂટયાં હોય એટલી નાની વયનો છોકરો

લોકોને પોતાના કુટુંબથી લાંબા સમય પર્યંત દૂર રહેવાનું થયું હતું. તેમની સાથે લડાઈઓમાં તુર્ક નવજુવાનો ગિરફતાર થઈને આવ્યા હતા. તેઓ દેખાવે ઘણા ફાંકડા હતા. તેમનાં રીતભાત અને વાણી વક્તવ્ય વગેરેમાં સુંદર છટા હતી. તે ગુલામ બની એકાંતમાં તેમજ જાહેરમાં, ઘરમાં તેમજ સફરમાં તેમની સાથે જ રહેવા લાગ્યા હતા. આને પરિણામે અમ્રદ—પરસ્તી અને શાહિદ[1]—પરસ્તીનો સ્વાદ પેદા થયો.

એમ છતાં હિજ્રી પ્રથમ અને બીજી (એટલે કે ઈસ્વી સાતમી અને આઠમી) સદી પર્યંત અરબસ્તાનની શાયરીને આ દાગ લાગ્યો ન હતો, પરંતુ ખલીફા મોતસિમબિલ્લા( ઈ. સ. ૮૩૩–૪૨ )એ ફોજમાં તુર્કોની ભરતી શરૂ કરી ત્યારથી ઈરાન અને મેસોપોટેમિયામાં ફોજી ખાતામાં તુર્કો જ તુર્કો થઈ ગયા. તેઓ આનંદની મજલિસોમાં સાકીગીરી કરતા. આથી હિજ્રી ત્રીજી (ઈસ્વી નવમી) સદીમાં એની શરૂઆત થઈ અને સમયના વહેણ સાથે એ ગુલામો ઘેર ઘેર થઈ ગયા. હિજ્રી ચોથી (ઈસ્વી દશમી ) સદીમાં અમ્રદ–પરસ્તીનો સ્વાદ સામાન્ય થઈ ગયો.[2]

પરંતુ અરબસ્તાનની શાયરીમાં એ અમ્રદ–પરસ્તીએ એવું સ્થાન લીધું ન હતું કે એ નજરે ચડે એવી એક ખાસિયત બને.

ઈરાનમાં પરિસ્થિતિ જુદી હતી. કેટલીક શે'રોમાંથી એમ જણાય છે કે એ તુર્ક સિપાઈઓ જ ઇશ્કની મકતબના મોઅલ્લિમ હતા. ફરુંખી ( મૃ. ઈ. સ. ૧૦૩૭ ) શાયર કહે છે:[1]

तू रुखे रौशने ख़ुद रा बज़िरहे ख़ुद मपोश,
केह रुखे रौशने तू ज़ोरे ज़िरह गीरद ज़न्ग ।

---

૧. અ૦ હાજર; સાક્ષી
પરંતુ ફારસીમાં સૌંદર્યવાન મનુષ્ય અને માશૂકના અર્થમાં વપરાય છે.
૨. શેરુલ્અજમ, ભા. ૪, પૃ. ૧૯૦ ના આધારે

[ અર્થાત્

તુ તારા રોશન ચહેરાને જંજીરી ટોપમાં છુપાવ નહિ તારો ચહેરો જંજીરી ટોપ નીચે કાટ ખાઈ જશે. ]

ફારસી શાયર અબૂલ્‌મઆલી ગઝીએ કહ્યુ છે :[1]

वगहे रज़्म नदानन्द बुजुज अस्पो सलाह,
        वगहे बज़्म नदानन्द मगर बोसओ किनार ।

[ અર્થાત્

લડાઈ વખતે ઘોડા અને હથિયાર સિવાય કંઈ તેઓ જાણુતા નથી; આનંદની મજલિસમા ચુંબન અને આલિંગન સિવાય કંઈ તેઓ જાણુતા નથી. ]

કેટલાક શાયરો પણ આ ગુલામો પાછળ ગાંડા હતા અને ઇશ્કને લગતી શે'રોમાં એમનો ઉલ્લેખ સીધો જ કરતા;[2] જેમકે શાયર મિનોચેહરી( મૃ. ઈ. સ. ૧૦૪૨ )એ એક કસીદાની તશબીબમાં કહ્યું છે :[3]

नकुनम बर तू जफ़ा व र तू जफ़ा क़स्द कुनी,,
        न गुज़ारम केह कसी क़स्दे जफ़ाये तू कुनद ।

[ તારા ઉપર હું જુલમ કરીશ નહિ અને તુ મારા ઉપર જુલમ કરે તેમ (છતાં) હું કોઈ અન્યને તારા ઉપર જુલમ કરવા દઈશ નહિ. ][4]

---

૧. શેરુલ્ અજમ ભા. ૪, પૃ. ૧૯૨

૨. શેરુલ્ અજમ ભા. ૫, પૃ. ૭૦–૭૧

૩. ,, ,, ,, પૃ. ૭૧

૪. આખરે તુર્કી માશૂકી એટલી બધી વિસ્તૃત થઈ ગઈ કે તુર્કનો અર્થ જ માશૂક થઈ ગયો; જેમકે શેખ હાફિઝ શીરાઝી કહે છે:

अगर आँ तुर्के शीराज़ी बदस्त आरद दिले मारा,
        बख़ाले हिन्दुवश बख़्शम समरक़ंदो बुख़ारा रा ।

[ જો પેલી શીરાઝી તુર્ક (માશૂક) મારુ દિલ જીતી લે તો હું સમરકંદ અને બુખારા તેના (ગાલના) કાળા તલને ખાતર સમર્પી દઉં. ]

આ સામગ્રી તૈયાર થતી હતી અને તસવ્વુફનો યુગ પણ શરૂ થઈ ગયો હતો. તસવ્વુફનુ ખમીર પણ ઇશ્ક અને મોહબ્બત જ છે. આથી જે મહાન સૂફીઓ પાસે શાયરીની કુદરતી બક્ષિસ હતી તેમના ભાવો જોશ અને આવેશને અનુરૂપ થઈને તેમની જબાન વાટે શાયરીનાં રૂપમાં બહાર પડયા. આ તત્ત્વ દાખલ થયું તે અગાઉ ફારસી શાયરીનો દેહ જાણે આત્માહીન હતો. તેમાં ન તો કંઈ ખાસ જોશ હતો, ન તો કંઈ વિશેષ જુસ્સો હતો; ન તો ખાસ ભાવના હતી અને ન તો કંઈ વિશેષ લાગણી હતી; કસીદા પ્રશંસા અને ખુશામતથી ભરેલા હતા; મસ્નવીમાં બનાવોનું વર્ણન અને ગઝલોમાં મોંની વાતો હતી.

# પ્રકરણ ૧૦ મું

## ફારસી કાવ્યસાહિત્યમાં સૂફીમત

ફારસી શાયરી ઉપર સૂફીવાદનો જેટલો પ્રબળ પ્રભાવ જોવામાં આવે છે તેટલો ભાગ્યેજ કોઈ અન્ય દેશના આધ્યાત્મવાદે તેના કાવ્યસાહિત્ય ઉપર પાડયો હશે. મહાન ફારસી શાયરોનાં કાવ્યોમાં સૂફીમતનાં મૂળતત્ત્વો જોવા મળે છે. તેમણે તેમાં પોતાનું જવેર બતાવ્યું છે. ફિરદોસી (મૃ. ઈ. સ. ૧૦૨૫) અને થોડા જ ઉત્તમ શાયરો આ મતથી વિરક્ત રહ્યા હોય એવા થઈ ગયા. સનાઈ અને અત્તારનાં કાવ્યો, જલાલુદ્દીન રૂમીની મસનવી, સાદીના બોધપાઠો, હાફિઝની ગઝલો અને જામીના ગ્રંથોમાં તસવ્વુફનું અનોખું સાહિત્ય સમાયેલું છે. એ મોટેરાઓને પગલે નાના શાયરો પણ ચાલ્યા.

### ફારસી સૂફી સાહિત્યકારોનાં પવિત્ર જીવનની રૂપરેખા અને તેમની સૂફી સાહિત્યિક સેવા

### અબૂ સઈદ બિન અબૂલ્ખૈર (ઈ. સ. ૯૬૭–૧૦૪૯)

હઝરત અબૂ સઈદ બિન અબૂલ્ખૈર એવા સૂફી શાયરોમાંના પ્રથમ છે જેમનું લખાણ આજ પર્યંત સચવાઈ રહ્યું છે. એમની ખ્યાતિ મહાન સૂફી તરીકે છે.

એમના પિતા દવા વેચવાનો ધંધો કરતા હતા. હઝરત પીર અબૂલ્ફઝલ બિન હસનના મુરીદ થયા પછી એ ખુરાસાનમાં આવેલા મૈહના નામના પોતાના વતનમાં રહ્યા. ત્યાં પીરની રાહબરી નીચે એમણે સાત વરસ એકાંતવાસ સેવ્યો અને તેમના કહેવાથી નિશાપૂરના હઝરત અબ્દુર્રેહમાન નામના સૂફી પાસેથી ખિરકો લીધો. તે પછી પોતાને વતન પાછા ગયા અને ફરીથી ત્યાં રિયાઝત આદરી. થોડા જ સમયમાં એમની આસપાસ મુરીદો જમા થવા લાગ્યા. એમના પ્રભાવને લઈને કેટલાએ શરાબીઓએ શરાબ પીવાનું પણ તજી દીધું. તે પછી

ફરીથી એમણે રણમાં ભટકવા માંડ્યું અને ઝાડનાં પાંદડાં ખાઈ એ પોતાનું જીવન ગુજારતા રહ્યા.

કુરાને શરીફમાં આપેલા દોઝખનું વર્ણન અને તેમાં જણાવેલાં ત્યાં પડતાં કષ્ટોનું બ્યાન વાંચી તે રડી પડતા.

એમનાં વચનોમાં છે કે "સાચો સંતપુરુષ લોકોમાં રહે છે, તેમની સાથે ખાય છે, સૂએ છે, બજારમાં ખરીદવેચાણ કરે છે, પરણે છે અને ઉપભોગ પણ કરે છે; પરંતુ તે એક પળવાર પણ અલ્લાહને ભૂલતો નથી."

એ ઉદારતા અને સખાવત ઉપર ભાર મૂકતા. એમણે પીરોની સમાધિને મહત્તા આપી. એમણે પોતાના મુરીદોને કાબાની હજ કરવાની મનાઈ કરી હતી. તેને એ પથ્થરના ઘર તરીકે ગણી તિરસ્કારતા હતા. એક વખતે અઝાન સંભળાઈ ત્યારે દરવેશોનો નાચ ચાલતો હતો. એમણે તે અટકાવવાની મનાઈ કરી અને જણાવ્યું કે "આજ આપણી નમાઝની ખિદમત છે.[૧]" એમણે સમાની સમજૂતી સ્પષ્ટ રીતે આપી. વિકાર અને વિષયવાસનાના વિનાશ માટે 'સમા'-ને અનુપમ સાધન તરીકે એ ગણાવતા. આવી આવી એમની ઘણી બાબતો લોકોને પસંદ ન પડતી તેથી તેઓમાં એ અળખામણા થઈ પડયા અને એમને તેઓ કાફિર કહેતા. એ પસાર થતા હોય ત્યારે ઘરના છાપરા ઉપર ચડી સ્ત્રીઓ એમના ઉપર છાણ ફેંકતી.[૨] કેટલાક મઝહબી લોકોએ સુલતાન મહમૂદ ગઝનીને આ બાબતથી વાકેફ કર્યા અને કેટલાકે એમની વિરુદ્ધ તેની આગળ ફરિયાદ કરી કે "અબૂ સઈદ અબૂલખૈર શે'રો ગાતો ફરે છે, મોટી મિજબાનીઓ યોજે છે અને મુરીદોને ગાવા અને નાચવા પ્રેરે છે." આથી મહમૂદ ગઝનીએ ફરમાવ્યું કે "નિશાપૂરના વિદ્વાનોએ મળીને જે સજા

૧. *Sir Thomas Arnold—The Legacy of Islam*, p. 220
૨. Claud Field—Persian Literature, p. 145

કે દંડને પાત્ર તે હોય તેનો નિર્ણય કરવો." પરંતુ એમનો ચમત્કાર જોઈ લોકો એવા તો અંજાઈ ગયા કે તેમણે પોતાનો વિરોધ જ પાછો ખેંચી લીધો.

એમણે દરવેશો માટે એક ખાનકાહની સ્થાપના કરી હતી. એમણે પોતાના મુરીદોને ફક્ત બે વાર ભોજન કરવાની સૂચના કરી હતી.

એમના સમય અગાઉ ફારસી શાયરીમાં ફક્ત ઇશ્કની વાતો હતી. શાયરી સૂફી વિચારોથી વિરક્ત હતી. આલંકારિક પરિભાષાનો ઉપયોગ કરી ફારસી કાવ્યોમાં તસવ્વુફના ભાવો અને અનુભવો ઉતારનાર અને તેમાં પ્રતીપ, ઉપમા, રૂપક વાપરનાર એ પ્રથમ શાયર હતા. એમણે રુબાઈ[1] નામનો ફારસી કાવ્યનો પ્રકાર તસવ્વુફના વિષય માટે વાહન તરીકે પસંદ કર્યો. એમણે લખેલી થોડીક રુબાઈઓમાં ઇશ્કનો વિષય એમણે પુરજોશથી અદા કર્યો. તેમાં એમણે 'અલ્લાહ વ બસ[2]' 'ફનાફીલ્લાહ'[3] વગેરે સિદ્ધાંતો સાદી અને સરળ ભાષામાં સચોટ રીતે સમજાવ્યા.

એમની શે'રોમાંથી નીચે નમૂનારૂપે આપવામાં આવી છે:

राहे तू ब हर क़दम के पूयन्द खुश अस्त,
वस्ले तू ब हर सबब के जूयन्द खुश अस्त ।
रूये तू ब हर दीदह के बीनन्द नेकू अस्त,
नामे तू ब हर जवान के गूयन्द खुश अस्त ।

[ તારા તરફનો રાહ કોઈપણ કદમથી ચાલવામાં આવે તો સુંદર છે. તારો મેળાપ કોઈપણ કારણથી શોધવામાં આવે તો સુંદર છે.

તારો ચહેરો કોઈપણ આંખથી જોવામાં આવે તો સારો છે. તારું નામ કોઈપણ જબાનથી બોલવામાં આવે તો સુંદર છે. ]

૧. એ કાવ્યપ્રકાર વિશેની વિગત આગળ ઉપર આવશે.
૨. અર્થાત્ 'અલ્લાહ અને બસ'
૩. અર્થાત્ 'અલ્લાહમાં ફના થવું તે'

હકીમ અબૂલ્મજ્દ સનાઈ ( મૃ. ઈ. સ. ૧૧૩૦ )[1]

હઝરત હકીમ અબૂલ્મજ્દ સનાઈનું વતન ગઝના હતું. પાદશાહોની તારીફમાં કસીદા રચી એ પોતાનું ગુજરાન ચલાવતા હતા. શાયરીમાં એમની ભાષા સુંદર થઈ ગઈ તે પછી એકાએક એક દિલચસ્પ કિસ્સો બન્યો, જેને લઈને એમના જીવનમાં અજબ પલટો આવ્યો.

બન્યું[2] એવું કે તે વખતે ગઝનામાં એક દીવાનો આદમી રહેતો હતો. તે હંમેશાં દારૂના પીઠામાં જતો અને ત્યાંથી શરાબ લાવી પીને મસ્ત પડી રહેતો. આથી લોકો તેને 'લાયખાર'[3] નામથી ઓળખતા. એક શિયાળાની મોસમમાં બાદશાહ[4] મુલ્કો જીતવા

૧. એમના અવસાનની સાલ વિશે ઘણા મતો છે. દોલતશાહ સમરકંદીની તઝકિરતુશ્શુઅરા(પૃ. ૬૧)માં હિ સ. ૫૭૬ (ઈ. સ. ૧૧૮૦) છે. મોહમ્મદ કાસિમ ફરિશ્તાએ તારીખે ગુઝીદહના આધારે તારીખે ફરિશ્તહમાં લખ્યું છે કે બહેરામશાહના રાજ્યના આખરી સમયમાં આ ફાની દુનિયામાથી એમણે કૂચ કરી હતી; પરંતુ બહેરામશાહનું અવસાન તો હિ. સ. ૫૪૭(ઈ. સ. ૧૧૫૨)મા થયું હતું. કેટલાક ઇતિહાસોમાં અવસાનની સાલ હિ. સ. ૫૨૫ ( ઈ સ. ૧૧૩૦ ) છે. એ જ સાલમાં એમની હદીકતુલહકાઈક પૂરી થઈ હતી. વળી એ હદીકતુલહકાઈકનું ગ્રંથાર્પણ બહેરામશાહને નામે જણાવવાં આવ્યું છે. એ એમના અવસાનની સાલ હોય એમ સંભવિત લાગે છે.

૨. જામી — નફ્હાતુલ્ઉન્સ

૩. લાય =નીચે બેઠેલો કચરો અને ખાર= ખાનાર; અર્થાત્ દારૂનો નીચે બેઠેલો કચરો પણ ન છોડે તેવો દારૂડિયો

૪. કેટલાંક પુસ્તકોમાં આ બનાવનો સંબંધ મહમૂદ ગઝનવી સાથે જોડવામાં આવ્યો છે. આ કિસ્સો બન્યો તો હશે. બનાવ બન્યા બાબતની પૂરેપૂરી સંભાવના છે, પરંતુ મહમૂદ ગઝનવીના વખતમાં બન્યો હોય એ માનવાને કોઈ પણ જાતની સાબિતી નથી, કારણ કે મહમૂદ ગઝનવી ઈ. સ. ૧૦૩૦ માં મરણ પામ્યો હતો અને હકીમ સનાઈ તો બહેરામશાહ (ઈ. સ. ૧૧૧૭-૧૧૫૨ )ના સમયનો શાયર હતો, બહેરામશાહ એમનો

રવાના થવાની તૈયારીમાં હતો અને એ વાતની ખબર સનાઈને પડી ત્યારે એક કસીદો એ વિશે લખી તે દરબારમાં પેશ કરવા જતા હતા. સંજોગવશાત્ એમને મજકૂર લાયખારના સ્થાન પાસેથી પસાર થવાનુ થયું. કાન ઉપર એક તીણો સાદ પડતાં એ એકદમ ઊભા રહ્યા. એમણે સાંભળ્યુ કે લાયખાર સાકીને કહી રહ્યો હતો કે 'બહેરામ-શાહના આંધળાપણાના નામે એક પ્યાલો આપ.' ત્યારે સાકીએ કહ્યું કે "નકામો બકબકાટ શુ કરે છે? બહેરામશાહ તો એક ઇન્સાફમંદ બાદશાહ છે, ચુસ્ત મુસલમાન છે અને ગેરમુસ્લિમો સામે જેહાદ કરે છે."

લાયખારે કહ્યું, "હજુ ગઝનાની વ્યવસ્થા તો પૂરેપૂરી કરી નથી અને બીજા મુલ્કો લેવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે. આથી વધારે બેવકૂફી બીજી શું હોઈ શકે?" આમ કહી લાયખર એક પ્યાલો પી ગયો. ત્યાર પછી તેણે સાકીને કહ્યું, "હવે તુ એક પ્યાલો સનાઈ શાયરના આંધળાપણાને નામે આપ." ત્યારે સાકીએ તેને

---

આશ્રયદાતા પણ હતો અને એમણે ઘણા કસીદા તેની તારીફમા લખ્યા હતા. (સયીમ નસિયારી–તારીખે અદબિયાતે ઈરાન, પૃ. ૧૧૭). હકીમ સનાઈના ગ્રંથ, હદીકતુલ્‌હકાઇકનું ગ્રંથાર્પણ પણ તેને નામે હતુ. એ પુસ્તક ઈ. સ. ૧૧૩૦ માં પૂરુ થયુ હતુ. તેના છેલ્લા પ્રકરણમા બહેરામશાહની તારીફ પણ છે (શેરુલ્‌અજમ) મોહમ્મદ કાસિમ ફરિશ્તા (ભા. ૧મા) લખે છે કે એ કિસ્સો મસઊદના સમયનો હશે, જેણે ઈ. સ. ૧૧૧૪ પર્યંત રાજ્ય કર્યું હતુ, પરતુ આતશકદહ (પૃ. ૧૦૮), તઝકિરતુશ્શુઅરા (પૃ. ૫૯) અને શેરુલ્‌અજમ (ભા. ૧, પૃ. ૨૧૬) મા ઇબ્રાહીમશાહનું નામ છે, જેનુ અવસાન ઈ. સ. ૧૦૯૮ મા થયું હતુ અને કેટલાક ઇતિહાસકારો મુજબ ઈ. સ. ૧૦૯૯ મા થયુ હતુ આમ આ બંનેમાથી કોઈએક સમયમાં એ બનાવ બન્યો હશે, પરતુ મહમૂદના સમયમાં બન્યો હોવાની વાત ગલત હોય એમ લાગે છે. બીજા બનાવો ઉપરથી એમ જ લાગે છે કે એ બનાવ બહેરામશાહના સમયમાં જ બન્યો હશે.

સમજાવ્યો કે "સનાઈ એક વિદ્વાન બાહોશ શાયર છે અને તેની ખ્યાતિ ઘણી છે. તેના વિશે તારે આવું ભૂંડું ન બોલવું જોઈએ." લાયખારે આનો રદિયો આપતાં જણાવ્યું, "એના જેવો મૂર્ખ કોણ હોઈ શકે? કેટલીક સાચીજૂઠી વાતો જોડી કાઢી તેની કવિતા બનાવે છે. બેવકૂફ બાદશાહ સામે જઈ અદબ કરી નમ્રતાપૂર્વક ઊભો રહે છે અને તે ગાઈ સંભળાવે છે. કયામતના દિવસથી તે બીતો નથી. તે દિવસે પૂછપરછ કરવામાં આવશે ત્યારે શો જવાબ આપશે તે જોઈશું."

આ બનાવે સનાઈના દિલ ઉપર ભારે અસર કરી. એમનું દિલ બેચેન બની ગયું. સત્ય બાબતો એમના ધ્યાન ઉપર આવી. એમણે તમામ વસ્તુઓનો ત્યાગ કર્યો અને દુનિયાની જાળમાંથી નિવૃત્તિ અખત્યાર કરી, એકાંતવાસમાં રહેવા લાગ્યા. જિંદગીનો બાકી રહેલો ભાગ ખુદાની બંદગી અને ધાર્મિક રીતિ–નીતિમાં ગાળવાનો એમણે પાકો નિશ્ચય કર્યો. શેખ અબૂ યૂસુફ હમદાની તે જમાનામાં ત્યાં એક મશહૂર શેખ હતા. તેમના તે મુરીદ થયા.

સનાઈના જીવનમાં આ પરિવર્તન આવ્યા પછી ધીમે ધીમે તેમનો માનમરતબો એટલો તો વધી ગયો કે બહેરામશાહે પોતાની બહેનનાં લગ્ન તેમની વેરે કરવાની તેમની સામે પોતાની ખાહિશ વ્યક્ત કરી; પરંતુ સનાઈએ એ વાતનો સાફ ઇન્કાર કર્યો. તેમણે બહેરામશાહને નીચે પ્રમાણેનો જવાબ આપ્યો કે[1]

'मन न मर्दे ज़नो ज़रो जाहम, बखुदा गर क़ुनम व गर ख़ाहम,

गर तू ताजम देही ज़े ऐहसानम, बसरे तू कि ताज नस्तिानम।

[ હું સ્ત્રી, દોલત કે પદવીનો સ્વીકાર કરું એવો માણસ નથી; હું તેમ કરું કે ઇચ્છું તો ખુદાના સોગંદ. જો ઉપકાર કરી તું મને તાજ આપે તો તારા શિરના સોગંદ ખાઈ કહું છું કે તાજ હું ન લઉં. ]

---

૧. દૌલતશાહ સમરકંદી — તઝકિરતુશ્શુઅરા, પૃ. ૫૮

તે નગ્ન પગે પગપાળા હજ કરી પાછા આવ્યા અને ત્યારપછી નગ્ન પગે જ ગઝ્નાની ગલીકૂચીમાં ફર્યા કરતા. તેમનાં સગાં સંબંધીઓ તેમની આ હાલત જોઈ રોતાં, ત્યારે તે કહેતા કે મારી આ દશા ઉપર રોવું નહિ, બલ્કે ખુશી જાહેર કરવી. એક દિવસ કોઈએ જોડા આણી આગળ મૂક્યા ત્યારે તેને ખોટું ન લગાડવાને તે સમયે પહેર્યા તો ખરા, પરંતુ આટલી નિસ્બત પણ પોતાની આ હાલતમાં ખલેલ પહોંચાડનાર સમજી બીજે જ દિવસે તે ફેંકી દીધા; અને કહ્યું કે જે બાબત ગઈ કાલે માગમાં હતી તે આજે નથી.

કવિત્વશક્તિ અને વિદ્વત્તાનો ભંડાર તો અગાઉથી જ તેમની પાસે મોજૂદ હતો. સામાન્ય બાબતને અનોખી રીતે વર્ણવવાની કળા તેમનામાં હતી જ. આથી જીવનમાં પરિવર્તન આવ્યા પછી તેમણે તસવ્વુફના વિચારવંત વિષયો અને સિદ્ધાંતો મસ્નવીમાં નિરૂપવા માંડ્યા. હઝરત અબૂ સઈદ અબૂલ્ખૈરની રુબાઈઓમા તસવ્વુફના સર્વ સિદ્ધાંતો અને તેની ગૂઢ બાબતો જોઈએ તેવી રીતે સમજાવવામાં આવ્યાં નથી. હકીમ સનાઈએ તસવ્વુફના બાગમાં મસ્નવીની નહેરથી પાણી પહોંચાડ્યું. એમનાં કાવ્યોમાં તસવ્વુફનુ સુંદર નિરૂપણ પ્રથમ વાર જોવામાં આવે છે, એ વિશે તેમણે પોતે જ તેમની મસ્નવી હદીકતુલ્હકાઇકિમાં લખ્યું છે કે[१]

कस न गुफ़्त आँ चुनीन सुखन व जहाँ,
व र कसी गुफ़्त गो बेयारो बेखाँ ।
जीं नम्त हर चेह दर जहाँ सुखन अस्त,
गर यकी दर हजार, आने मनस्त ।

[ કોઈએ આવી જાતની કવિતા દુનિયામાં કહી નથી હોય તો કહો કે લાવો અને ગાઓ.

૧. શિબ્લી નુઅમાની—શેરુલ્અજમ, પૃ. ૨૨૧

આવી રીતની જે કોઈ કવિતા દુનિયામાં હજારમાં એક છે તે મારી છે. ]

જલાલુદ્દીન રૂમીને પણ એમને માટે બહુ જ માન હતું. તેમણે પોતાની મસ્નવીમાં એમના વિશે કહ્યું છે કે[1]

नीम जोशी कर्दह अम मन नीम खाम,
अज़् हकीमे गज़्नवी बुश्नव तमाम ।

[હું અધકચરો હોઈને અધૂરો ઉકળાયો છું; ગઝ્નાના હકીમ (સનાઈ) પાસેથી તમે તમામ સાંભળો. ]

તેમની હદીકતુલ્હકાઈક ઘણી જ મશહૂર મસ્નવી છે. તેમાં તસવ્વુફને લગતી બાબતોનું નિરૂપણ છે. એ વિષય ઉપર એ પ્રથમ મસ્નવી છે. જલાલુદ્દીન રૂમીની મસ્નવી કરતાં તો એ ઘણી ઊતરતી છે, પરંતુ એ ફરીદુદ્દીન અત્તારની મન્તિકુત્તૈર અને જલાલુદ્દીન રૂમીની મસ્નવીની પૂર્વગામી હતી.

એના વિશે આતશકદહમાં જણાવવામાં આવ્યું છે કે[2] "હદીકતુલ્-હકાઈક હકીકતનાં ફૂલોથી ટકોટક એવો બાગ છે અને મારિફ્તનાં ગુલોથી ઉભોઉભ ગુલિસ્તાન છે."

એના વિશે તઝ્કિરતુશ્શુઅરામાં જણાવવામાં આવ્યું છે કે[3] "એ હદીકહના દરેક ચમનમાં હકીકત અને તરીકતના બાગો છે."

એ ઉપરાંત શાયર સનાઈએ તરીકતુત્તહકીક, ઇશ્કનામહ, અકૂલનામહ, કારનામએ બલ્ખ વગેરે અન્ય મસ્નવીઓ પણ લખી છે. એમાં મારિફ્તના વિષય ઉપર લખાયેલી તરીકતુત્તહકીક વિશેષ મશહૂર છે. તેમની દીવાનમાં કસીદા, કિતઆ, ગઝલ, રુબાઈ વગેરે ફારસી શાયરીનાં અન્ય પ્રકારોનો સમાવેશ થઈ જાય છે. તેમણે

૧. સલીમ નસિયારી — તારીખે અદબિયાતે ઈરાન, પૃ. ૧૧૭
૨. પૃ. ૧૧૮
૩. પૃ. ૬૦

તસવ્વુફના વિષય સાથે સંબંધ ધરાવતી ગઝલોનો પાયો નાખ્યો અને મૌલવી જલાલુદ્દીન રૂમી અને શેખ હાફિઝ શીરાઝીની મારફત તેના ઉપર સર્વોચ્ચ ઇમારત ચણાઈ.[૧]

**ખ્વાજા ફરીદુદ્દીન અત્તાર ( ઈ. સ. ૧૧૧૯–૧૨૨૯ )**

હકીમ સનાઈ પછી હઝરત ખ્વાજા ફરીદુદ્દીન અત્તારે ફારસી કવિતાનો વિસ્તાર ઘણો જ વધારી દીધો. એમને લઈને કસીદા, રુબાઈ અને ગઝલ કાવ્યપ્રકારો તસવ્વુફથી માલામાલ થઈ ગયા.

એમનો જન્મ નિશાપુરમાં થયો હતો. એમના પિતા ઇબ્રાહીમ બિન ઇસ્હાક અત્તાર એટલે કે દવા વેચનારનો ધંધો કરતા હતા અને વૈદકમાં એ ઘણા નિષ્ણાત ગણાતા. પિતાના અવસાન પછી હઝરત ખ્વાજા ફરીદુદ્દીને પિતાનો ધંધો અપનાવ્યો. તે પોતાનું દવાખાનું એવા ઠાઠમાઠથી રાખતા હતા કે જોનારની આંખ ચમકી ઊઠતી અને તેનું દિમાગ મગમગાટથી પ્રફુલ્લિત થઈ જતું. કહેવાય છે કે એક દિવસ બન્યું એવું કે તે દુકાનમાં બેઠા હતા અને તેમની સામે ગુલામો કમર કસી ખિદમતમાં ઊભેલા હતા, ત્યારે એકાએક એક ફકીર ત્યાં આવી પહોંચ્યો. તેમની દુકાનનો સરસામાન અને વૈભવ લાંબા સમય પર્યંત ધ્યાનપૂર્વક નિહાળતો તે બારણા આગળ ઊભો રહ્યો અને ગમગીનીના ઊંડા નિસાસા નાખી ત્યાં આંસુ સારવા લાગ્યો. હઝરત ખ્વાજા સાહેબને એ ઠીક લાગ્યું નહિ તેથી તેને કહ્યું, "સમય શા માટે નકામો વેડફો છો? તમે તમારા રસ્તે ચાલ્યા જાઓ." દરવેશે કહ્યું. "ઓહ શેખ! હું લાચાર અને તુચ્છ છું. મારી પાસે આ ખિરકા[૨] સિવાય કંઈ જ નથી. મારું જવું કઈ જ મુશ્કેલ નથી. તમે તમારો બોજ સંભાળો અને તમારી હાલતનો ઊંડો વિચાર કરો." હઝરત ખ્વાજા સાહેબે પૂછ્યું, "તુ કેવી રીતે જશે?" તેણે કહ્યું, "આવી રીતે." આમ કહી ખિરકો શરીર ઉપરથી ઉતારી તે માથા નીચે મૂકી સુઈ ગયો અને

૧. સલીમ નીસારી — તારીખે અદબિયાતે ઈરાન, પૃ. ૧૧૮
૨. ખિર્કહ્ અ૦ ફકીરની ઓઢવાની ગોદડી

મોગલે ખ્વાજા સાહેબને મોતને ઘાટ ઉતારી તો દીધા, પરંતુ પાછળથી એમની મહત્તાનુ તેને ભાન થયું ત્યારે તોબા કરી એમની મઝાર[1]નો તે મુજાવિર[2] થયો અને તેના મરણ પર્યંત ત્યાં જ રહી સેવા બજાવતો રહ્યો.

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન અત્તાર ઉચ્ચ કોટિના સૂફી શાયર હતા. મહાન સૂફી શાયર જલાલુદ્દીન રૂમી પણ એમની મહત્તા નીચેની શે'રમાં જણાવે છે :

अत्तार रूह[3] बूदो सनाओ दो चश्मे ऊ,
मा अज़ पसे सनाओओ अत्तार आमदीम ।

[ અત્તાર (તસવ્વુફની) રૂહ એટલે કે આત્મા હતા અને સનાઈ તેની બે આંખો (સમાન) હતા; અમો સનાઈ અને અત્તાર પછી આવ્યા. ]

આગળ ઉપર તે કહે છે :

हफ़्त शहरे इश्क रा अत्तार गश्त,
मा हनूज़ अन्दर खमे यक कूचह ओम ।

[ અત્તારે ઇશ્કનાં સાત શહેરોનો પ્રવાસ કર્યો; અમો તો હજુ તેની એક ગલીના વળાંકમાં છીએ. ]

હઝરત ખ્વાજા અત્તારની ખ્યાતિ એમની મસ્નવીઓને લઈને છે. એમની મન્તિકુત્તૈર ઘણી મશહૂર છે; પરંતુ ઈરાનમાં તેના કરતાં પણ વિશેષ પ્રતિષ્ઠા અને લોકપ્રિયતા એમના પંદનામહ[4]ની છે; અને તેના કરતાં વિશેષ મહત્તા એમના તઝકિરતુલ્ઔલિયાને અપાય છે. એમાં સૂફીઓનાં જીવનચરિત્રો આલેખવામાં આવેલાં છે અને તસવ્વુફના

૧. (અ.) કબર; સમાધિ
૨. (અ) કબર યા દરગાહ ઉપર હંમેશાં રહેનાર
૩. કેટલીક આવૃત્તિમાં रूहे (એટલે કે ચહેરા) છે.
૪. એ બોધનું પુસ્તક છે.

રાહમાં તેમનાં માર્ગદર્શક વચનો સારા પ્રમાણમાં નોંધવામાં આવ્યાં છે. એ ગદ્યમાં છે. એમની મસ્નવીઓમાં હઝીઝી ઇરક ઉપર ઇલાહીનામહ અને સામાન્ય સૂફી સિદ્ધાંતો ઉપર અસરારનામહ, ખુસરોનામહ વગેરે છે. તે ઉપરાંત એમણે લખેલાં પુસ્તકોમાં મુસીબતનામહ, બુલબુલનામહ, જવાહરનામહ, મુખ્તારનામહ, શરહુલ્-કલ્બ વગેરે પણ છે.[1]

એમની મસ્નવીઓની ખાસિયતોમાં એક મુખ્ય એ છે કે દરેકમાં વાર્તા જ વાર્તા છે. એમની યાદશક્તિ આશ્ચર્યજનક હતી; તેથી પેગમ્બરો સૂફીઓ, સુલતાનો અને અન્ય મશહૂર વ્યક્તિઓએ કહેલી તેમજ તેમના વિશેની લોક-પ્રચલિત વાતોનો ઉપયોગ એમણે વિશેષ કર્યો. એને કારણે બોધ આપવામાં અને સિદ્ધાંતો સમજાવવામાં એમને સરળતા રહી. એમના પછી થયેલા મૌલાના જલાલુદ્દીન રૂમી જેવા અન્ય સૂફી શાયરોએ પણ તસવ્વુફના સિદ્ધાંતો અને અન્ય કઠણ કોયડાના નિરૂપણમાં વાર્તાનો ઉપયોગ કર્યો છે.

હઝરત ખાજા અત્તારની કસીદા અને ગઝલની બનેલી દીવાન[2] પણ છે. તે સર્વનો વિષય પણ ક્યાં તો સૂફીમત છે અને ક્યાં તો કંઈક બોધ છે.

*ગઝલમાં ઇશ્કની ચાસણી હઝરત ખાજા અત્તાર અગાઉ પણ* હતી; પરંતુ જોશ અને મસ્તી, તન્મયતા અને તલ્લીનતા તેમાં એમના

---

૧. ધાર્મિક ધર્ષણના પરિણામે એમને ઘણું વેઠવું પડ્યું હતું. એમના મકાનનો નાશ કરવામાં આવ્યો હતો અને તેમાં એમનાં ઘણાં પુસ્તકો ભસ્મીભૂત થયાં હતાં.

૨. ગઝલોના પ્રાસના અંત્યાક્ષર તરીકે ફારસી મૂળાક્ષરોમાંના 'અલેફ' 'બે' 'પે' 'તે' માંથી જે કોઈ એક હોય છે તે અનુસાર જે સંગ્રહમાં તેમને ગોઠવવામાં આવે તેને 'દીવાન' કહેવામાં આવે છે. તે એક જ શાયરની રચેલી ગઝલોનો સંગ્રહ હોય છે.

જેટલી સ્પષ્ટ રીતે દેખાતાં ન હતાં. એમણે ગઝલમાં રિન્દ[1] અને મસ્ત હાલતના વિષયો વર્ણવ્યા છે. એમનાં મદિરા-કાવ્યો ખય્યામનાં જેવાં જ છે; પરંતુ એમના કાવ્યોમાં મારિફતનો શરાબ છે. મારિફતને ઇશ્કની ભાષામાં નિરૂપનાર હકીમ સનાઈ પ્રથમ હતા અને તેના ઉપર મોટી ઇમારત ચણનાર ખાજા અત્તાર હતા. ફારસી ગઝલોમાં ઇશ્ક, શરાબ, જામ, મયખાના, ખરાબાત, સનમ, સાકી વગેરે શબ્દોને મોહક બનાવનાર એ જ હતા. એમણે ગઝલમાં સૂફી ભાવો અને ભાવનાઓ નિરૂપ્યાંએમની ભાષા એટલી સરળ છે કે એના પછી કોઈ શાયર એમાં એટલી સરળતા સાધી શક્યો નથી. એમણે કોઈની ખોટી પ્રશંસા કરવા કાવ્યો લખ્યાં નથી; તે પોતે જ એ અંગે કહે છે:

ब ख़ुम्रे ख़ीश मद्हे कस न गुफ़्तम,
दुर्रो अज़ बहरे दुनिया मन नसुफ़्तम ।

[ મારી જિંદગી દરમિયાન કોઈની પ્રશંસાનાં કાવ્યો મેં લખ્યાં નહિ; દુનિયા માટે હીરામાં કાણું મેં પાડ્યું નહિ.[2] ]

એમની ગદ્ય અને પદ્ય કૃતિઓની સંખ્યા કુરાને શરીફના સૂરાના (એટલે કે એકસો ચૌદ) જેટલી ગણવામાં આવે છે.[3]

## સૂફી શાયરીની પ્રગતિમાં ઉછાળો

હઝરત ખાજા ફરીદુદ્દીન અત્તાર પછી સૂફી શાયરીની પ્રગતિ માટે ઘણાં કારણો પેદા થયાં. તાતાર લોકોએ ક્રૂરતાથી પ્રજાને લૂંટી લીધી. મહાન બાદશાહોના તાજ અને તખ્ત ધૂળ ભેગાં કરી દીધાં. ઇસ્લામી દુનિયામાં ઊથલપાથલ થઈ ગઈ. ખુરાસાનથી શામ (સીરિયા) પર્યંત આકાશ નીચે સનસનાટી ફેલાઈ રહી. ઉમ્મુદ્દુનિયા (દુનિયાની માતા) તરીકે ઓળખાતા બગદાદની ઈંટ ભેગી ઈંટ મળી ગઈ. મહાન મહાન

૧. (ફા.) મઝહબી બંધનો ન માનનાર પુરુષ
૨. અર્થાત્ પૈસા ખાતર શે'રો રચી નહિ.
૩. સલીમ નીસારી—તારીખે અદબિયાતે ઈરાન, પૃ. ૧૧૯

નગરોનાં ખંડેરોમાંથી ધૂળ ઊડતી થઈ. બધાં મળી ઓછામાં ઓછાં પચાસ સાઠ લાખ માણસો એક જ ઝપાટે ફના થઈ ગયાં. આ બનાવે ફાની દુનિયાનો એવો તો ખ્યાલ આપ્યો કે તે ચિતાર લાંબા સમય પર્યંત લોકોના માનસ ચક્ષુ આગળ દેખાતો રહ્યો. આ પરિસ્થિતિમાં ગમગીન દિલ અને મૂંઝાઈ ગયેલી લાગણી બીજી તરફ વળ્યાં. ગઝલ આંતરિક ઉમળકા અને દિલના ભાવોની દર્શક છે, તેથી ફૂટેલા ફાટેલા જિગરના ઘાની કેફિયત જબાન પર આવવા લાગી. જે લોકોના દિલ ઉપર વધારે ચોટ લાગી હતી અને જેમનાં દિલ વધારે શક્તિશાળી હતાં તેમની અલ્લાહ પ્રત્યેની લગનીમાં વૃદ્ધિ થઈ. તસવ્વુફનો પાયો દુનિયા અને તેના વિષયો પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ છે, આથી દરેક દિશા અને ખૂણામાં તસવ્વુફની ચર્ચા શરૂ થઈ. આવા સમયમાં એવી મોટી સંખ્યામાં સૂફી શાયરો પેદા થયા કે એટલા કોઈ અન્ય સમયમાં થયા ન હતા. એઓમાં સ્વતંત્ર અને શાંત રહી કામ કરનારા મૌલાના રૂમી, ઇરાકી (મૃ. ઈ. સ. ૧૨૮૮), શેખ સા'દી, ચબિસ્તરી (મૃ. ઈ. સ. ૧૩૨૦) વગેરે હતા તેમની શાયરી તસવ્વુફના સાહિત્યબાગનાં ફળફૂલ છે. એમાં ગઝલને ગઝલ બનાવનાર મૌલાના રૂમી, ઇરાકી અને શેખ સા'દી હતા.

## સૂફી શાયરીની વિશાળતા, દુર્ગમતા અને ગહનતા

તસવ્વુફમાં શરૂઆતથી નીતિને લગતા વિષયો સામેલ થઈ ગયા હતા, કારણ કે તસવ્વુફ સાથે નીતિને ખાસ સંબંધ છે. નીતિશાસ્ત્ર એ સમયે ઘણું વ્યાપક થઈ ગયું હતું. હઝરત ઇમામ ગઝ્ઝાલીની ઇહિયાઉલ્‌ઉલૂમે[1] એ ઇલ્મની સૂક્ષ્મ બાબતો સામાન્ય કરી નાખી હતી.

નાસિરુદ્દીન તૂસી( મૃ. ઈ. સ. ૧૨૭૪ )એ અખ્લાકે નાસિરીમાં એરિસ્ટોટલની ફિલસૂફીમય નીતિ સમજાવી, તેની અસરથી નીતિનો સંગ્રહ શાયરીમાં તૈયાર થઈ ગયો. સૂફી શાયરો આ કારણને

૧. એ પુસ્તક તેમણે અરબી ભાષામાં લખેલું છે.

જેટલી સ્પષ્ટ રીતે દેખાતાં ન હતાં. એમણે ગઝલમાં રિન્દ[1] અને મસ્ત હાલતના વિષયો વર્ણવ્યા છે. એમના મદિરા–કાવ્યો ખય્યામનાં જેવાં જ છે; પરંતુ એમના કાવ્યોમાં મારિફતનો શરાબ છે. મારિફતને ઇશ્કની ભાષામાં નિરૂપનાર હકીમ સનાઈ પ્રથમ હતા અને તેના ઉપર મોટી ઇમારત ચણનાર ખાજા અત્તાર હતા. ફારસી ગઝલોમાં ઇશ્ક, શરાબ, જામ, મયખાના, ખરાબાત, સનમ, સાકી વગેરે શબ્દોને મોહક બનાવનાર એ જ હતા. એમણે ગઝલમાં સૂફી ભાવો અને ભાવનાઓ નિરૂપ્યાંએમની ભાષા એટલી સરળ છે કે એના પછી કોઈ શાયર એમાં એટલી સરળતા સાધી શક્યો નથી. એમણે કોઈની ખોટી પ્રશંસા કરવા કાવ્યો લખ્યાં નથી; તે પોતે જ એ અંગે કહે છે:

> 'ब ऊ़म्रे ख़ीश मद्हे कस न गुफ़्तम,
> दुर्रो अज़ बह्रे दुनिया मन नसुफ़्तम।

[ મારી જિંદગી દરમિયાન કોઈની પ્રશંસાનાં કાવ્યો મેં લખ્યાં નહિ; દુનિયા માટે હીરામાં કાણું મેં પાડયું નહિ.[2] ]

એમની ગદ્ય અને પદ્ય કૃતિઓની સંખ્યા કુરાને શરીફના સૂરાના (એટલે કે એકસો ચૌદ) જેટલી ગણવામાં આવે છે.[3]

## સૂફી શાયરીની પ્રગતિમાં ઉછાળો

હઝરત ખાજા ફરીદુદ્દીન અત્તાર પછી સૂફી શાયરીની પ્રગતિ માટે ઘણાં કારણો પેદા થયાં. તાતાર લોકોએ ક્રૂરતાથી પ્રજાને લૂંટી લીધી. મહાન બાદશાહોના તાજ અને તખ્ત ધૂળ ભેગાં કરી દીધાં. ઇસ્લામી દુનિયામાં ઊથલપાથલ થઈ ગઈ. ખુરાસાનથી શામ (સીરિયા) પર્યંત આકાશ નીચે સનસનાટી ફેલાઈ રહી. ઉમ્મુદ્દુનિયા (દુનિયાની માતા) તરીકે ઓળખાતા બગદાદની ઈંટ ભેગી ઈંટ મળી ગઈ. મહાન મહાન

૧. (ફા.) મઝહબી બંધનો ન માનનાર પુરુષ
૨. અર્થાત્ પૈસા ખાતર શે'રો રચી નહિ.
૩. સલીમ નીસારી—તારીખે અદબિયાતે ઈરાન, પૃ. ૧૧૯

નગરોનાં ખંડેરોમાંથી ધૂળ ઊડતી થઈ. બધાં મળી ઓછામાં ઓછાં પચાસ સાઠ લાખ માણસો એક જ ઝપાટે ફના થઈ ગયાં. આ બનાવે ફાની દુનિયાનો એવો તો ખ્યાલ આપ્યો કે તે ચિતાર લાંબા સમય પર્યંત લોકોનાં માનસ ચક્ષુ આગળ દેખાતો રહ્યો. આ પરિસ્થિતિમાં ગમગીન દિલ અને મૂંઝાઈ ગયેલી લાગણી બીજી તરફ વળ્યાં. ગઝલ આંતરિક ઉભળકા અને દિલના ભાવોની દર્શક છે, તેથી ફૂટેલા ફાટેલા જિગરના ઘાની કેફિયત જબાન પર આવવા લાગી. જે લોકોના દિલ ઉપર વધારે ચોટ લાગી હતી અને જેમનાં દિલ વધારે શક્તિશાળી હતાં તેમની અલ્લાહ પ્રત્યેની લગનીમાં વૃદ્ધિ થઈ. તસવ્વુફનો પાયો દુનિયા અને તેના વિષયો પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ છે, આથી દરેક દિશા અને ખૂણામાં તસવ્વુફની ચર્ચા શરૂ થઈ. આવા સમયમાં એવી મોટી સંખ્યામાં સૂફી શાયરો પેદા થયા કે એટલા કોઈ અન્ય સમયમાં થયા ન હતા. એઓમાં સ્વતંત્ર અને શાંત રહી કામ કરનારા મૌલાના રૂમી, ઇરાકી (મૃ. ઈ. સ. ૧૨૮૮), શેખ સા'દી, શબિસ્તરી (મૃ. ઈ. સ. ૧૩૨૦) વગેરે હતા તેમની શાયરી તસવ્વુફના સાહિત્યબાગનાં ફળફૂલ છે. એમાં ગઝલને ગઝલ બનાવનાર મૌલાના રૂમી, ઇરાકી અને શેખ સા'દી હતા.

## સૂફી શાયરીની વિશાળતા, દુર્ગમતા અને ગહનતા

તસવ્વુફમાં શરૂઆતથી નીતિને લગતા વિષયો સામેલ થઈ ગયા હતા, કારણ કે તસવ્વુફ સાથે નીતિને ખાસ સંબંધ છે. નીતિશાસ્ત્ર એ સમયે ઘણું વ્યાપક થઈ ગયુ હતું. હઝરત ઇમામ ગઝ્ઝાલીની ઇહિયાઉલ્‌ઉલૂમે[1] એ ઇલ્મની સૂક્ષ્મ બાબતો સામાન્ય કરી નાખી હતી.

નાસિરુદ્દીન તૂસી( મૃ. ઈ. સ. ૧૨૭૪ )એ અખ્લાકે નાસિરીમાં એરિસ્ટોટલની ફિલસૂફીમય નીતિ સમજાવી, તેની અસરથી નીતિનો સંગ્રહ શાયરીમાં તૈયાર થઈ ગયો. સૂફી શાયરો આ કારણને

૧. એ પુસ્તક તેમણે અરબી ભાષામાં લખેલું છે.

લઈને ફિલસૂફીના વિષયો પણ નિરૂપતા થયા હતા તેથી એમ કહી શકાય કે ફારસી શાયરીમાં ફિલસૂફી તસવ્વુફના રસ્તે આવી. મૌલાના જલાલુદ્દીન રૂમી અને શેખ મુશુદ્દીન અકબર ફિલસૂફીના વિષયમાં અતિ નિષ્ણાત હતા. તેઓ સૂફી થયા પછી તેમના ફિલસૂફીના વિચારો તસવ્વુફના રંગથી રંગાઈને બહાર પડ્યા.

## મૌલાના જલાલુદ્દીન રૂમી ( ઈ. સ. ૧૨૦૭–૧૨૭૩ )

તસવ્વુફના વિષય ઉપર વિવેકબુદ્ધિથી વિચાર કરી લખનાર પ્રથમ વિદ્વાન હઝરત ઇમામ ગઝાલી હતા જેમને યોગ્ય રીતે સૂફીમતના એરિસ્ટોટલ કહી શકાય. હદીકતુલ્હકાઈકના લેખક સનાઈએ એક કદમ આગળ વધી તસવ્વુફમાં ફિલસૂફીનું બરાબર મિશ્રણ કર્યું. હઝરત ખ્વાજા ફરીદુદ્દીન અત્તારે એને શાયરીમાં બરાબર ઉતાર્યો. મૌલાના જલાલુદ્દીન રૂમીએ પોતાની જગતવિખ્યાત મસ્નવીમાં એ વિષયનું નિરૂપણ કરી લોકોમાં એને વહાવ્યો અને અમર કર્યો.

જલાલુદ્દીન રૂમી મૌલવી કે મૌલાનાએ રૂમ યા મુલ્લાએ રૂમી નામથી ઓળખાય છે. એ ઘણા સૂફીઓના[1] સંબંધમાં આવ્યા હતા. એમના પિતા બહાઉદ્દીન ( મૃ ઈ. સ. ૧૨૩૧ ) અતિ પવિત્ર વિદ્વાન હતા લોકો તેમને માન પણ બહુ આપતા હતા. મુસાફરી દરમિયાન ઈ. સ. ૧૨૧૨ માં નિશાપૂરમાં મહાન સૂફી હઝરત ફરીદુદ્દીન અત્તારને તે પોતાના પુત્ર જલાલુદ્દીન સાથે મળ્યા ત્યારે તેમણે અસ્રારનામહ[2] નામની મસ્નવીનું પુસ્તક જલાલુદ્દીનને ભેટ તરીકે આપ્યું અને તે વખતે બહાઉદ્દીનને કહ્યું, " આ કિંમતી જવાહરની બાબતમાં ગાફેલ રહેશો નહિ. એ એક દિવસ સારી દુનિયામાં ઊથલપાથલ મચાવશે. " એ સમયે જલાલુદ્દીનની ઉમર ફક્ત ૭ સાલની હતી.

---

૧. E. G. Browne—A Literary History of Persia, Vol. II, p. 515

૨. સલીમ નીસારી — તારીખે અદબિયાતે ઈરાન, પૃ. ૧૦

જલાલુદ્દીન પ્રથમ હઝરત શેખ બુરહાનુદ્દીન નામના સફીના મુરીદ થયા હતા. દસ વરસ પછી શમ્સુદ્દીન તબ્રીઝી[૧] (મૃ. ઈ. સ. ૧૨૪૬)ને પોતાના મુરશિદ તરીકે એમણે સ્વીકાર્યા હતા. તેમની સાથેના એમના સંબંધ વિશે વિવિધ પ્રકારની વાતો છે. શમ્સે તબ્રીઝને તેમના હઝરત પીર બાબા કમાલુદ્દીન જુન્દીએ હુકમ કર્યો કે રોમ જાઓ; ત્યાં કોઈ એક જણ પીડાય છે તેને ગરમ કરી આવો. હઝરત શમ્સ ફરતા ફરતા કોનિયા ઈ. સ. ૧૨૪૪માં પહોંચ્યા ત્યાં એક કારવાનસરાયમાં ઊતર્યા[૨]. એક દિવસ જલાલુદ્દીન રૂમીની સવારી મહાન ઠાઠથી ત્યાંથી નીકળી. હઝરત શમ્સે રસ્તા ઉપર જ તેને રોકીને જલાલુદ્દીનને પૂછ્યું, "મુજાહિદા અને રિયાઝતનો મકસદ શો?" જલાલુદ્દીને કહ્યું, "શરીઅતનું પાલન." હઝરત શમ્સે કહ્યું, "એ તો સૌ કોઈ જાણે છે." જલાલુદ્દીને કહ્યું, "એનાથી વિશેષ શું હોઈ શકે?" હઝરત શમ્સે કહ્યું, "ઇલ્મનો અર્થ એ થાય છે કે તે તમને મંઝિલ સુધી પહોંચાડે." તે પછી હઝરત શમ્સે હકીમ સનાઈની આ શેર સંભળાવી:

> अिल्म कज़ तू तुरा न बेसितानद,
> जहल ज़ाँ अिल्म बेह बुअद बिसियार ।

[ જે ઇલ્મ તને તારામાંથી ખેંચી ન લે તેના કરતાં અજ્ઞાનતા અતિ બહેતર છે. ]

જલાલુદ્દીન ઉપર આ શબ્દોની એવી તો અસર થઈ કે તે જ સમયે તે હઝરત શમ્સના મુરીદ થયા.

---

૧. ઈરાનમાં આઝરબાયનમાં તબ્રીઝ નામનું શહેર છે ત્યાં તે જન્મ્યા હતા. એ એક ફરતા ફકીર હતા.

૨. ત્યાં તેમણે એક મહાન વેપારી હોવાનો ડોળ કર્યો, પરંતુ તેના ઓરડામાં કઈ જ ન હતું. પાણી માટે એક ફૂટેલો તૂટેલો ઘડો, એક જૂની સાદડી અને ઓસિકા માટે એક ઢેફું હતાં. તે દસ કે બાર દિવસને અંતરે એક વખત ખાતા હતા. ( મનાકિબુલ્આરિફીન )

એક દંતકથા એવી છે કે મૌલાના જલાલુદ્દીન એક વખત એક હોજના કિનારા ઉપર બેઠા હતા. સામે કેટલાંક પુસ્તકો મૂકેલાં હતાં. હઝરત શમ્સે તેમને પૂછ્યું, "આ શાનાં પુસ્તકો છે?" મૌલાનાએ કહ્યું, "એ કીલ વ કાલ (ઊહાપોહ) છે. તમારે એનું શું કામ છે?" હઝરત શમ્સે પુસ્તકો ત્યાંથી ઉપાડીને તે હોજમાં ફેંકી દીધાં. આથી મૌલાનાને અતિ રંજ થયો અને તે બોલ્યા, "મિયાં દુરવેશ! આપે એવી ચીજોનો નાશ કર્યો છે કે જે હવે કોઈ પણ રીતે પ્રાપ્ત થઈ શકે નહિ." હઝરત શમ્સે હોજમાં હાથ નાખી તમામ પુસ્તકો બહાર કાઢ્યાં અને કિનારા ઉપર મૂકી દીધાં. એ પુસ્તકો અગાઉના જેવી સૂકી હાલતમાં હતાં. આથી મૌલાનાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમની આ હાલત જોઈ હઝરત શમ્સે કહ્યું, "એ 'હાલ'ની સ્થિતિની બાબત છે. તમને એની શી ખબર?"

હઝરત મૌલાના જલાલુદ્દીને કોનિયામાં એક ખાનકાહ સ્થાપી હતી. તેમાં ઘણા મુરીદો એકઠા થયા હતા. તેમણે સ્થાપેલો ફિરકો મૌલવી[1] નામે ઓળખાય છે.

સૂફી શાયરોમાં હઝરત મૌલાના રૂમીનું સ્થાન સર્વોચ્ચ છે.

પોતાની દીવાન (એટલે કે ગઝલ-સંગ્રહ)માં હઝરત શમ્સે તબ્રીઝીના નામ ઉપરથી તેમણે પોતાનું તખલ્લુસ શમ્સ રાખ્યું હતું અને તે સંગ્રહ 'દીવાને શમ્સ' નામે ઓળખાય છે. તેમની મસનવી ઘણી જ મશહૂર છે. તેમાં બધી મળી છત્રીસ હજાર બૈત છે. એ વિશે કહેવાય છે કે

मस्नविये मौलवीअे मअ़्नवी,
हस्त कुर्‌आन दर जबाने पहलवी ।

[ મૌલવી માનવી (જલાલુદ્દીન)ની મસ્નવી પહેલવી (અર્થાત્ ફારસી) ઝબાનમાં કુરાન છે. ]

૧. એ વિશે વિગત આગળ ઉપર આવશે.

હુસામુદ્દીન ચલપી (મૃ. ઈ. સ. ૧૨૮૪) નામના મહાન આરિફ જલાલુદ્દીનના ખાસ મુરીદોમાંના એક હતા. તે મજકૂર મસ્નવી લખવામાં મુખ્ય-કારણરૂપ હતા. મૌલાના જલાલુદ્દીનના મુરીદો હકીમ સનાઈ અને ખ્વાજા ફરીદુદ્દીન અત્તારની મસ્નવીઓ વાંચવામાં ઘણો રસ લેતા હતા[1] તેથી હુસામુદ્દીને તસવ્વુફ ઉપર કાવ્ય લખવા માટે તેમના મુરશિદ મૌલાના જલાલુદ્દીનને સૂચના કરી અને મુરશિદે મુરીદની સૂચના માન્ય રાખી. પરિણામે તે જ વખતે મસ્નવી રચવાનું શરૂ થયું. મસ્નવીનું પ્રથમ દફતર (એટલે કે પુસ્તક) લખાયા પછી હુસામુદ્દીનની ધર્મપત્નીનું અવસાન થયું તેથી તે જલાલુદ્દીન રૂમી પાસે આઘાતને લઈને બે વરસ પર્યંત આવી શકયા નહિ. આથી મસ્નવી લખવાનું કામ બંધ રહ્યું. પછી ઈ. સ. ૧૨૬૩ માં તે પાછા આવ્યા ત્યારે જ રચના માટેની પ્રેરણાની શરૂઆત થઈ.

મસ્નવીનાં ૭ દફતરોમાં તસવ્વુફના સિદ્ધાંતો અને કથનોને વાર્તા, દૃષ્ટાંત, કુરાને શરીફની આયતો અને ઐતિહાસિક વાતો મારફત સમજાવવામાં આવ્યાં છે. એમાં બોધ અને ઉપદેશ પણ આવે છે. શાયર એ ગ્રંથના અરબીમાં લખેલા દીબાચામાં જણાવે છે કે "આ કિતાબ કુરાને શરીફનુ વિવરણ અને નીતિનો સુધારક છે. એમાં અદ્દભુત અને અસાધારણ વાતો, ઉત્તમ પ્રવચનો અને મહત્ત્વની દલીલો છે. એ સાલિકોને જવાનો રાહ અને તે ઉપર ચાલતાં બાળકો માટે આનંદપ્રમોદ મારફત શીખવા માટે બાગ છે."

મૌલાના જલાલુદ્દીન રૂમી અદ્વૈતવાદ ઉપર લખનારાઓમાં સૌથી મહાન છે. એમ કહેવાય છે કે એ ઘણા રોજા રાખતા હતા. વજૂદ અને હાલની અવસ્થામાં ગરકાવ થઈ જતા ત્યારે ઘણી વાર બેઠેલા હોય ત્યાંથી એકદમ ઊઠીને નાચવા લાગી જતા. કોઈ કોઈ વાર કોઈ ન જાણે તેમ એકાદ દિશામાં ચાલી નીકળતા અને કેટલાંયે અઠવાડિયાં ખેપતા રહેતા. લોકો તેમને દરેક દિશામાં શોધવા નીકળી પડતા. આખરે કોઈ વેરાન સ્થળે તેમનો પત્તો લાગતો. તેમના

ખાસ મુરીદો તેમને ત્યાંથી લઈ આવતા. સમાની મજલિસોમાં દિવસો ને દિવસો સુધી હોશમાં આવતા નહિ. રસ્તે ચાલતા હોય ત્યારે પણ એકાદ બાજૂથી કંઈ એવો અવાજ કાન ઉપર પડતો વેંત ત્યાં જ ઊભા રહેતા અને મસ્તીની હાલતમાં નાચવા લાગતા.

તેમની શે'રોમાં અશ્લીલ બીભત્સ ભાષા સિદ્ધાંતોના નિરૂપણમાં જોવામાં આવે છે તે તેમની 'હાલ'ની પરાકાષ્ઠાનો નિર્દેશ કરે છે. તેમણે રચેલી જે મસ્નવીને ફારસી ભાષાનું કુરાને શરીફ કહેવામાં આવે છે તેમાં પણ કેટલીક એવી વાર્તાઓ મળે છે.

એમ કહેવાય છે કે મૌલાનાના ઘરમાં એક થાંભલો હતો. જ્યારે ઇશ્કના દરિયામાં ડૂબકી મારતા ત્યારે હાથ થાંભલા ઉપર મૂકતા અને તેની આસપાસ ફરતા અને શે'રો કહેતા. તેમની નજીક બેઠેલા માણસો તે લખી લેતા.[1] એમ પણ કહેવાય છે કે હુસામુદ્દીન અને મૌલાના રૂમી આખી રાત જાગતા; મૌલાના શે'રો ગાતા રહેતા અને હુસામુદ્દીન તે લખતા રહેતા. રાત્રિ દરમિયાન પ્રેરણાથી લખાયેલી શે'રો મૌલાના બીજે દિવસે ફરીથી જોઈ જતા.

ઇરાકી ( મૃ. ઈ. સ. ૧૨૮૯ )[2]

મહાન સૂફી શાયર શેખ ફખ્રુદ્દીન ઇબ્રાહીમ બિન શહરિયાર ઇરાકીનો જન્મ હમદાન નજીક આવેલા બકજાન (યા બાકૂજાન)માં થયો હતો. તેમણે નાની ઉંમરે કુરાને શરીફ મોઢે કર્યું હતું.[3] હમદાનના લોકો તેમના મધુર કંઠ ઉપર ફિદા હતા.

---

૧. દોલતશાહ સમરકંદી—તઝકિરતુશ્શુઅરા, પૃ. ૧૨૮
૨. મયખાનહ અને નફહાતુલ્ઉન્સ. તારીખે ગુઝીદહમાં હિ. સ. ૬૮૬ (ઈ. સ. ૧૨૮૭) છે અને તઝકિરતુશ્શુઅરામાં હિ. સ. ૭૦૯ (ઈ. સ. ૧૩૦૯) છે; પરંતુ ઉપર જણાવવામાં આવી છે તે જ આધારભૂત સાલ છે.
૩. જામીની નફહાતુલ્ઉન્સમાં એક રિવાયત છે કે તેમણે નવ મહિનામાં એ કંઠે કર્યું હતું અને એ સમયે એમની ઉમર ફક્ત પાંચ સાલ અને નવ મહિનાની હતી.

સત્તર વરસની ઉમર પર્યંત હમદાનના મદ્રેસામાં જ્ઞાન સંપાદન કરી તે બગદાદ ચાલ્યા ગયા અને શેખ શિહાબુદ્દીન સુહ્‌રવર્દી (મૃ ઈ. સ. ૧૨૩૪)ની સેવામાં રહ્યા. ત્યાં તે તેમના મુરીદ થયા અને રૂહાની તાલીમ મેળવી. તેમની પાસે રહી વરસો પર્યંત તે રિયાઝત અને ઇબાદત કરતા રહ્યા. એ જ સમય બાદ હઝરત શેખ શિહાબુદ્દીને તેમને 'ઇરાકી' તખલ્લુસ આપ્યું અને ભારત જવા હુકમ કર્યો ભારતમાં આવી મુલતાનના હઝરત શેખ બહાઉદ્દીન ઝકરિયા (મૃ. ઈ. સ. ૧૨૫૮)ની ખિદમતમાં રહી તેમણે આધ્યાત્મિક અને આંતરિક સમૃદ્ધિ વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત કરી.

એક દંતકથા એવી છે કે અભ્યાસ પૂરો કરી તે હમદાનના મદ્રેસામાં પાઠ શીખવી રહ્યા હતા ત્યારે કલંદારોની[1] એક જમાત ત્યાં આવી અને તેણે ગઝલ ગાઈ. તેની શે'રો સાંભળી હઝરત શેખ ફખ્રુદ્દીન ઇરાકી બેચેન બની ગયા અને તેમના ઉપર વજ્‌દની હાલત છવાઈ ગઈ. તે પછી બન્યું એવું કે તે કલંદરોમાંનો એક ખૂબસૂરતીમાં અજોડ હતો. તેની ફાની ખૂબસૂરતી જોઈને હઝરત ઇરાકીના દિલમાં ઇશ્કે હકીકીની આગ ભડકી ઉઠી. તેમણે કપડાં ફાડી નાખી માથા ઉપરથી ઇમામો (ફેંટો) ઉતારી ફેંકી દીધો અને બોલ્યા :

चेह ख़ुश बाशद कि दिल्‌दारम तू बाशी,
नदीमो मुअनिसो यारम तू बाशी ।

૧. એ નામનો મુસલમાન સંતોનો એક ફિરકો છે. તેઓ માથુ અને દાઢી મૂડાવે છે અને સ્ત્રી, માલમિલકત, મિત્ર વગેરે તમામ દુન્યવી વસ્તુઓનો ત્યાગ કરે છે. મુસ્લિમ જગતમાં તેઓ નગ્ન પગે ફરતા રહે છે અને ભિક્ષા ઉપર જ તેમના ગુજરાનનો આધાર હોય છે. તેઓ દેખાવની પરવા કરતા નથી. લોકોના અભિપ્રાયની તેમને પડી નથી.
કલંદર યૂસુફ અન્દુલસી નામના સ્પેનના મુસ્લિમ એ ફિરકાના સ્થાપક હતા તેથી એનું એ નામ પડ્યું.
E. G. Browne—The History of Ottomon Poetry
કલંદરો દીન તેમજ દુનિયાના સંબંધ બાબતમાં આઝાદ હોય છે.

[ મારો દિલદાર તું હોય અને મારો સાથી, દોસ્ત અને યાર તું હોય તો કેવી મઝાની વાત! ]

આ પછી કલંદરો સાથે હમદાનથી તે ચાલી નીકળ્યા અને ઇરાક, અરબસ્તાન અને ઈરાનની મુસાફરી કરી ભારતમાં આવી પહોંચ્યા. મુલતાનમાં જઈને કલંદરો સાથે હઝરત શેખ બહાઉદ્દીન ઝકરિયાની ખાનકાહમાં મુકામ કર્યો.[1] હઝરત શેખ બહાઉદ્દીનની નજર એમના ઉપર પડી ત્યારે એમનો ચહેરો કંઈક જાણીતો લાગ્યો તેથી પોતાના માનીતા શેખ ઇમાદુદ્દીનને તેમણે કહ્યું, "આ જવાનમાં સંપૂર્ણ શક્તિ હોય એમ મને માલૂમ પડ્યું છે. એણે અહીં રહેવું જોઈએ." હઝરત શેખ ફખ્રુદ્દીન ઇરાકીને પણ હઝરત શેખ ઝકરિયા તરફ ખેંચાણ જણાયું. તેમણે પોતાના સાથીઓને કહ્યું, "લોહચુંબક લોઢાને ખેંચે છે તેમ શેખ મને ખેંચે છે. તે મને બાંધી દેશે તેથી મારે અહીંથી તુરત જ ચાલી જવું જોઈએ."

આથી તે મુલતાનથી દિલ્હી ગયા અને ત્યાંથી સોમનાથ તરફ જતા હતા ત્યારે રસ્તામાં વંટોળ ચઢતાં કલંદરો એકબીજાથી વિખૂટા થઈ ગયા. હઝરત શેખ ફખ્રુદ્દીન ઇરાકી પણ સાથીઓથી અલગ થતાં પરેશાન હાલતમાં આમતેમ ભટકતા રહ્યા. આખરે તે મુલતાન પહોંચ્યા. હઝરત શેખ બહાઉદ્દીન એમને જોતાં વેંત બોલ્યા, "ઇરાકી! તું અમારી પાસેથી નાસી છૂટ્યો હતો." ત્યારે શેખ ફખ્રુદ્દીને જવાબમાં કહ્યું:[2]

---

૧. એમણે એમની મશહૂર ગઝલ એ જ ખાનકાહમાં લખી હતી જેની પૂર્વ કડી આ છે:—

નુખુસ્તીન બાદહ કન્દર જામ કર્દન્દ,
ज़े चश्मे मस्ते साक़ी वाम कर्दन्द ।

[ પ્યાલીમાં પ્રથમ શરાબ રેડ્યો તે સાકીની મસ્ત આંખમાંથી ઉછીનો લીધો. ]

૨. અબ્દુલનબી—મયખાનહ, પૃ. ૩૨

अज़ तू नगुरीज़द दिले मन यक ज़मान,
कालबुद रा कय बुअद अज़ जाँ गुज़ीर।
दायअे लुत्फ़त मरा दर बर गिरिफ़्त,
दाद बैश अज़ मादरम ख़ुद गूनअे शीर।

[ થોડા સમય માટે પણ મારું દિલ તારી પાસેથી નાસી શકે નહિ. ખોળિયાને જાન વગર કેવી રીતે ચાલે ?

તારી મહેરબાનીની દાયાએ મને ખોળામાં લીધો અને મારી માતાના કરતાં સો ગણું વિશેષ દૂધ આપ્યું. ] .

તે પછી હઝરત શેખ બહાઉદ્દીન ઝકરિયા એમને એકાંતમાં લઈ ગયા. ત્યાં એ ચિલ્લામા[1] બેઠા. અગિયારમે દિવસે એક અજબ હાલત એમના ઉપર છવાઈ ગઈ. એ રોતા હતા અને ગઝલ ગાતા હતા.[2]

હઝરત શેખ બહાઉદ્દીન ઝકરિયાના મુરીદોએ હઝરત શેખ ફખ્રુદ્દીન ઇરાકીને ગાતાં જોયા ત્યારે તેમણે પોતાના મુરશિદને ખબર આપી કે "આવી બાબતોની તો મનાઈ છે તો ફખ્રુદ્દીન ઇરાકી એ કેવી રીતે કરી શકે ?" મુરશિદે જવાબમાં કહ્યું, "તમારે માટે એ મનાઈ છે, તેમને માટે નહિ"

તે પછી એક દિવસ હઝરત શેખ બહાઉદ્દીન ઝકરિયાએ પોતાનો ખિરકો ઉતારી એમને પહેરાવી દીધો અને તેજ મજલિસમાં પોતાની પુત્રીને લગ્નગ્રંથિથી એમની સાથે જોડી દીધી. એ સંબંધથી એમને કબીરુદ્દીન નામે એક પુત્ર થયો. હઝરત શેખે અવસાન વખતે

૧. ફારસીમા चहल (૪૦)નું દૂંકુ રૂપ चिल ઉપરથી चिल्लह છે. એનો અર્થ 'ચાળીસ દિવસનો સમય' એવો થાય છે. દરવેશ લોકોની એ એક પ્રકારની ચાળીસ દિનની તપશ્ચર્યા છે જે દરમિયાન તેઓ એકાંતવાસો અપનાવે છે. તેમાં રોજા રાખે છે અને અલ્લાહની પ્રાર્થના કરતા રહે છે. દૂંકમાં, એમા ખાવાનું, પીવાનું તેમજ બોલવાનું બંધ હોય છે; પ્રાર્થના સિવાય તેઓ બીજુ કંઈ કરતા જ નથી.

૨. અબ્દુન્નબી — મયખાનહ

ઇરાકીની નિમણૂંક પોતાના ખલીફા તરીકે કરી. ભારતમાં એ પચીસ વરસ રહ્યા હતા.[1]

હઝરત શેખ ફખ્રુદ્દીન ઇરાકી 'હાલ' અવસ્થામાં આવી જતા ત્યારે પોતાનાં લાગણી અને ભાવો શે'રો અને શાયરી મારફત પ્રગટ કરતા રહેતા. ઉપર જણાવ્યા મુજબ હઝરત શેખ બહાઉદ્દીન ઝકરિયાના અન્ય મુરીદો આ કાર્યને પોતાના ફિરકાના સિદ્ધાંતો વિરુદ્ધ સમજતા હતા, આથી હઝરત શેખ ફખ્રુદ્દીન ઇરાકીને આ બાબતની જાણ થઈ ત્યારે ત્યાંથી છૂટા થઈ તે એડન તરફ ચાલ્યા ગયા ત્યાંના સુલતાનને તેમની શાયરી બહુ પસંદ હતી, તેથી તેણે ત્યાંના વિદ્વાનો અને સંતોને સાથે રાખીને તેમનો સત્કાર કર્યો. શાહી ખાનકાહમાં તેમને મુકામ આપ્યો અને દરેક પ્રકારની તેમને માટે વ્યવસ્થા કરી. હજની મોસમ આવી ત્યારે હઝરત શેખ ફખ્રુદ્દીન ઇરાકીએ કાબાની હજ કરવાનો ઇરાદો જાહેર કર્યો, પરંતુ સુલતાન તેમનાથી છૂટા થવાનું પસંદ કરતો ન હતો તેથી પરવાનગી લીધા વગર ત્યાંથી તે ચાલી નીકળ્યા. સુલતાનને આ બાબતની ખબર મળી ત્યારે તે પણ હજ કરવા નીકળ્યો, પરંતુ થોડે જઈ પાછો આવી રહ્યો અને બેહદ માલ અને દોલતનું નજરાણું તેમના ઉપર મોકલ્યું અને લઈ જનારને જણાવ્યું કે "જો તે કબૂલ ન કરે તો તેમના નોકરો અને મુરીદોને વહેંચી દેવું."

કાબાથી પાછા ફરીને તે રોમ ગયા અને કોનિયા પહોંચ્યા. ત્યાં હઝરત શેખ સદ્રુદ્દીન[1] (મૃ. ઈ સ. ૧૨૭૪)ની ખિદમતમાં રહ્યા.

ત્યાંના તેમના વસવાટ દરમિયાન તેમના ઉપર રોમના હાકિમ અમીર મોઈનુદ્દીનની ઘણી જ શ્રદ્ધા થઈ ગઈ. કોઈ સ્થળ પસંદ કરી ત્યાં પોતાની ખાનકાહ બનાવી લેવા તેણે તેમને આગ્રહ કર્યો અને તેની વિનંતિનો તેમણે સ્વીકાર કર્યો. એક વખતે તે અમીર એક રોકડ રકમ લઈ તેમને આપવા તેમની ખિદમતમાં હાજર થયો, પરંતુ તે તેમણે કબૂલ કરી નહિ. અમીર નિરાશ થઈ બોલ્યો, "આપ મારા તરફથી કોઈ સેવા

૧. મિરાતુલખયાલ, પૃ. ૬૪

લેતા નથી અને મારા તરફ કંઈ ધ્યાન પણ આપતા નથી." હઝરત શેખે હમીને જવાબ આપ્યો, "ઓહ અમીર! અમે લોકો ધનથી છેતરાતા નથી."

એક આખો દિવસ હઝરત શેખ પોતાના વસવાટના સ્થળે ન હતા. બે દિવસ પર્યંત ત્યાં આવ્યા પણ નહિ આ વાતની જાણ થતાં વેંત અમીર મોઈનુદ્દીને દરેક દિશામાં તેમને શોધવા માણસો મોકલ્યા, પરંતુ કંઈ પત્તો લાગ્યો નહિ. ત્રીજે દિવસે ખબર મળી કે પહાડની તળેટીમાં છે. અમીર મોઈનુદ્દીન પોતાના સાથીઓ સાથે ત્યાં ગયો ત્યારે ઉઘાડે પગે બરફના મોટા ટુકડા ઉપર તે નાચતા હતા અને શે'ર ગાતા હતા. તેઓ તેમને મહામુશ્કેલીથી સમજાવી શહેરમાં લાવ્યા, પરંતુ થોડા સમય બાદ ત્યાંથી તે મિસર ચાલ્યા ગયા. ત્યાંના સુલતાનની પણ તેમનામાં અતિ શ્રદ્ધા થઈ ગઈ અને સલ્તનતના શેખુશ્શુયૂખનું[1] પદ તેમને એનાયત કરવાની વિધિ તેણે ૭ હજાર સૂફીઓની હાજરીમાં કરી, તેણે તેમને ખિનાત[2] અને તૈલસાન[3] પહેરાવ્યાં તે પછી નીકળેલી સવારીમાં હઝરત શેખ ઘોડા ઉપર બેઠેલા હતા; તમામ સૂફીઓ, આલેમો અને અમીરો પગપાળા ચાલતા હતા પોતાનું આ બહુમાન જોઈ તેમને પોતાના ઉપર નફ્સનો હુમલો થયેલો લાગ્યો તેથી બેચેન થઈ તૈલસાન અને ઈમામો માથા ઉપરથી ઉતારી ઘોડાની જીન ઉપર મૂક્યા થોડો સમય ગયા પછી ફરીથી ઇમામો માથા ઉપર મૂક્યો કેટલાક તેમનું આ વર્તન જોઈ હસ્યા અને માહોમાહે કહેવા લાગ્યા કે આવો દીવાનો આદમી શેખુશ્શુયૂખના પદ માટે કેવી રીતે યોગ્ય હોઈ શકે! વઝીરે પણ તે જોયું હતું તેથી શેખને

---

૧. શેખો એટલે કે ઇસ્લામ ધર્મના આચાર્યોમાં વડો; આલેમ અને ફાઝેલ લોકોમાં વડો

૨. અમીર કે બાદશાહ તરફથી જે પોશાક એનાયત કરવામાં આવે છે તે

૩. એક પ્રકારની ચાદર જે ખુતબો પઢનારા તેમજ કાઝી લોકો પોતાના ખભા ઉપર રાખે છે, ફેંટાનો છેડો જે લટકતો રહે છે તે

પૂછ્યું, "ઓહ શેખ ! આપે એમ કેમ કર્યું ?" શેખે જવાબમાં કહ્યું, "આપ હકીકતથી વાકેફ નથી." તે પછી સુલતાનને આ બાબતની ખબર પડી ત્યારે તેણે શેખને બોલાવી પૂછ્યું, ત્યારે તેમણે જવાબ આપ્યો, "નફ્સે મારા ઉપર હુમલો કર્યો હતો. જો મેં તેમ ન કર્યું હોત તો હું તેમાંથી મુક્ત થયો ન હોત, બલ્કે હું અઝાબમાં[1] રહ્યો હોત." થોડા સમય બાદ મિસરમાં રહીને તે અકળાઈ ગયા એટલે દમશ્ક ગયા. ત્યાં તેમનો સુંદર સત્કાર થયો. ૭ મહિનામાં ત્યાં જ તેમનું અવસાન થયું.

ત્યાં જ તેમણે 'લમઆત' નામનું પુસ્તક તસવ્વુફના વિષય ઉપર લખ્યું હતું. તેમાં ગદ્ય અને પદ્યનું મિશ્રણ છે. જામીએ એનું વિવરણ લખ્યું છે જેનું નામ અશઅતુલ્લમઆત (તેજનાં કિરણો) છે. એ પુસ્તકનો વિષય તત્ત્વમાં જલાલુદ્દીન રૂમીની મસ્નવીથી જુદો પડતો નથી, પરંતુ પદ્ધતિમાં ફેર છે.[2]

તેમની એક દીવાન પણ છે. તેમની મસ્નવીનું નામ ઉશ્શાકનામહ[3] (આશકોનું પુસ્તક) છે.

## શેખ સા'દી શીરાઝી (ઈ. સ. ૧૧૮૪-૧૨૯૧)

એમનું નામ શરફુદ્દીન હતું, મુસ્લેહ એમનો લકબ હતો અને સા'દી એમનું તખલ્લુસ હતું.

શેખ સા'દી અગાઉ કેટલાક ફારસી શાયરોએ ગઝલ લખી હતી,

---

૧. (અ.) દોઝખ

૨. જામી–નફહાતુલઉન્સ

૩. બ્રિટિશ મ્યુઝિયમ કેટલોગ–ફારસી હસ્તલિખિત ગ્રંથ, પૃ. ૫૯૪

૪. એમના જન્મની સાલ વિશે વિવિધ મતો પ્રવર્તે છે; એ નિશ્ચિત નથી; પરંતુ ઈ. સ. ૧૧૭૫ અને ૧૧૯૪ દરમિયાન હોવાનું જણાય છે.

ઇ. જી. બ્રાઉન (A Literary History of Persia, Vol. II, p. 526 માં) ઉપર જણાવેલી સાલ જણાવે છે; પરંતુ એમ લાગે છે કે તેમણે ઈ. સ. ૧૧૭૫ અને ૧૧૯૪ ની વચ્ચેની સાલ સમાધાન તરીકે મૂકી છે.

પરંતુ એ કાવ્યપ્રકારને લોકપ્રિય અને આકર્ષક બનાવનાર શેખ સા'દી જ હતા. તેમના સમય પર્યંતમાં થઈ ગયેલા ગઝલશાયરોમાં તે સર્વશ્રેષ્ઠ હતા અને તેમના પછી થયેલાઓ સાથે તેમને સરખાવતાં તેમનું સ્થાન શેખ હાફિઝથી બીજે નંબરે છે. પરંતુ ગઝલ લખવાની કળાને પ્રથમ આગળ કરનાર શેખ સા'દી હોવાથી તેમને ગઝલના પેગમ્બર કહેવામાં આવ્યા છે; જેમકે:—

> दर शेअ्र से तन पयम्बरानन्द,
> हर चन्द केह ला नबियो बअ्दी ।
> अब्याती कसीदओ गज़ल रा,
> फ़िरदौसीओ अन्वरीओ सअ्दी ।

[ જો કે (પેગમ્બર મોહમ્મદ (સલ૦)એ કહ્યું હતું કે) 'મારા પછી કોઈ નબી એટલે કે પેગમ્બર થશે નહિ;' તેમ છતાં શાયરીમાં ત્રણ પેગમ્બર છે; મસ્નવીમાં ફિરદૌસી, કસીદામાં અન્વરી અને ગઝલમાં સા'દી. ]

તેમનો જન્મ શીરાઝમાં[1] થયો હતો. તેમના પિતાનું નામ અબ્દુલ્લાહ હતું. શેખ તેમના કુટુંબનો સન્માનસૂચક હોદ્દો હતો, કારણ કે તેનાં માણસોની વૃત્તિ હંમેશાં મઝહબી દીક્ષા આપવાની રહી

૧. શેખ સા'દી અને ખ્વાજા હાફિઝની જન્મભૂમિ શીરાઝ એ કવિરત્નોની ખાણ હતું. એ શહેરના બાગબગીચા, બહારની મોસમમાં ત્યાંનું ખૂબસૂરત દૃશ્ય, ત્યાંના લતામંડપો, કાયમ રહેતી હરિયાળી, મશહૂર રુકનાબાદ નદી, રંગબેરંગી ગુલો, ખુદ શહેર અને તેની આસપાસની આબોહવા એ એટલાં બધાં દિલકુશા અને દિલરુબા છે કે આજે પણ ત્યાં મુસાફરી કરી આવનાર મુક્તકંઠે તેમની તારીફ કરે છે તેઓ કહે છે કે "શાયરોને માટે શાયરીની રચના માટેનો તમામ સામાન તો માત્ર શીરાઝમાં જ મોજૂદ છે. શી ત્યાંની હવા, શું ત્યાંનું પાણી, કેવા ત્યાંના બાગબગીચા, શાં ત્યાંનાં ફૂલો, શા ત્યાંના શોખીન શહેરીઓ! ખેર! સા'દી અને હાફિઝ તો ત્યાં જ પાકે."

હતી. અબ્દુલ્લાહે પોતાના પુત્રને પણ અલ્લાહની પરસ્તિશ, અલ્લાહનો ડર, પવિત્રતા વગેરે તરફ વિશેષ આકર્ષણ કરાવ્યું.

ફાર્સ પ્રાંતના અતાબેક કુટુંબના સા'દ બિન ઝંગી (ઈ. સ. ૧૧૯૫–૧૨૨૬)ના દરબારમાં શેખ સા'દીના પિતા ઘણું ઊંચું સ્થાન ભોગવતા હતા, તેથી તેમણે પોતાનું તખલ્લુસ સા'દી રાખ્યું હતું.

એક વખત એવું બન્યું કે તેમની બાલ્યાવસ્થામાં તે પોતાના પિતા જોડે દરબારમાં ગયા ત્યારે બાદશાહે વહાલથી તેમને પૂછ્યું, "છોકરા! તારી ઉમર કેટલી?" તેમણે નમ્રતા અને વિવેકથી જવાબ આપ્યો, "જહાંપનાહ! આપની મહાન અને વૈભવી સલ્તનતથી પૂરાં બાર વરસ નાનો છું." તેમની આટલી નાની ઉંમરમાં આ હોશિયારી અને હાજરજવાબી જોઈ બાદશાહ અતિ ખુશ થયો અને અબ્દુલ્લાહને તેમની કેળવણીનો સારો પ્રબંધ કરવાનું કહ્યું કે જેથી કરીને તેમની બુદ્ધિ અને જ્ઞાનનો યોગ્ય અને સુંદર વિકાસ થવા પામે.

એક એવો મત પણ છે કે અતાબેક સા'દે જ તેમની કેળવણી માટે પ્રબંધ કર્યો અને પરિણામે બગદાદના પ્રખ્યાત નિઝામિયા મદ્રેસામાં તેમણે શિક્ષણ પ્રાપ્ત કર્યું.[1]

અબૂલફરજ અબ્દુર્રહમાન બિન જોઝી (મૃ. ઈ. સ. ૧૨૦૦) તેમના ઉસ્તાદોમાંના એક હતા. તેમના ઉપર[2] એમના ઘણા ઊંડા

એક સમયે શીરાઝના લોકોને શાયરીનો બેહદ ચસકો લાગ્યો હતો. અમીર કે ગરીબ, આલિમ કે જાહેલ, આલા કે અદના, જવાન કે બુઝુર્ગ દરેક દરેક શાયરીની મસ્તીમાં ફરતો. કોઈને શાયરી આવડતી, કોઈને ન આવડતી; પરંતુ ફેકાફેંકી કરવાનું અને દિમાગ લડાવવાનું તેઓ ચૂકતા નહિ. તે સમયે આ શહેર કળા-કૌશલ્ય અને વિદ્યાનું કેન્દ્ર ગણાતું હતું. દેશપરદેશના લોકો વિદ્યાપ્રાપ્તિ માટે ત્યાં આવતા હતા. મઝહબી અને અન્ય વિષયો માટે ત્યાં દારુલઉલૂમો (વિદ્યાલયો) હતાં.

૧. દોલતશાહ સમરકંદી—તઝકિરતુશ્શુઅરા

૨. સલીમ નીસારી—તારીખે અદબિયાતે ઈરાન, ભા. ૨, પૃ. ૨૧

સંસ્કાર પડ્યા હતા. હઝરત શેખ શિહાબુદ્દીન સુહ્રવર્દી (મૃ. ઈ. સ. ૧૨૩૪) જેવા મહાન નામી સૂફીના એ મુરીદ થયા હતા.

આધેડ વય બાદ એ સખત રિયાઝત અને ઇબાદતમાં સમય ગાળતા રહ્યા. સૂફી સાધકો પોતાના નફ્સને મારવાને પોતાના મુરશિદની સૂચનાથી વર્ષો પર્યંત હલકામાં હલકું ગણાતું કામ અને કઠણ જીવન અપનાવે છે; તેમ કરવા શેખ સા'દીએ પણ જેરુસાલેમ અને તેની આજુબાજુમાં ઘણો સમય ભિસ્તીનુ કામ કર્યું હતું.

શેખ સા'દી ઇસ્લામ દુનિયાના તેમના સમકાલીન મહાન મુસાફરોમાં ઉચ્ચ સ્થાન ભોગવતા હતા. તેમણે મક્કાની હજ દસબાર વાર પગપાળા કરી હતી[1] સંરક્ષણ માટે એક કુહાડી સિવાય સાથે કશું રાખતા ન હતા. કહેવાય છે કે તેમની માતૃભૂમિ ઈરાનમાં મોંગલ લોકોના હૂમલાઓથી ત્રાસી જઈ દિલની શાંતિ પ્રાપ્ત કરવા માટે તેમણે મુસાફરી કરવાનું શરૂ કર્યું હતું.[2] ઈ. સ. ૧૨૨૬ થી ૧૨૫૬ સુધીનો લાંબો સમય તેમણે મુસાફરીમાં જ ગુજાર્યો હતો. જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાંના વતનીઓનાં રહેણીકહેણી, રીતરિવાજ અને આચારવિચારનો અભ્યાસ કરતા હતા તથા ત્યાંના મૌલાનાઓ અને મૌલવીઓ, આલેમો અને આમ દરજ્જાના અન્ય લોકો, સૂફીઓ અને ગેરસૂફીઓ વગેરેના સંબંધમાં તે આવ્યા હતા. તે શાયર, સૂફી, ફકીહ, વાએઝ અને સૌંદર્યના પૂજારી હતા અને રમૂજી સ્વભાવ ધરાવતા હતા તેથી તેમણે દરેક દષ્ટિબિંદુથી સૃષ્ટિનુ અવલોકન કર્યું. તેમની બે જગમશહૂર કિતાબો ગુલિસ્તાન અને બોસ્તાન મુસાફરીમાં મેળવેલા તેમના અનુભવોનો નિચોળ છે. તે બંનેમાંની મુસાફરીને લગતી વાર્તાઓ જો ગપાટા અને કલ્પનારૂપે ન હોય તો એમ કહી શકાય કે શેખ સા'દીએ અરબસ્તાન, એશિયા માઈનોર, ઉત્તર આફ્રિકા વગેરે દેશોમાં મુસાફરી

૧. અબ્બાસ ઇકબાલ — તારીખે મુફસ્સલે ઈરાન
૨. દોલતશાહ સમરકંદી — તઝકિરતુશ્શુઅરા

કરી હતી;[1] તે કેટલોક સમય શામ (સીરિયા)માં પણ રહ્યા હતા અને ભારતમાં ઠેઠ સોમનાથ સુધી તશરીફ લાવ્યા હતા.[2]

ઈ. સ. ૧૨૫૬ માં શીરાઝ પાછા ફર્યા પછી સાહિત્યજીવનનું મંડાણ તેમણે માંડયું. વૃદ્ધાવસ્થા હોવાથી તે પછી તેમણે એકાંતમાં ઝૂંપડી બાંધી ખુદાની ઇબાદતમાં જિંદગી ગુજારવાનું પસંદ કર્યું. તે એકાંત જીવન માટે કહે છે કે :[3]

चू सा'दी कसी ज़ौक़े ख़िल्वत चशीद,
कि अज़ हर दो आलम ज़बान दर कशीद ।

[ જેણે બંને દુનિયામાંથી સા'દીની માફક પોતાની જબાનને ખેંચી લીધી (અર્થાત્ કાબૂમાં રાખી) તેણે જ એકાંત જીવનનો સ્વાદ ચાખ્યો. ]

તે ફારસી સાહિત્યના આસમાનના અવ્વલ દરજ્જાના ચમકતા સિતારાઓમાંના એક હતા. તેમની ગદ્ય તેમજ પદ્ય લખવાની અજબ શક્તિએ ફારસી સાહિત્યમાં રોશની કરી દીધી.

લગભગ સાતસો વરસ ઉપર તેમની કેળવાયેલી કલમ વડે લખાયેલ પુસ્તકો અદ્યાપિ પણ તાજાં ગુલોની ખુશબો પ્રસરાવે છે. ગદ્યમાં લખેલું ગુલિસ્તાન અને પદ્યમાં લખેલી બોસ્તાન મસ્નવી વાંચવાની શરૂઆત કરતાં જાણે એક ઉપદેશોના બાગમાં દાખલ થયા હોઈએ એવું માલૂમ પડે છે અને અંદર આગળ વધતાં ઉપદેશોનાં ફૂલો ચૂંટતા હોઈએ એવું ભાન થાય છે. હઝરત શેખ સાદીનાં આચરણ અને લખાણના અભ્યાસ ઉપરથી એવું જણાય છે કે તેમણે પોતાની કલમ અને ઝબાનને ઉપદેશ અને શીખામણ માટે વકફ કરી દીધાં હતાં.

---

૧. E. G. Browne — A Literary History of Persia.
૨. સલીમ નીસારી — તારીખે અદબિયાતે ઈરાન, ભા. ૨, પૃ. ૨૧
૩. બોસ્તાને સા'દી

બોસ્તાન યા સા'દીનામહમાં તેમણે પદ્યને ખૂબીથી ઇન્સાફ આપ્યો છે. એમાં નીતિ અને સૂફીમતને લગતી બાબતો વાર્તાઓમાં ચર્ચી છે અને હાજરજવાબીની વાતો, સુંદર શિખામણો વગેરે તેમણે મધુર કવિતામાં ગાયાં છે. એ પછી એક સાલ બાદ પૂરી થયેલી તેમની ગુલિસ્તાન 'ફારસી સાહિત્યમાં વધારેમાં વધારે મશહૂર કિતાબ છે. કિસ્સાઓ તેમજ સામાજિક અને નૈતિક શિખામણો અને બોધો આ ઉમદા પુસ્તકમાં મીઠી અને સાદી ભાષામાં ગોઠવવામાં આવ્યાં છે. એમ કહી શકાય કે ગુલિસ્તાન ગદ્યમાં પદ્ય છે. શેખ સા'દીના આ ગુલિસ્તાને બહારના બુલબુલની જેમ મધુર ગાન કરી સમસ્ત શીરાઝને મસ્ત બનાવી મૂક્યું હતુ.

તેમના સૂફી જીવન અને ચારિત્ર્યનું પ્રતિબિંબ તેમનાં કાવ્યોના આયનામાં આબેહૂબ નિહાળી શકાય છે. અન્યોને પરમાર્થનો બોધ કરી તે પોતે પોતાની ગરજ સારવા મથતા ન હતા. બીજાઓને મઝહબ, ઇન્સાફ અને નીતિની નસીહત આપી પંડે વિલાસિતામાં મશગૂલ રહેવું પસંદ કરતા ન હતા. તેમનુ મન વાસનાથી વિરક્ત હતું. દરેક સ્થિતિમાં સંતોષી રહેવા માટે તેમણે જેહાદ કરી હતી. એક વખત તેમના પગમાં જોડા ન હતા; આર્થિક હાલત પણ એવી ન હતી કે તે જોડા ખરીદી શકે. રસ્તે ચાલતાં તેમને કષ્ટ થતું હતું, તેથી તેમનું દિલ ખિન્ન થઈ ગયુ; તેવામાં કૂફાની મસ્જિદમાં જઈ પહોંચ્યા. તેના દરવાજા ઉપર તેમણે એક પગ વિનાના માનવીને જોયો. હઝરત સા'દી ચેત્યા. મસ્જિદમાં જઈ તેમણે ખુદાનો પાડ માન્યો કે "સારું છે કે તેં મને પગ વિનાનો બનાવ્યો નથી." આ પ્રમાણે જોડા પગમાં ન હોવા વિશેનો તેમને સંતોષ થયો.[૧] તેમણે સબ્ર કર્યું અને રિઝાનો અમલ કર્યો.

તેમનાં મજકૂર પુસ્તકોમાં તસવ્વુફને લગતાં ઉપદેશો અને શિખામણો આપવામાં તેમણે તેમના પોતાના જીવનમાં ઉપરના જેવા

૧. સા'દી–ગુલિસ્તાન, પૃ. ૧૧૫, કાનપુર

બનેલા બનાવોનો ઉપયોગ કર્યો છે એક બીજો બનાવ પણ નોંધયુક્ત છે કે તેમના પિતા તેમના પ્રત્યેની અતિ મોહબ્બતને લઈને તથા તેમને યોગ્ય તાલીમ આપવા માટે તેમને હંમેશાં પોતાની સાથે રાખતા હતા. એક વખત તે તેમને લઈને ઈદગાહમાં જતા હતા. રસ્તામાં પોતે જુદા ન પડી જાય તે માટે તેમણે એમના હાથમાં પોતાના જામાનો છેડો પકડાવ્યો. રસ્તામાં બાળકોને રમતાં જોઈ છેડો છોડી સા'દી તેમની સાથે રમવા મંડી પડ્યા; પિતાથી છૂટા પડી ગયાનું તેમને ભાન રહ્યું નહિ. તે પછી માણસોની ભીડમાં પિતાને ન જોવાથી તે ગભરાઈ ગયા અને રડવા લાગ્યા. તેમના પિતાની નજર તેમના પર પડી ત્યારે તેમની પાસે જઈ કાન પકડીને તેમણે તેમને કહ્યું, "મૂર્ખ ! તને મેં કહ્યું હતું કે મારા જામાનો છેડો છોડવો નહિ."

આ બનાવ વર્ણવી એ ઉપરથી શેખ સા'દી બોધ આપવા આશિકોને સંબોધી કહે છે કે "તું પણ આ (તસવ્વુફના) માર્ગનો બાળક છે માટે તારા મુરશિદના દામનનો છેડો પકડી રાખ."

જેવી રીતે એક આરિફ પોતાના મુરીદને નફ્સની શુદ્ધિની મંઝિલોની તાલીમ આપે છે તેવી જ રીતે તેમના પિતા તેમને વારંવાર ટોકતા રહેતા હતા. આને લઈને શેખ સા'દી બાળપણથી જ ઇબાદત અને ઝુહ્દમાં જીવન ગુજરવાનું પસંદ કરતા થયા. તે ગુલિસ્તાનમાં જણાવે છે કે[1] "બાળપણમાં હું જાગરણ કરતો અને ઝુહ્દ અને ઇબાદતમાં લીન રહેતો. એક વખત મારા મરહૂમ વાલિદ પાસે હું બેઠો બેઠો પાક કુરાને શરીફ પઢતો રહ્યો. આખી રાત મેં પલ પાડી નહિ. બાજુએ સૂતેલાં માણસો ભર નિદ્રામાં હતાં. મેં વાલિદને કહ્યું કે આ લોકોમાંથી એકે માથું ઊંચકતું નથી અને ફરીફરીને ઘસઘસાટ ઊંઘે છે. તેઓ એવી ઊંઘમાં છે, જાણે મરી ગયેલાં છે. ત્યારે વાલિદે જવાબ આપ્યો કે ઓહ વહાલા બેટા ! આ લોકોની ગીબતમાં પડ્યો તેના કરતાં તું પણ નિદ્રામાં હોત તો બહેતર થાત."

૧. ગુલિસ્તાન, પૃ. ૭૦–૭૧

શેખ સા'દીએ ગઝલ ઉપરાત મ્રિતઆ, કમીદા, રુબાઈ વગેરે પણ મોટી સખ્યામાં લખ્યા છે, જેઓનો સગ્રહ કુલિયાતમા તેમના મિત્ર અલી બિન અહમદે કર્યો છે દરેક કાવ્યપ્રકારમા તે ફિલસૂફ અને સૂફી તરીકે તરી આવે છે

શેખ સા દીના વચનોમા તસવ્વુફનો રગ વિશેષ દેખાય છે, પરતુ લખાણુમા બોધ આપવા માટે એકાતવાસ સમાજથી વિરક્તતા અને ઇબાદત ઉપર તે બહુ ભાર મૂકતા નથી તે લોકસેવાને ઉત્તમ ઇબાદત ગણતા જેમકે તે કહે છે :

> अिबादत बुजुज खिद्मते खल्क नीस्त
>
> वतसबीहो सज्जादओ दल्क नीस्त ।
>
> तू बर तख्ते मुल्तानीअ बाश बाश,
>
> बअख्लाक पाकीजह दरवेश बाश ।

[ લોકસેવા સિવાયની કોઈ ઇબાદત નથી, તસ્બીહ સાદડી અને ઊની કપડા (ધારણ કરવા) એ (ઇબાદત) નથી તું તારી સલ્તનતના તખ્ત ઉપર (બેસી) રહે અને પવિત્ર ગુણોવાળો દરવેશ થા ]

કસીદામા એમણે અમીરો અને બાદશાહોને રૈયતનુ પાલનપોષણ કરવુ સદ્વર્તન રાખવુ વગેરે પ્રકારની શિખામણ આપી છે

તેમણે અતિશયોક્તિ કરવા બાબતમા પોતાના ઉપર કાબૂ રાખ્યો, લોકોની ભૂલો દર્શાવવામા હિંમત બતાવી અને શિખામણની કડવી દવા મધુર ભાષારૂપી મધમા નાખીને આપી

**શબિસ્તરી ( ઈ સ ૧૨૫૨–૧૩૨૦ ? )**

શેખ સા'દુદ્દીન મહમૂદ બિન અબ્દુલકરીમ બિન યહ્યા શબિસ્તરીનો જન્મ હલાકૂખાનની સત્તા ( ઈ સ ૧૨૫૨–૧૨૬૫) દરમિયાન તબ્રીઝથી થોડે દૂર આવેલા શબિસ્તર ગામમા થયો હતો એમના કાળમાં થઈ ગયેલા મશહૂર સૂફીઓ અને ઉલમાઓમા એમની ગણતરી થતી

એમનો સમય એ શિક્ષણ આપવામાં અને ચર્ચા કરવામાં ગાળતા. હઝરત અમીર હુસેની (મૃ. ઈ. સ. ૧૩૧૮)[1] નામના ખુરાસાનના એક સૂફીએ તસવ્વુફના વિષય ઉપર એમને પંદર પ્રશ્નો પૂછ્યા અને તેમના જે જવાબો એમણે આપ્યા તે એમણે એક મસ્નવી (મહાકાવ્ય)માં ઈ. સ. ૧૩૧૧મા ઉતાર્યા તેનુ નામ 'ગુલશને રાઝ'[2] છે. તેમાં દીની અને સૂફી પ્રશ્નોની છણાવટ છે. એમણે એ મસ્નવી રચી તે અગાઉ કોઈ બીજાં કાવ્યો રચ્યાં ન હતા, પરંતુ સૂફી વિષયો ઉપર રિસાલા લખતા રહ્યા હતા; જેમકે ગુલશને રાઝના દીબાચામાં એમણે પ્રશ્નો લાવનારને નીચેનો જવાબ આપવાનું કહ્યું છે:

यदू गुफ़्तम चेह हाजत कीं मसाअिल,
नवेश्तम बारहा अन्दर रसाअिल ।[3]

[ તેને મેં કહ્યું કે શી જરૂર છે? કારણ કે આ પ્રશ્નો વિશે વારંવાર મેં રિસાલાઓમાં[4] લખ્યું છે. ]

પરંતુ આ વખતે સવાલો તેમના ઉપર શે'રોમાં મોકલવામાં આવ્યા હતા; તેથી શેખ શબિસ્તરી પણ લાચાર થઈ શે'રોમાં[5] જવાબ

1. જામી–નફહાતુલઉન્સ
પરંતુ દોલતશાહે તઝકિરતુશ્શુઅરામાં એમના અવસાનની સાલ હિ. સ. ૭૧૯ (ઈ સ. ૧૩૧૯) જણાવી છે.
2. અર્થાત્ ભેદનો બાગ
3. સલીમ નીસારી–તારીખે અદબિયાતે ઈરાન, ભા. ૨, પૃ. ૩૬
4. रिसालह् (અ.) ચોપાનિયું
5. આમ શાયરી તરફ એમના લક્ષ્યનો અભાવ હોવા છતાં એમની શાયરી ખામી ભરેલી નથી, પરંતુ પોતાની શાયરી બાબતમાં તે પોતે જણાવે છે કે:

मरा अज़ शाअ़रीअे सुद आर नायद,
केह दर सद क़र्न चूँ अत्तार नायद ।

[ મને મારી શાયરી બાબતમાં શરમ આવતી નથી, કારણ કે સેંકડો વરસોમાં કોઈ અત્તાર જેવો થતો નથી. ]

આપતા રહ્યા હતા.

પુસ્તકમાં દરેક ખંડને મથાળે પ્રશ્ન છે અને પછી તેનો જવાબ આપવામાં આવ્યો છે. એમાં વહ્‌દતુલ્લવુજૂદ, હાલ વગેરે વિષયોની ચર્ચા છે. તેમણે વાર્તાઓ અને દૃષ્ટાંતો વડે સિદ્ધાંતો સમજાવ્યા છે. બધી મળી ૧૦૦૦ શે'રો છે. આ પુસ્તક એટલું બધું લોકપ્રિય થયું કે એ સમજાવવા ઘણા લેખકોએ ભાષ્યો લખ્યાં છે.

જલાલુદ્દીન રૂમીની મસ્નવી પછી તસવ્વુફ માટેના આધારગ્રંથોમાં એ બીજે નંબરે છે.

એ ઉપરાંત એમની શાહેદનામહ અને સા'દતનામહ નામની મસ્નવી તથા ગદ્યમાં હક્કુલ્લયકીન ફી મઅ્રિફતે રબ્બિલ્‌આલમીન અને મિરાતુલ્‌મુહક્કકીન દીન અને તસવ્વુફના વિષયો ઉપર છે.

## અમીર ખુસરો (ઈ. સ, ૧૨૫૪–૧૩૨૫)

અમીર ખુસરોનો વંશ મૂળ તુર્કી હતો. ઈરાનમાં ચંગીઝખાનનું તોફાન શરૂ થયું ત્યારે એમના પિતા અમીર સૈફુદ્દીન દિલ્હી આવી રહ્યા હતા અને મોહમ્મદ તગલક (ઈ સ. ૧૩૨૪–૧૩૫૧)ના દરબારમાં મોટા હોદ્દા ઉપર નિમાયા હતા. અમીર ખુસરોનો જન્મ આગ્રા નજીક આવેલા પટિયાલી કસ્બામાં થયો હતો. સુલતાન અલાઉદ્દીન મોહમ્મદ (ઈ. સ. ૧૨૯૬–૧૩૨૬)ના દરબારમાં એમનું સ્થાન ઘણું ઊંચું હતું.

એ આઠ વરસના હતા ત્યારે જ એમના પિતાએ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઓલિયાને ચરણે એમને ધરી દીધા હતા. હઝરત ખ્વાજાની આધ્યાત્મિક અસર ધીમે ધીમે પોતાનુ કામ કરતી રહી. એમના સ્વભાવમાં ઇશ્ક અને મોહબ્બતનું તત્ત્વ તો શરૂઆતથી હતુ જ. તે પોતે જ માથાથી પગ પર્યંત ઇશ્ક હતા અને એ વીજળી તેમના રગેરગમાં વહેતી રહેતી હતી. એ ચાળીસ વરસની ઉંમરના થયા ત્યારે એનું પરિણામ એ આવ્યું કે ફરીથી એમણે હઝરત ખ્વાજા સાહેબના હાથે દીક્ષા (બૈઅત) લીધી અને હઝરત ખ્વાજા સાહેબે પોતાના ફિરકાની

નિશાની તરીકે ચાર-ખૂણિયા ટોપી એમને એનાયત કરી. એવી રીતે અમીર ખુસરો તેમના મુરીદોમાં દાખલ થયા. એ હંમેશાં હઝરત ખાજાની સાથે જ રહેતા અને એ જાણે તેમનો પ્રતાપ જોઈને જ જીવતા હતા. હઝરત ખાજા સાહેબ પણ વારંવાર કહેતા કે "કયામતના દિવસે પ્રશ્ન થશે કે નિઝામુદ્દીન શું લાવ્યો છે? ત્યારે હું ખુસરોને આગળ કરીશ.[1]" વળી તે દુવા માંગતા ત્યારે હઝરત અમીર ખુસરો તરફ ઇશારો કરી કહેતા, "ઓહ અલ્લાહ! આ તુર્કના ઉત્કટ પ્રેમને ખાતર મને માફી બક્ષ." વળી તે અમીર ખુસરો ઉપર એટલા તો ફિદા હતા કે એમ પણ કહેતા કે શરીઅતમાં રજા હોત તો હું વસિયતનામું કરત કે "એને મારી કબરમાં દફનાવવો જેથી અમે બંને સાથે રહીએ.[2]"

આ મુરશિદ અને મુરીદ એકબીજાના ઇશ્કમાં એવા તો ઓતપ્રોત હતા કે તેની કોઈ હદ ન હતી. એક દિવસ બન્યું એવું કે હઝરત ખાજા પાસે એક દરવેશ આવ્યો અને કંઈ આપો એવી માગણી કરી. સંજોગવશાત્ તે સમયે લંગરખાનામાં આપી શકાય એવી કોઈ પણ વસ્તુ ન હતી. તેથી હઝરત ખાજાએ કહ્યું, "આજે જે કંઈ દાનમાં આવશે તે તમને આપી દેવામાં આવશે." પરંતુ તે દિવસે કોઈ પણ વસ્તુ દાનમાં આવી નહિ. આથી હઝરત ખાજાએ કહ્યું, "કાલે જે કંઈ આવશે તે તમને આપી દેવામાં આવશે." પરંતુ બીજે દિવસે પણ કંઈ આવ્યું નહિ. આથી આખરે હઝરત ખાજાએ પોતે પગમાં જે જોડા પહેરેલા હતા તે જ કાઢીને તેને આપી દીધા. દરવેશ તે લઈ ત્યાંથી ચાલ્યો ગયો. એ દિવસો દરમિયાન હઝરત અમીર ખુસરો બાદશાહ સાથે બહાર ફરતા હતા. દરવેશ શહેરની બહાર નીકળ્યો ત્યારે તે જ રસ્તે થઈને હઝરત અમીર ખુસરો શહેર તરફ પાછા વળતા હતા. એ બંનેનો ભેટો થયો. તેમણે દરવેશને પોતાના મુરશિદ હઝરત ખાજા વિશે ખબર અંતર પૂછી. દરવેશ જવાબ આપતો હતો

૧. સફીનતુલ્‌ઓલિયા, પૃ. ૧૬૦
૨. „ „ પૃ. ૧૬૭

તે દરમિયાન જ હઝરત અમીર ખુસ્રો એકદમ બોલી પડયા, "તમારામાંથી મને રોશન દિમાગ ધરાવનાર પીરની બૂ આવે છે; તેમની પાસેથી તમે કંઈ નિશાની લાવ્યા તો નથી ?" તેના જવાબમાં દરવેશે જોડા બતાવ્યા. આ જોઈ હઝરત અમીર ખુસ્રો બેચેન થઈ ગયા. તેમણે દરવેશને પૂછ્યુ, "તમે એ વેચો ખરા ?" તે તો આ વાક્ય સાંભળી ખુશ થઈ ગયો. અમીર ખુસ્રો પાસે તે સમયે પાંચ લાખ ટંકા (ચાંદીના સિક્કા) હતા. બાદશાહની પ્રશંસામાં લખેલા કસીદા માટે તે તેમને ભેટમાં મળ્યા હતા. કંઈ પણ વિચાર કર્યા સિવાય આખી રકમ દરવેશને આપી તેના બદલામાં તેમણે જોડા લઈ લીધા અને પોતાના માથા ઉપર તે મૂકી તેમની ખિદમતમાં હાજર થયા અને બોલ્યા, "ઠીક છે કે દરવેશને તેટલી રકમથી સંતોષ થયો. તે જો મારો બધો સામાન તેમજ મારી જાન આ જોડાના બદલામાં માગત તો તે પણ હું પેશ કરત."

હઝરત ખ્વાજા નિઝામુદ્દીનનું અવસાન થયું ત્યારે હઝરત અમીર ખુસ્રો દિલ્હીથી દૂર સુલતાન મોહમ્મદ તગલક સાથે બંગાળામાં હતા. તે સમયે એકાએક તેમના દિલ ઉપર એક વિચિત્ર પ્રકારની હાલત પ્રસરી ગઈ અને પરિણામે તે પાદશાહની પરવાનગી લઈ ત્યાંથી ચાલી નીકળ્યા. દિલ્હી પહોંચ્યા ત્યારે હઝરત ખ્વાજા અલ્લાહની રેહમતને પહોંચી ચૂકયાની ખબર તેમને મળી. આ સાંભળતાં વેંત હઝરત અમીર ખુસ્રો અતિશય બેકરાર થઈ ગયા. પોતાના મુરશિદને સવાબ મળે તેમ કરવા પોતાની તમામ મિલકત ફકીરો અને ગરીબોમાં વહેંચાવી દીધી અને માતમી લિબાસ પહેરી હઝરત ખ્વાજાની મઝાર ઉપર પહોંચ્યા કે તુરત માથું ઢાંકી ચીસ પાડી, "સુબ્હાનલ્લાહ ! આફતાબ[1] જમીન નીચે અને ખુસ્રો જીવંત ![2]"

૧. ફા. સૂર્ય; પોતાના મુરશિદ માટે એ શબ્દનો તેમણે ઉપયોગ કર્યો છે.
૨. સફીનતુલ્‌ઔલિયા, પૃ. ૧૭૦

એ પછી તે બેહોશ થઈ ગયા અને આ જ શોક અને ગમને લઈને તે પણ આ ફાની દુનિયા છોડી ગયા.

મોહમ્મદ કાસિમ ફરિશ્તા જણાવે છે[1] કે હઝરત ખાજાના વસિયતનામા મુજબ તેમની કબરની બાજૂમાં ગુંબદ નીચે તેમનો દફનક્રિયા કરવાની ઇચ્છા કેટલાક લોકોએ દર્શાવી, પરંતુ એક વઝીર જે હઝરત ખાજાનો મુરીદ હતો તેણે તેમ કરવાનો મનાઈ કરી. તેનું કહેવું હતું કે હઝરત ખાજાના બીજા મુરીદો ભેગા અમીર ખુસરો મળી જશે તેથી તેમ કરવું યોગ્ય નથી. આથી તેમના પગ તરફ ચબૂતરા ઉપર તેમને દફનાવવામાં આવ્યા.

અમીર ખુસરો શાહી દરબાર સાથે સંબંધ રાખતા હતા. અને સામાન્ય સંસારી લોકોના જેવું જીવન ગુજારતા હતા, પરંતુ દરબારી ઠાઠ ખુશામદ અને વ્યક્તિભક્તિ તરફ તેમને નફરત હતી. એ બાબત તેમણે ઘણી વાર પોતાનાં કાવ્યોમાં પણ પ્રદર્શિત કરી છે. આ જ કારણથી તેમણે પોતાની નોકરીનું રાજીનામું પણ કેટલીયે વાર પેશ કર્યું હતું, પરંતુ કોઈ પણ સુલતાને તે સ્વીકાર્યું ન હતું. અંતે સુલતાન જલાલુદ્દીન ખલજી( ઈ. સ. ૧૨૮૮–૧૨૯૬ )એ અમીરનો ખિતાબ એનાયત કરી તે સાથે તેમને ૧૨૦૦ ટંકાનું સાલિયાણું બાંધી આપ્યું હતું.

અમીર ખુસરોએ નાનપણથી જ શે'રો રચવાનું શરૂ કર્યું હતું.[2]

ઝિયાઉદ્દીન બર્નીએ લખ્યું છે[1] કે "અમીર ખુસરો તેમનાં લખાણો અને વિચારોની મૌલિકતા બાબતમાં અજોડ છે. ગદ્ય અને પદ્યના અન્ય લેખકો એક યા બે શાખામાં બીજાથી આગળ વધ્યા; પરંતુ અમીર ખુસરો તો દરેકમાં આગળ તરી આવે છે. ફારસી શાયરી ઉપર કાબૂ ધરાવનાર આવી વ્યક્તિ ભૂતકાળમાં કદી હતી નહિ અને કયામત પર્યંત થશે પણ નહિ."

ગઝલની શૈલીમાં તે શેખ સા'દી શીરાઝીને પગલે ચાલ્યા. કસીદા–શાયર તરીકે વિશેષ ખ્યાતિ નહિ હોવા છતાં ઝહીર ફારયાબી (મૃ. ઈ. સ. ૧૨૦૧)થી તે એક પણ કદમ તેમાં પાછળ નથી. નિઝામ ગન્જવી (ઈ. સ. ૧૧૪૧-૧૨૦૩) સિવાય અન્ય કોઈની મસનવી તેમની મસનવીની સરસાઈ કરે એવી નથી. નિઝામી ગન્જવીની સ્પર્ધામાં તેમણે પાંચ મસ્નવી લખી જે ખમ્સહ (પંચક) નામે ઓળખાય છે. એમાંની મત્લઉલ્અન્વાર મઝહબ અને નીતિના વિષય ઉપર છે.

અમીર ખુસરો જન્મ્યા તો હતા ભારતમાં, પરંતુ ઈરાનીઓએ તેમની શાયરીનાં ભારોભાર વખાણ કર્યાં છે. તેમની શે'રો એટલી મધુરી હતી કે "તૂતીએ હિંદ" (એટલે કે હિંદુસ્તાનનો પોપટ) નામે તે ઓળખાતા અને ખુદ ઈરાનીઓએ પણ એ ઉપાધિથી એમના વિશે ઉલ્લેખો કર્યા છે.

સંસ્કૃતમાં એ નિપુણ હતા. તુર્કી એ જાણતા હતા, પણ તેમાં કંઈ લખ્યું નથી. તેમણે પોતે ઘણા રાગ રાગણી રચ્યાં છે. સિતાર વાજિંત્ર અને તરાણાના[2] ગાણામાં તેમણે ભારતીય ઢબો આણી અને તેમાં નવાં નામો પણ ઉમેર્યાં.

---

૧. તારીખે ફીરોઝશાહી

૨. ઉત્તર હિંદમાં એમના પહેલાંથી ચાલી આવેલા સંગીતે નવો ઘાટ લીધો તેમાં ફારસી તરાણાને તેમણે વણી લીધાં. સંગીતના નવા પ્રસ્થાનને આધારે એ રીતે તૈયાર થયેલા સંગીતનો વિકાસ ઉત્તર હિંદમાં થયો છે. આ જ કારણથી એ દક્ષિણ હિંદના કર્ણાટકી સંગીતથી જુદું પડે છે.

એ પછી તે બેહોશ થઈ ગયા અને આ જ શોક અને ગમને લઈને તે પણ આ ફાની દુનિયા છોડી ગયા.

મોહમ્મદ કાસિમ ફરિશ્તા જણાવે છે[૧] કે હઝરત ખ્વાજાના વસિયતનામા મુજબ તેમની કબરની બાજૂમાં ગુંબદ નીચે તેમની દફનક્રિયા કરવાની ઇચ્છા કેટલાક લોકોએ દર્શાવી, પરંતુ એક વઝીર જે હઝરત ખ્વાજાનો મુરીદ હતો તેણે તેમ કરવાની મનાઈ કરી. તેનું કહેવું હતું કે હઝરત ખ્વાજાના બીજા મુરીદો ભેગા અમીર ખુસ્રો ભળી જશે તેથી તેમ કરવું યોગ્ય નથી. આથી તેમના પગ તરફ ચબૂતરા ઉપર તેમને દફનાવવામાં આવ્યા.

અમીર ખુસ્રો શાહી દરબાર સાથે સંબંધ રાખતા હતા. અને સામાન્ય સંસારી લોકોના જેવું જીવન ગુજારતા હતા, પરંતુ દરબારી હાંક ખુશામદ અને વ્યક્તિભક્તિ તરફ તેમને નફરત હતી. એ બાબત તેમણે ઘણી વાર પોતાનાં કાવ્યોમાં પણ પ્રદર્શિત કરી છે. આ જ કારણથી તેમણે પોતાની નોકરીનું રાજીનામું પણ કેટલીયે વાર પેશ કર્યું હતું, પરંતુ કોઈ પણ સુલતાને તે સ્વીકાર્યું ન હતું. અંતે સુલતાન જલાલુદ્દીન ખલ્જી (ઈ. સ. ૧૨૮૮–૧૨૯૬)એ અમીરનો ખિતાબ એનાયત કરી તે સાથે તેમને ૧૨૦૦ ટંકાનું સાલિયાણું બાંધી આપ્યું હતું.

અમીર ખુસરોએ નાનપણથી જ શે'રો રચવાનું શરૂ કર્યું હતું.[૨] વીસ વરસની ઉંમરે તો એમનું જીવન શાયર તરીકે સ્થિર થઈ ગયું હતું. ઈરાનમાં જે શાયરો થયા તેમાંના ઘણાખરા કોઈ એક કાવ્ય-પ્રકારમાં જ પ્રવીણ થઈ શક્યા હતા; બીજા પ્રકારમાં તેમણે હાથ નાખ્યા ત્યારે તે ફિક્કા પડી ગયા; પરંતુ અમીર ખુસ્રોએ ગઝલ, કસીદા અને મસનવી એ ત્રણેમાં ઉચ્ચ સ્થાન જાળવ્યું.

---

૧. તારીખે ફરિશ્તહ, ભા. ૨, પૃ. ૪૦૪
૨. જામી–નફ્હાતુલઉન્સ

ઝિયાઉદ્દીન બર્નીએ લખ્યુ છે[1] કે "અમીર ખુસરો તેમનાં લખાણો અને વિચારોની મૌલિકતા બાબતમાં અજોડ છે ગદ્ય અને પદ્યના અન્ય લેખકો એક યા બે શાખામાં બીજાથી આગળ વધ્યા; પરંતુ અમીર ખુસરો તો દરેકમાં આગળ તરી આવે છે. ફારસી શાયરી ઉપર કાબૂ ધરાવનાર આવી વ્યક્તિ ભૂતકાળમા કદી હતી નહિ અને કયામત પર્યંત થશે પણ નહિ."

ગઝલની શૈલીમા તે શેખ સા'દી શીરાઝીને પગલે ચાલ્યા. કસીદા-શાયર તરીકે વિશેષ ખ્યાતિ નહિ હોવા છતાં ઝહીર ફારયાબી (મૃ. ઈ. સ ૧૨૦૧)થી તે એક પણ કદમ તેમા પાછળ નથી નિઝામ ગન્જવી (ઈ સ ૧૧૪૧-૧૨૦૩) સિવાય અન્ય કોઈની મસ્નવી તેમની મસ્નવીની બરાબરી કરે એવી નથી નિઝામી ગન્જવીની સ્પર્ધામાં તેમણે પાચ મસ્નવી લખી જે ખમ્સહ (પંચક) નામે ઓળખાય છે. એમાની મત્લઉલ્અન્વાર મઝહબ અને નીતિના વિષય ઉપર છે.

અમીર ખુસરો જન્મ્યા તો હતા ભારતમા, પરંતુ ઈરાનીઓએ તેમની શાયરીના ભારોભાર વખાણ કર્યાં છે તેમની શે'રો એટલી મધુરી હતી કે "તૂતીએ હિંદ" (એટલે કે હિંદુસ્તાનનો પોપટ) નામે તે ઓળખાતા અને ખુદ ઈરાનીઓએ પણ એ ઉપાધિથી એમના વિશે ઉલ્લેખો કર્યા છે.

સંસ્કૃતમા એ નિપુણ હતા તુર્કી એ જાણતા હતા, પણ તેમાં કંઈ લખ્યુ નથી તેમણે પોતે ઘણા રાગ રાગણી રચ્યા છે. સિતાર વાજિંત્ર અને તરાણાના[2] ગાણામા તેમણે ભારતીય ઢબો આણી અને તેમા નવા નામો પણ ઉમેર્યાં

---

૧. તારીખે ફીરોઝશાહી

૨. ઉત્તર હિંદમા એમના પહેલાથી ચાલી આવેલા સંગીતે નવો ઘાટ લીધો તેમા ફારસી તરાણાને તેમણે વણી લીધો. સંગીતના નવા પ્રસ્થાનને આધારે એ રીતે તૈયાર થયેલા સંગીતનો વિકાસ ઉત્તર હિંદમા થયો છે. આ જ કારણથી એ દક્ષિણ હિંદના કર્ણાટકી સંગીતથી જુદુ પડે છે.

## હાફિઝ શીરાઝી (મૃ ઈ. સ. ૧૩૮૯ કે ૧૩૯૦)

ઈરાનના શાયરોમાંના સારી દુનિયામાં ખ્યાતિ પ્રાપ્ત કરનારાઓમાંના એક ખાજા શમ્સુદ્દીન મોહમ્મદ હાફિઝ પણ છે. એમના જન્મની ચોક્કસ સાલ મળતી નથી; પરંતુ સંશોધન કર્યા બાદ એ નિર્ણય ઉપર આવી શકાયું છે કે ઈસ્વી ચૌદમી સદીની શરૂઆતમાં એ જન્મ્યા હતા.

એમ કહેવાય છે કે[1] એમના પિતા બહાઉદ્દીનનો વેપાર ધમધોકાર ચાલતો હતો તે જ સમયે તેનું અવસાન થયું. તેની પાછળ ત્રણ પુત્રો અને પત્ની રહ્યાં હતાં. હાફિઝ ત્રણેમાં નાના હતા. બંને મોટા ભાઈઓએ તેમના પિતાની દોલત ઉડાવી દીધી અને અંતે તેઓ દુઃખી અવસ્થામાં આવી પડયા તે પછી ક્યાં ને ક્યાં નીકળી ગયા. હાફિઝની ઉમર તે સમયે ઘણી નાની હતી, તેથી તે તેમની માતા સાથે શીરાઝમાં જ રહ્યા ઘરમાં ખાવાના સાંસા પડવા લાગ્યા ત્યારે તેમની માતાએ તેમને પોતાના જ મહોલ્લામાં રહેતા એક માણસને ત્યાં ખાધાખરચી પૂરતા વેતને નોકર તરીકે સોંપ્યા. તે સમજણા થયા ત્યારે તેમના શેઠનું ખરાબ વર્તન ન વેઠી શકવાથી તેની નોકરીમાંથી છૂટા થઈ એક ભઠિયારાને ત્યાં જોડાયા. તે સમયે તેમના ઘરની નજીકમાં આવેલી મદરેસામાં મહોલ્લાનાં બાળકો ભણતાં હતાં. હાફિઝનું ત્યાંથી પસાર થવાનું વારંવાર થતું હોવાથી તેમના દિલમાં પણ ભણવાની ઇચ્છા જાગ્રત થઈ. આખરે તે તેમાં દાખલ થયા. ભઠિયારાને ત્યાંથી જે કંઈ વેતનરૂપે મળતું તેના ત્રણ ભાગ કરી એક ભાગ તે માતાને આપતા, બીજો ભાગ મદરેસાના મૌલવીને અને બાકીનો ભાગ ખેરાતમાં ખર્ચતા. મદરેસામાં કુરાને શરીફ હિફ્ઝ (એટલે કે યાદ) કરતા અને તે તેમને આખું કંઠસ્થ થઈ ગયું હતું તેથી

---

૧. એમના જન્મની સાલ, એમના કુટુંબ, માતાપિતા તથા બાલ્યાવસ્થાની વિગતો વિશે વિવિધ મતો પ્રવર્તે છે.

શાયર થયા ત્યારે તેમણે પોતાનું તખલ્લુમ હાફિઝ[1] રાખ્યુ એ શાયર થયા એ વિશેના સ જોગો બાબતમા પણ વિવિધ મતો પ્રવર્તે છે

એક મત એવો છે કે એક વખત તેમના સાભળવામા આવ્યુ કે શીરાઝથી લગભગ ચાર માઈલ દૂર આવેલી પીરે સબ્ઝ બાબા કોહીની મઝાર આગળ બેસી જે માણસ ચાળીસ દિવસ સુધી એકાગ્રચિત્તે ખુદાનુ ધ્યાન ધરે તેને હઝરત ખિઝ્ર પેગમ્બર[2] કોઈ એક એવી દૈવી શક્તિ અર્પે છે કે તેને લઈને તે જગતમા પોતાનુ નામ અમર કરી જાય છે આ બાબતની જાણ થતા ખાજા હાફિઝે પણ ખુદાનુ ધ્યાન ધરવાની શરૂઆત કરી

તે વખતે શાખે નબાત નામની સુદરીની પ્રેમજાળમાં એ ફસાયેલા હતા દરરોજ મધ્યરાત્રિ પછી ખુદાનુ ધ્યાન ધરવા બાબા કોહીની મઝાર આગળ તે જતા અને પ્રાત કાળે ઘેર પાછા આવતા ચાળીસ દિવસ પૂરા થવામા એક દિવસ બાકી હતો ત્યારે મઝાર તરફ જતા મજનૂર ઓના ઘર આગળથી તે નીકળ્યા સુદરીએ તેમને જોઈ હાક મારી તે દિવસ સુધી તેણે કોઈ પણ વાર તેમની પરવા કરી ન હતી આ પ્રથમ વાર જ પોતાના તરફથી તેણે પ્રેમે તેમને બોલાવ્યા એટલે તે તો રાજી રાજી થઈ ગયા અને આનદમા ને આનદમાં તે તેના ઘરમા દાખલ થયા તે પછી પ્રેમચેષ્ટા થવા લાગી મીઠી મધુરી વાતો વહેવા લાગી અને હાફિઝ ફદામા ફસાયા પરિણામે ધ્યાનની એ છેલ્લી રાત્રિ હતી તે પણ તેમના ધ્યાનમા રહ્યું નહિ મોડી રાત્રે વિસારે પડેલી વાત તેમને યાદ આવી, પરતુ સુદરીએ તેમને ઊ ધા પાગ બાંધી ત્યાંથી ન જવા દેવાની કોશિશ કરી હાફિઝ તો બિનકૂલ પરવા કર્યા વિના બેધડક સીધા બાબા કોહી તરફ દોડ્યા ત્યા પહોચી તેમણે તે છેલ્લી રાત ધ્યાનમા ગુજારી અને સિદ્ધિ પ્રાપ્ત કરી સવારમા ઊઠતા વેંત તેમણે એક ગઝલ લખી

---

૧ (અ૦) કુરાને શરીફ કઠસ્થ રાખનાર

૨ જેમણે અમૃત પાન કર્યું હતુ

આ વિશે બીજો મત એવો છે કે હાફિઝ ભઠિયારાને ત્યાં નોકરી કરતા હતા ત્યારે ત્યાં બાજૂમાં આવેલી મકતબમાં જઈ તે લખતાં વાંચતાં શીખ્યા. એ સમયે શીરાઝ શહેર કાવ્ય-ધૂનમાં હતું. હાફિઝ જેવા શે'ર રચનારા લોકો એક કાપડિયાને ત્યાં મળતા અને પોતપોતાની શે'રો લલકારતા. હાફિઝની શે'રોની ઘણી હાંસી થતી તેથી તેમને એક દિવસ દિલમાં લાગી આવ્યું. આ કારણથી પીરે-સબ્ઝ બાબા કોહીની મઝાર આગળ જઈને ધ્યાનજનક રીતે તે રહ્યા. તેમણે તે રાત્રિ દરમિયાન ખ્વાબ જોયું. તેમાં એક વૃદ્ધ માણસે તેમને ખોરાકનો એક કોળિયો આપ્યો અને કહ્યું કે "જ્ઞાનનો દરવાજો તારે માટે હવે ખુલ્લો છે." હાફિઝ સવારે જાગ્યા ત્યારે તેમને કવિત્વ-શક્તિ પ્રાપ્ત થયેલી જણાઈ. તે જ સવારે તેમણે એક ગઝલ લખી જેની પ્રથમ શે'ર આ છેઃ—[1]

दूश वक़्ते सहर अज़ ग़स्सह नजातम दादन्द,
चन्दराँ ज़ुल्मते शब आबे हयातम दादन्द ।

[ગત પ્રાતઃકાળે મને વ્યથામાંથી મુક્તિ મળી અને રાત્રિના અંધારામાં મને અમૃતનું પાન કરાવવામાં આવ્યું.]

એમ પણ કહેવાય છે કે એ પીરે સબ્ઝ બાબા કોહીની મઝાર આગળ સાધના કરતા હતા ત્યારે હઝરત ઇમામ અલીએ તેમને એક રાત્રિ દરમિયાન ખ્વાબમાં એક કોળિયો ખાવા આપ્યો જેના પરિણામે તેમને કવિત્વ-શક્તિ સાંપડી અને તેમણે મજકૂર ગઝલ લખી.[2]

એમ માનવામાં આવે કે આ વાતો બનાવટી છે; છતાં પણ એ ઉપરથી હઝરત ખ્વાજા હાફિઝની મોટાઈ અને મહત્તાને પુષ્ટિ મળે છે. તેમના સમયમાં પણ તેમની શાયરીને લોકો ઇન્સાની શક્તિથી પર સમજતા હતા અને અલ્લાહની બક્ષિસ માનતા હતા.

૧. અબ્દુન્નબી-મયખાનહ, પૃ. ૮૧-૮૨
૨. શેરુલઅજમ

મજકૂર ગઝલની પૂર્ણ કડીની ઉપરની શે'ર આ છેઃ

औं हमह शह्दो शकर कज़ सुख़नम मीरीज़द,

अज़्रे सब्रीस्त कआँ शाख़े नबातम दादन्द ।

[ આ તમામ મધ અને સાકર જે મારી કવિતામાંથી ટપકે છે તે શાખે નબાતમાંથી મને ધીરજના બદલા તરીકે આપવામાં આવેલાં છે. ]

આમાં 'શાખે નબાત'નો ભાવાર્થ 'નયશકર'[1] એટલે કે 'લખવાનો કિત્તો' છે.[2]

ઉપરની વાતમાં 'શાખે નબાત'નો અર્થ માશૂક છે. શબ્દ-કોશોમાં પણ એનો અર્થ 'એક શીરાઝી માશૂક' એવો આપવામાં આવે છે.

ઉપરની શે'રમાં શાયરનો કહેવાનો ભાવાર્થ એ છે કે જેમ ડાળી ઉપરથી મીઠાં ફળ નીચે પડે છે યા તો જેમ શેરડીમાંથી રસ નીકળે છે, તેમ 'મારી કલમ જે એક નયશકર જેવી છે તેમાંથી મધ અને સાકર એટલે કે ઇશ્કે હકીકીની ભેદી બાબતો અને મારિફતને લગતી શુદ્ધ અર્થ ધરાવતી શીરીન શે'રો ટપકે છે.'

ધીમે ધીમે તેમની શાયરીની ખ્યાતિ લોકોમાં પ્રસરી ગઈ અને તેની ખૂબીની ચર્ચા ઘર ઘર થવા માંડી. આથી ઇરાક, અરબસ્તાન અને હિંદુસ્તાનના સુલતાનો અને અમીર ઉમરાવોએ તેમના દરબારમાં આવવા તેમના ઉપર આમંત્રણો મોકલ્યાં, પરંતુ તે પોતાનું વહાલું વતન છોડવા માંગતા જ નહતા.

---

૧. शाख़ = ડાળી + नबात = સાકર
નય = વાંસ + शकर = સાકર એટલે કે શેરડી; અને કિત્તો પણ બરુનો બને છે જે માટે ફારસી શબ્દ નય છે.

૨. મીર વલીઉલ્લાહ — લિસાનુલ્ગૈબ

શીરાઝની ઇદિગાહ મુસલ્લા તેમનુ પ્રિય સ્થળ હતું. તેમનું અવસાન થયું ત્યારે તેમની દફનક્રિયા ત્યાં જ કરવામાં આવી હતી. તે જગ્યા હવે હાફિઝિયા નામે ઓળખાય છે. લોકો ત્યાં ઝિયારત કરવા જાય છે.[1]

ફારસી કાવ્યકળાની પરાકાષ્ઠા હઝરત ખ્વાજા હાફિઝની શાયરીમાં જોવા મળે છે. ઈરાન જાણે તેમની જ વાણીમાં બોલે છે. તેમની શે'રોમાં જે પ્રસાદ છે, જે રસ છે અને જે સફાઈ છે તે ભાગ્યે જ કોઈ અન્ય શાયરની શે'રોમાં મળે છે. તેમણે અન્ય પ્રકારનાં કાવ્યો લખ્યાં છે, પરંતુ તેમની ખ્યાતિ ફક્ત તેમની ગઝલ ઉપર જ અવલંબે છે. તેમની ગઝલમાં તેમનાં વિદ્વત્તા, પાંડિત્ય, અગોચર અને આંતરિક ગુણોના ગાઢ પરિચય અને અદ્વિતીય શક્તિનાં દર્શન થાય છે. તે એમાં અન્ય ગઝલકારો કરતાં આગળ નીકળી ગયા. તેમણે નવા જ વિચારો અને ભાવો એ શાયરી પ્રકારમાં દાખલ કર્યાં એવું નથી, તેમણે પણ ઇશ્ક, શરાબ, મસ્તી, જવાની, બહાર, ગુલાબ, બુલબુલ, પ્રાકૃતિક અને દૈવી સૌંદર્ય વગેરેનું ગાન કર્યું છે; પરંતુ એ તમામ તેમણે નવી રીતે ઢાળ્યું અને તેથી તેમની ગઝલોમાં નવી સૂરત, નવી શિકલ અને નવો રંગ દેખાય છે. તેમની સર્વોત્તમ ગઝલોમાં અન્ય શાયરોની શાયરીની જેમ ઇશ્કની ઇચ્છાની પ્રાપ્તિ નહિ, પરંતુ નિરાશ પ્રેમનો ગમ છે.

તેમની અગાઉ હઝરત શેખ સા'દીએ ઇશ્કે હકીકી અને ઇશ્કે મજાઝીનાં પાસાં રાખનારી પોતાની ગઝલોમાં ફારસી શાયરીનું એક નવું પ્રકરણ ખોલ્યું હતું અને લોકોના દિલમાં બેકરારી અને જોશ પેદા કર્યાં હતાં હઝરત ખ્વાજા હાફિઝે પણ હઝરત શેખ સા'દીની રીત અખત્યાર કરીને ઇશ્કે મજાઝીની માટીના જામમાં ઇશ્કે હકીકીનો શરાબ પિવડાવવાનું શરૂ કર્યું, પરંતુ તેમાં તેમની નિરાળી શક્તિનો છાપ ખુલ્લમખુલ્લા દેખાઈ આવે છે. તેમની ગઝલ ઇશ્કના ભાવો અને ભાવનાઓ વહે-

૧. શિબ્લી નુઅમાની–શે'રુલઅજમ, ભા. ૨, પૃ. ૨૨૫

વડાવવાનું સાધન છે, એટલું જ નહિ, પણ તેમાં ફિલસૂફી અને તસવ્વુફનાં તત્ત્વોનું મિશ્રણ છે. તેમાં દારૂડિયાઓ માટે આનંદ, પ્રેમીઓ માટે દિલાસો, હારેલા માટે આશા, ઉદાસીનો માટે ઔષધ અને રહસ્ય-વાદીઓ અને ફિલસૂફો માટે પ્રેરણા છે વિષયાસક્ત વાચકો તેમાં પોતાના મનોવિકારનું પ્રતિબિંબ જુએ છે અને તે પ્રમાણે અર્થ કરી આનંદ મેળવે છે. અલ્લાહના આશકને તેમાં દિલચસ્પી રહે છે. આ શૈલી આમ તો આસાન છે, પરંતુ સામાન્ય વાચકો માટે તેનો વ્યંગ્યાર્થ સમજવો મુશ્કેલ થઈ પડે છે. મોગલ શહેનશાહ ઔરંગઝેબે તો હાફિઝની ગઝલો વાચવાની મનાઈ કરી હતી, કારણ કે સામાન્ય કોટિનાં માણસો એ ભેદી કાવ્યોના ભેદને સમજી શકતાં નથી તેથી માત્ર શબ્દાર્થોથી દોરવાઈને સત્ય માર્ગથી તેઓ વેગળા ઊતરી પડે છે અને શરાબ અને ઇશ્કનાં બયાન વાંચી મસ્ત બની જાય છે એમ તે માનતો. આમ હોવા છતાં એ પાદશાહ હઝરત ખ્વાજા હાફિઝની દીવાન હમેશાં પાસે જ રાખતો, કારણ કે તે પોતે તેમની શે'રનો સાચો અર્થ સમજી શકતો હતો એવી તેને શ્રદ્ધા હતી.

મુલ્લા નૂરુદ્દીન જામીનાં[1] પુસ્તકોમાં તેમને લિસાનુલ્ગૈબ[2] અને તરજુમાનુલ્અસ્રાર[3] ગણાવવામાં આવ્યા છે, કારણ કે તેમની શે'રો બીજી દુનિયામાંથી આપોઆપ આવતી હોય એમ વહે છે. એ માટે એક એ પણ કારણ જણાવવામાં આવે છે કે ભવિષ્ય જાણવા માટે તેમની દીવાન (ગઝલસંગ્રહ)નો ઉપયોગ કરવામાં આવે છે.[4]

---

૧. નફ્હાતુલ્ઉન્સ અને બહારિસ્તાન

૨. 'ગૈબ' એટલે કે પરોક્ષની જીભ યા વાણી. એ નામ એમના અવસાન પછી પડ્યુ હોય એમ લાગે છે, કારણ કે એમના સમયના ચરિત્રકારો એ બાબત જણાવતા નથી.

૩. અ. રહસ્યોનો નિરૂપણ કરનાર

૪. એમ કહેવાય છે કે અફઘાનો સાથેની લડાઈમાં નાદિરશાહ રોકાયો હતો તે દરમિયાન તેણે હઝરત ખ્વાજા હાફિઝની દરગાહની ઝિયારત કરી અને

શીરાઝની ઈદગાહ મુસલ્લા તેમનું પ્રિય સ્થળ હતું તેમનું અવસાન થયું ત્યારે તેમની દફનક્રિયા ત્યાં જ કરવામાં આવી હતી તે જગ્યા હવે હાફિઝિયા નામે ઓળખાય છે લોકો ત્યાં ઝિયારત કરવા જાય છે[1]

ફારસી કાવ્યકળાની પરાકાષ્ઠા હઝરત ખ્વાજા હાફિઝની શાયરીમાં જોવા મળે છે ઈરાન જાણે તેમની જ વાણીમાં બોલે છે તેમની શે'રોમાં જે પ્રસાદ છે, જે રસ છે અને જે સફાઈ છે તે ભાગ્યે જ કોઈ અન્ય શાયરની શે'રોમાં મળે છે. તેમણે અન્ય પ્રકારનાં કાવ્યો લખ્યાં છે, પરંતુ તેમની ખ્યાતિ ફક્ત તેમની ગઝલ ઉપર જ અવલંબે છે તેમની ગઝલમાં તેમના વિદ્વત્તા, પાંડિત્ય અગોચર અને આંતરિક ગુણોના ગાઢ પરિચય અને અદ્વિતીય શક્તિના દર્શન થાય છે તે એમાં અન્ય ગઝલકારો કરતાં આગળ નીકળી ગયા તેમણે નવા જ વિચારો અને ભાવો એ શાયરી પ્રકારમાં દાખલ કર્યા એવું નથી, તેમણે પણ ઇશ્ક શરાબ, મસ્તી, જવાની, બહાર ગુલાબ, બુલબુલ, પ્રાકૃતિક અને દૈવી સૌંદર્ય વગેરેનું ગાન કર્યું છે, પરંતુ એ તમામ તેમણે નવી રીતે ઢાળ્યું અને તેથી તેમની ગઝલોમાં નવી સૂરત, નવી શિકલ અને નવો રંગ દેખાય છે તેમની સર્વોત્તમ ગઝલોમાં અન્ય શાયરોની શાયરીની જેમ ઇશ્કની ઇચ્છાની પ્રાપ્તિ નહિ, પરંતુ નિરાશ પ્રેમનો ગમ છે

તેમની અગાઉ હઝરત શેખ સા'દીએ ઇશ્કે હકીકી અને ઇશ્કે મજાઝીના પાસા રાખનારી પોતાની ગઝલોમાં ફારસી શાયરીનું એક નવું પ્રકરણ ખોલ્યું હતું અને લોકોના દિલમાં એકરાગી અને જોશ પેદા કર્યાં હતાં હઝરત ખ્વાજા હાફિઝે પણ હઝરત શેખ સા'દીની રીત અખત્યાર કરીને ઇશ્કે મજાઝીની માટીના જામમાં ઇશ્કે હકીકીનો શરાબ પિવડાવવાનું શરૂ કર્યું, પરંતુ તેમાં તેમની નિરાળી શક્તિની છાપ ખુ'નમખુલ્ના દેખાઈ આવે છે તેમની ગઝલ ઇશ્કના ભાવો અને ભાવનાઓ વડે

1 શિબ્લી નુઅમાની-શેરુલઅજમ ભા ૨, પૃ ૨૨૧

વડાવવાનું સાધન છે, એટલું જ નહિ, પણ તેમાં ફિલસૂફી અને તસવ્વુફનાં તત્ત્વોનું મિશ્રણ છે. તેમાં દારૂડિયાઓ માટે આનંદ, પ્રેમીઓ માટે દિલાસો, હારેલા માટે આશા, ઉદાસીનો માટે ઔષધ અને રહસ્યવાદીઓ અને ફિલસૂફો માટે પ્રેરણા છે વિષયાસક્ત વાચકો તેમાં પોતાના મનોવિકારનું પ્રતિબિંબ જુએ છે અને તે પ્રમાણે અર્થ કરી આનંદ મેળવે છે. અલ્લાહના આશકને તેમાં દિલચસ્પી રહે છે. આ શૈલી આમ તો આસાન છે, પરંતુ સામાન્ય વાચકો માટે તેનો વ્યંગ્યાર્થ સમજવો મુશ્કેલ થઈ પડે છે. મોગલ શહેનશાહ ઔરંગઝેબે તો હાફિઝની ગઝલો વાચવાની મનાઈ કરી હતી, કારણ કે સામાન્ય કોટિનાં માણસો એ ભેદી કાવ્યોના ભેદને સમજી શકતાં નથી તેથી માત્ર શબ્દાર્થોથી દોરવાઈને સત્ય માર્ગથી તેઓ વેગળા ઊતરી પડે છે અને શરાબ અને ઇશ્કનાં બ્યાન વાંચી મસ્ત બની જાય છે એમ તે માનતો. આમ હોવા છતાં એ પાદશાહ હઝરત ખ્વાજા હાફિઝની દીવાન હમેશાં પાસે જ રાખતો, કારણ કે તે પોતે તેમની શે'રોનો સાચો અર્થ સમજી શકતો હતો એવી તેને શ્રદ્ધા હતી.

મુલ્લા નૂરુદ્દીન જામીનાં[1] પુસ્તકોમાં તેમને લિસાનુલગૈબ[2] અને તરજુમાનુલઅસ્‌રાર[3] ગણાવવામાં આવ્યા છે, કારણ કે તેમની શે'રો બીજી દુનિયામાંથી આપોઆપ આવતી હોય એમ વહે છે. એ માટે એક એ પણ કારણ જણાવવામાં આવે છે કે ભવિષ્ય જાણવા માટે તેમની દીવાન (ગઝલસંગ્રહ)નો ઉપયોગ કરવામાં આવે છે.[4]

---

૧. નફહાતુલઉન્સ અને બહારિસ્તાન
૨. 'ગૈબ' એટલે કે પરોક્ષની જીભ યા વાણી. એ નામ એમના અવસાન પછી પડ્યું હોય એમ લાગે છે, કારણ કે એમના સમયના ચરિત્રકારો એ બાબત જણાવતા નથી.
૩. અ. રહસ્યોનો નિરૂપણ કરનાર
૪. એમ કહેવાય છે કે અફઘાનો સાથેની લડાઈમાં નાદિરશાહ રોકાયો હતો તે દરમિયાન તેણે હઝરત ખ્વાજા હાફિઝની દરગાહની ઝિયારત કરી અને

**મુલ્લા નૂરુદ્દીન અબ્દુર્રહમાન જામી (ઈ. સ. ૧૪૧૪–૧૪૯૨)**

મુલ્લાં નૂરુદ્દીન અબ્દુર્રહમાન જામી મહાન શાયરો, ફકીરો અને સૂફીઓમાંના એક હતા. ખુરાસાનમાં આવેલા જામ નજીકનાં ખરજિર્દ ગામમાં એમનો જન્મ થયો હતો; પરંતુ એ જામ શહેરમાં રહેતા હતા, તેથી એમણે પોતાનું તખલ્લુસ જામી રાખ્યું હતું. કેટલાક કહે છે કે ઇશ્કે હકીકીના શરાબનો જામ સૂફીઓ પીએ છે તેનો એમાં નિર્દેશ છે.

વિદ્યાભ્યાસ પૂરો કર્યા બાદ એમનો આત્મા હંમેશાં હકીકી નૂર માટે અતિશય જિજ્ઞાસુ રહેતો હતો; તેથી આખરે હેરાતમાં ખાનકાહ ધરાવનાર નક્શબંદી ફિરકાના હઝરત શેખ સાઅ્દુદ્દીન મોહમ્મદ

---

લડાઈ ચાલુ રાખવી કે કેમ તે જાણવા તેમની દીવાન ખોલતાં વેંત તેની નજર નીચેની શે'ર ઉપર પડી :

इराक़ो पार्स गिरिफ़्ती बशे'रे खुश हाफ़िज़,
बेया कि नौबते बग़दादो वक़्ते तब्रीज़ अस्त ।

[ઓહ હાફિઝ! તારી મધુર શે'રથી ઇરાક અને ફાર્સને તેં જીતી લીધાં, હવે તું જલ્દી કર, કારણ કે બગદાદ અને તબ્રીઝ લેવાનો સમય આવ્યો છે.

( આતશકદહ )

હઝરત ખ્વાજા હાફિઝે નીડરપણે શેખો અને ઢોંગી ઇમામોની ઠેકડી ઉડાવેલી તેથી તેવા લોકો તરફથી તેમની દફનક્રિયાના સ્થળ બાબતમાં વાંધો ઉઠાવવામાં આવ્યો; પરંતુ તેમની દીવાનમાં એ બાબતમાં કંઈ સૂચન તેમણે કરેલું છે કે નહિ તે જાણવા તે ખોલવામાં આવી ત્યારે નીચેની શે'ર નીકળી :

क़दम दरेग़ मदार अज़ जनाज़ए हाफ़िज़,
कि गरचेह ग़र्क़े गुनाह अस्त मीरवद बबिहिश्त ।

[ હાફિઝના જનાઝા આગળથી કદમ પાછો હઠાવ નહિ કારણ કે પાપોમાં ડૂબેલો હોવા છતાં તે બિહિશ્તમાં જશે ]

કાશગરીના એ મુરીદ થયા[1] અને તેમની સાથે રહી એમણે સૂફી સિદ્ધિ પ્રાપ્ત કરી.

હઝરત શેખ સા'દુદ્દીનના અવસાન પછી તે ફિરકાના એ વડા થયા. સુલતાન હુસૈન બાયકરા જેવા સુલતાનો તેમજ અમીર અલી શેર જેવા અમીરો નિભાવ માટે એમની ખાનકાહમાં મોટી મોટી રકમો મોકલતા. તેઓ હઝરત જામીને પોતાના દરબારમાં પણ બોલાવતા, પરંતુ એ જતા નહિ. દૂર દૂરના દેશોના દુરવેશો અને ફકીરો એમની વિદ્વત્તા અને એમના પવિત્ર જીવનથી આકર્ષાઈને એમની ખાનકાહમાં આવતા.

એ રસિક રમૂજી અને થોડાબોલા હતા. એમના એ સ્વભાવ વિશે એક દિલચસ્પ વાત છે કે ઈ. સ. ૧૪૭૨-૭૩ માં એઓ હજ કરવા જતા હતા. રસ્તામાં બાદશાહો અને અમીરોએ એમનો સુંદર સત્કાર કર્યો. બગદાદમાં પીર જમાલ નામના સૂફી પોતાના મુરીદો સાથે ઊંટના વાળનો બનાવેલો ઝભ્ભો પહેરી સ્વાગત માટે સામે આવ્યા. હઝરત મુલ્લા જામીને જોઈને હઝરત પીર જમાલે કહ્યું, "जमाले अिलाही दीदम"[2] ત્યારે હઝરત મુલ્લા જામીએ જવાબમાં કહ્યું, "जिमाले अिलाही दीदम।"[3]

એ તૈમૂર યુગ (ઈ. સ. ૧૩૩૫-૧૫૦૨)ના સર્વશ્રેષ્ઠ ગ્રંથકાર હતા. એ મહાન કવિ, મહાન વિદ્વાન અને મહાન સૂફી હતા. એમણે બધાં મળી ૯૯ પુસ્તકો લખેલાં છે. એમની કૃતિઓમાં ફિરદોસી, નિઝામી, સા'દી, રૂમી, હાફિઝ વગેરે મહાન પૂર્વગામીઓની ખાસિયતો વધતા ઓછા પ્રમાણમાં મોજૂદ છે. તેમાં હઝરત શેખ સા'દીની

૧. સલીમ નીસારી — તારીખે અદબિયાતે ઈરાન, પૃ. ૬૪
૨. અર્થાત્ મેં અલ્લાહના સૌંદર્યનું દર્શન કર્યું.
૩. અર્થાત્ મેં અલ્લાહના ઊંટોને જોયા.
જમાલ નો અર્થ સૌંદર્ય અને જિમાલ નો અર્થ ઊંટો થાય છે.

નીતિ, હઝરત મૌલાના રૂમીના ઉચ્ચ ખ્યાલો, હઝરત ખ્વાજા હાફિઝની સાદાઈ વાસ્તવિકતા અને સરળતા અને હઝરત ખ્વાજા નિઝામીની પરિપક્વતા સ્પષ્ટ રીતે માલૂમ પડે છે. ગદ્યનાં તેમજ પદ્યનાં એમનાં પુસ્તકો મૂલ્યવાન છે. એમની સાત મસનવી 'હફ્ત અવરંગ' (અર્થાત્ સાત રાજ્યાસન) નામે ઓળખાય છે. તેમાં નીતિ, રહસ્યવાદ, રૂપક કથા અને કલ્પિત કિસ્સા વગેરે વિષયોનો સમાવેશ થાય છે. એમની ત્રણ દીવાન છે તેમાં પણ તસવ્વુફનો રંગ છે. એમની નફહાતુલઉન્સમાં એમણે ઉલમાઓનાં અને સૂફીઓનાં જીવનચરિત્રો આલેખેલાં છે; એમની સિલસિલતુઝ્ઝહબ હઝરત હકીમ સનાઈની હદીકતુલ્હકાઈકની નકલ છે. એમાં એમણે મઝહબ અને નીતિને લગતી બાબતોની ચર્ચા કરી છે. એમની સલામાનો અબ્સાલમાં સૂફી વિચારો રૂપક કથા મારફત પ્રદર્શિત કર્યા છે. એમની બહારિસ્તાન હઝરત શેખ સા'દીની ગુલિસ્તાન જેવી જ છે. એમાં પણ કેટલાક સૂફીઓનાં વચનોનો સંગ્રહ છે. એમની અશિઅ્આતુલ્લમઆત (અર્થાત્ જ્વાળાની ચમકો) હઝરત ફખ્રુદ્દીન ઇરાકીની લમઆતનું વિવરણ છે; લવામિઅ પણ મુહિયુદ્દીન ઇબ્નુલ્અરબીની ફુસૂસુલ્હિકમનું વિવરણ છે; અને લવાઇહમાં ફારસી શે'રો વડે દૃષ્ટાંતો ટાંકી સૂફી સિદ્ધાંતો સમજાવ્યા છે; એમની સુબ્હતુલ્-અબ્રાર તસવ્વુફ અને નીતિના વિષય ઉપર મસનવી છે.

## સૂફી શાયરીની પડતી

મુલ્લા નૂરુદ્દીન જામીના સમય બાદ નાનાં રાજ્યો મટી ઈરાનમાં એક જ સલ્તનત ઊભી થઈ. એ સફવી વંશ (ઈ. સ. ૧૫૦૨–૧૭૨૨)ના બાદશાહો શીઆ પંથમાં માનતા હતા. એની સ્થાપના પછી ઈરાન સદાને માટે શીઆ મતનું પક્ષપાતી રહ્યું. ત્યાંના દરબારોમાં ફકીહોની લાગવગ વિશેષ થઈ અને તેને લીધે સૂફીઓના માર્ગમાં બાધાઓ ઊભી થઈ. અંતે તસવ્વુફ ત્યાંથી લગભગ વિદાય થયો અને એથી સૂફી શાયરીની પડતી થઈ. કેટલાક લોકો અગાઉ

થઈ ગયેલા સૂફી શાયરોની પગદંડીએ ચાલીને તેમના રંગમાં લખતા તો રહ્યા, પરંતુ તેઓ દિલથી સૂફી ન હતા. સૂફીનો દેખાવ કરવામાં તેમને મઝા આવતી હતી. તેમનાં ભાવો, ખ્યાલો અને પ્રતીકોમાં કંઈ નવીનતા નથી. અગાઉ કહેવાયેલી વાતોને ફરીથી કહેવામાં અને ઊતરેલાં વસ્ત્રો ફરીથી પહેરાવવામાં તેમને આનંદ આવતો હોય એમ લાગે છે. આ દૃષ્ટિએ જોતાં તેમાં નકલીપણાની બૂ છે. સૂફી શાયરીમાં ફક્ત કલ્પના ન ચાલે. ફિલસૂફીનો ઉપયોગ એ તસવ્વુફ નથી. એનો આત્મા ઇશ્ક છે; જોશ છે; આવેશ છે.

× × ×

ગમે તેમ હોય, સૂફી શાયરોને લઈને તસવ્વુફ મરુસ્થળ મટીને નંદનવન બની ગયો અને એ કારણે એ જ્ઞાન ખાસમાંથી આમ જનતામાં પહોંચ્યું. દરેક શખ્સ એનો કલેમો પઢવા લાગ્યો.

ઇસ્લામી ફિલસૂફીના ઝંડાધારીઓએ એમાં જ ધાર્મિક જિજ્ઞાસાનું સમાધાન જોયું અને જીવનના કોયડા ફિલસૂફી મારફત ન ઉકેલાતા જોઈ તેઓએ એનો આશરો લીધો. દરેક કુશળ કવિએ એનો જ માર્ગ સ્વીકાર્યો. દરેક લેખકે એ જ તાર ઉપર ટકોરી મારી. ટૂંકમાં, એક સમય એવો હતો જ્યારે મુસલમાનોનું સમગ્ર ચિત્ત એ ઉપર જ કેન્દ્રિત હતું.

# પ્રકરણ ૧૧ મું

## ફારસી શાયરીમાં સૂફીવાદ

**ગઝલ**

ફારસી ભાષામાં સ્ત્રી તેમજ પુરુષ બન્ને માટે વિશેષણ અને ક્રિયાપદ એક જ રીતે વપરાય છે. ભાષાની આ વિશિષ્ટતાને લઈને ગઝલના વિષય અને તેના આંતર સ્વરૂપ ઉપર ઘણી અસર થઈ છે. એમાં પ્રેમપાત્ર–પ્રિયતમાને એક જ જાતિ અને પુરુષમાં સંબોધવાનું હોવાથી ઈરાનના શાયરોએ અલ્લાહને માશુક બનાવ્યો અને તેઓ તેના પ્રેમ-રસમાં એકરાગ થઈ ગઝલો લખવા લાગ્યા. અલ્લાહથી વિરક્ત થઈ દુનિયામાં આવ્યા તેથી તેમણે વિરહગીતો ગાયાં. મોતને ભેટીને જ તેને પ્રાપ્ત કરવા માટે તેમણે વિસાલની આશા સેવી. વર્ષો સુધી તેણે દુનિયામાં પડેલા રાખી પોતાના દરબારમાં ન બોલાવ્યા તેથી તેને તેઓએ બેવફા કહ્યો. તેના જ પ્રેમમાં એકચિત્ત રહી દુનિયામાં પડતાં દુઃખો અને વેઠવી પડતી મુશ્કેલીઓને ભૂલી જવા માટે તેમણે તસવ્વુફના શરાબનું પાન કર્યું.

ગઝલમાં ખાસ કરીને માશૂકથી થયેલી જુદાઈને, લઈને આશકની બનેલી દર્દનાક હાલતનું બ્યાન, તેના ઉજાગરા, તેનું દુઃખી રુદન, ઇશ્કના રંગતરંગો, માશૂકની આશક પ્રત્યેની બેદરકારી, ચુંબન અને આલિંગન માટે આશકની ઉત્કટ આતુરતા, એ પ્રેમ મૂર્તિના સ્વરુપની સતત યાદ, તેના ગાલ પરના તલ તથા રુવાંટીની તારીફ, પ્રેમી જિગરના વખતોવખતના નમ્ર કાલાવાલા વગેરે આલેખાયેલાં હોય છે.

એ ઉપરાંત આશકી અને માશૂકીને અનુકૂળ બહાર મોસમનું બ્યાન પણ એમાં આવે છે.

તસવ્વુફની ગઝલોમાં ઇશ્કનું મૂળ હુસ્ન એટલે કે ખૂબસૂરતી છે. જ્યાં હુસ્ન જોવામાં આવે છે ત્યાં કશિશ એટલે કે ખેંચાણ હોય છે અને જેટલા પ્રમાણમાં વિશેષ હુસ્ન તેટલા પ્રમાણમાં વિશેષ કશિશ. કામેલ એટલે કે સંપૂર્ણ હુસ્ન તો હકીકી માશૂકમાં મળી શકે છે; તેથી જ ઇશ્કનો સંબંધ હકીકી માશૂક સાથે છે. અને એ જ ઇશ્ક સંપૂર્ણ હોય છે. આ જ કારણથી સૂફીઓની શાયરીમાં જે જોશ અને આવેશ હોય છે તે અન્ય શાયરીમાં હોતાં નથી. સૂફીઓના ઇશ્કમાં હવા અને હવસની બૂ હોતી નથી. તેમનો ઇશ્ક બિલકુલ પાક હોય છે.

મજાઝી હુસ્ન કામેલ અને કાયમી હોતું નથી અને એ કોઇક સમયે જતું પણ રહે છે; તેથી જ ઇશ્કે મજાઝીમાં આવેશ અને જોશ નબળાં હોય છે.

ગઝલ સાહિત્ય લોકોમાં અતિ પ્રિય બનવાનું ખાસ કારણ એમાં સમાયેલો દ્વિઅર્થ છે. એમાં મજાઝીનું પાસું ઉપર તરતું રહે છે. બાબતોનું એવી રીતે બયાન કરવામાં આવે છે કે વિષયાસક્ત આશકોની આંખ આગળ તે જાણે અથડાયા કરે છે. તેઓ તેમાં પોતાના મનોવિકારનું પ્રતિબિંબ જુએ છે અને તે જ પ્રમાણે તેનો અર્થ કરે છે. અલ્લાહનો આશક તેમાં ઇબાદતનો રાહ નિહાળી મધુર રસનું પાન કરે છે. તમામ સૂફી શાયરોની ગઝલોમાં મજાઝી અને હકીકી બંને પાસાં મોજૂદ હોય છે. તેમાંથી હવસી સૂરત-પરસ્ત નફસાની લહેજત પ્રાપ્ત કરે છે અને વાંચી અને સાંભળીને ઊંચોનીચો થાય છે; માની[1]-પરસ્ત રૂહાની કેફિયતનો આસ્વાદ લે છે અને તેમાં ગૂંથાય છે. ફારસી સૂફી ગઝલ-શાયર શિરોમણિઓની ગઝલોમાં તસવ્વુફનો આંતર પ્રવાહ હંમેશાં વહેતો જ હોય છે.

સૂફી ભાવોનો સાગર જેટલો ગઝલમાં ઊછળ્યો છે એટલો કોઈ

1. અંતરનું; આંતરિક; આત્માને લગતું

પણ અન્ય કાવ્યપ્રકારમાં નથી. એમાં ઇશ્કનુ એવું તો મોજું આવ્યું કે તેમાં ધર્મ, કર્મ, આચારવિચાર વગેરે સર્વ ખેંચાઈ ગયાં.

હકીમ સનાઈ, ફરીદુદ્દીન અત્તાર, મૌલાના જલાલુદ્દીન રૂમી, ઇરાકી, શેખ સા'દી, અમીર ખુસરો, ખ્વાજા હાફિઝ, મુલ્લા નૂરુદ્દીન જામી વગેરે ફારસી શાયરોની સૂફી ગઝલો મશહૂર છે.

**મસ્નવી**

ફારસી શાયરીના પિતા રૂદકી(મૃ. ઈ. સ. ૯૪૧)એ આ કાવ્યપ્રકારનો પાયો નાખ્યો હતો. એ ફારસીના સર્વ કાવ્ય–પ્રકારોમાં વિશેષ વિસ્તૃત છે. મનુષ્યની તમામ જાતની ભાવનાઓ, કુદરતનું વર્ણન, બનાવોનું કથન વગેરેની રજૂઆત માટે એ ખુલ્લું મેદાન છે. એમાં કિસ્સા, કહાણી, વીરરસકથા, ઇતિહાસ, નીતિબોધના પાઠ, ફિલસૂફી તેમજ સૂફીમતના વિષયોનાં વિવરણ, અવલોકન અને છણાવટ થઈ શકે છે. આ દૃષ્ટિએ જોતાં જીવન અને સમાજનાં તમામ પાસાંનો એમાં સમાવેશ થાય છે અને ઇશ્ક, રંજ, રાહત, ઝગડો, ગુસ્સો, નીતિ, ધર્મ, વેરઝેર, નરમાસ જેવી જેટલી બાબતો મનુષ્યના જીવનમાં પ્રવર્તતી હોય છે તે તમામ એમાં પ્રદર્શિત કરી શકાય છે.

મસ્નવીમાં જે બાબતો કહેવામાં આવે છે તે સીધી અને સોંસરી દિલમાં બેસી જાય છે; ગૂઢ ભાવોના પ્રદર્શનમાં રમણીયતા આવી જાય છે; વાચકો ધ્યાન અને રસથી તે વાંચે છે અને શ્રોતાજનો આનંદ અને ઉલ્લાસથી તે સાંભળે છે.

ફારસી સૂફી શાયરોએ પોતાના આખ્યાનને ઇતિહાસનું અંગ બનાવવાની કોશિશ કરી નથી. પ્રસ્તુત તો તેમને માટે નિમિત્ત માત્ર છે. યૂસુફ અને ઝુલૈખા,[1] લૈલા અને મજનૂન,[2] શીરીં અને ફરહાદ[3] વગેરે

1. એ પ્રેમકથા ઘણી જ મશહૂર અને દિલચસ્પ છે. યૂસુફ પેગમ્બર હઝરત યાકૂબનો અગિયારમો પુત્ર હતો. યાકૂબ તેને ઘણું જ ચાહતો હતો. તેથી એના સાવકા ભાઈઓ એની અદેખાઈ કરતા હતા. એક દિવસ પિતાને ઊંધા

જેવા વિષયો ઉપર મસ્નવી રચનાર શાયરો તે તે વ્યક્તિઓનાં જીવનના આખ્યાનમાં લીન થતા નથી, તેમનું ધ્યાન તો હંમેશાં તેમના ઉન્મત્ત

પાછા ભણાવી રમવાને બહાને તેઓ યૂસુફને જંગલમાં લઈ ગયા. તેઓ ત્યાં એને મારી નાખવાના નિર્ણય ઉપર આવ્યા, પરંતુ યૂસુફના સગા નાના ભાઈની દરમ્યાનગીરીથી એને મારી ન નાખતાં કૂવામાં નાખવામાં આવ્યો. ભાઈઓએ ઘેર આવીને પિતાને કહ્યું કે વરુએ યૂસુફને ફાડી ખાધો. તેઓ તેનાં કપડાં લોહીથી ખરડેલાં લાવ્યા હતા તે ખાતરી માટે બતાવ્યાં. આથી હઝરત યાકૂબ પોતાના સૌથી વહાલા પુત્ર માટે કલ્પાંત કરી એટલું તો રોયા કે આખરે તે અંધ થયા.

ઝુલૈખા મિસરના વડા પ્રધાનની પત્ની હતી. તે કુંવારી હતી ત્યારે ત્રણ વાર તેણે યૂસુફને સ્વપ્નામાં જોયો હતો. તેને માટે તે ઝૂર્યા કરતી હતી અને ગાંડી જેવી થઈ ગઈ હતી. યૂસુફ મિસરનો વડો પ્રધાન છે એવી પાછળથી તેને ખબર પડી. તે પછી તેના પિતાને આ બધી માહિતી મળતાં વેત તેણે પુત્રીના વિવાહ મિસરના વડા પ્રધાન સાથે ગોઠવી લગ્નની વિધિ કરી દીધી. ઝુલૈખાએ વડા પ્રધાનને જોયો ત્યારે તે નિરાશ થઈ ગઈ; કારણ કે તેણે જે માણસને સ્વપ્નામા જોયો હતો તે આ ન હતો. આથી તે પોતાનો સમય ગમગીનીમા વ્યતીત કરતી હતી.

હવે યૂસુફની બાબતમાં એવું બન્યું કે જે કૂવામાં તેને તેના ભાઈઓએ નાખ્યો હતો તેની બાજૂએથી એક સોદાગર પસાર થતો હતો. યૂસુફને બહાર કાઢી તેને વેચવા તે મિસરના બજારમાં લઈ ગયો. ત્યાં ઝુલૈખાના જોવામાં તે આવ્યો. સ્વપ્નામાં જોયેલો માણસ આ જ હોવાથી તેણે પતિ પાસેથી બીજા ઘરાકો કરતાં બમણા દામ આપીને પણ તેને ખરીદવાની ફરજ પાડી.

યૂસુફ દેખાવે અતિ ખૂબસૂરત હતો. તેને માટે ફારસી શાયરો કહે છે કે દુનિયામાં રહેલી ખૂબસૂરતીના બે ભાગ યૂસુફમાં અને એક જ ભાગ આખી દુનિયામાં વહેંચાયેલો હતો. ઝુલૈખાની સખીઓ તેને જોવા આવી ત્યારે તેમને સત્કારમાં ફળ આપવામાં આવ્યા. તેઓ યૂસુફને જોવામાં એટલી તો તલ્લીન થઈ ગઈ કે ફળ કાપવાને બદલે તેમણે પોતાનાં આંગળાં કાપી નાખ્યા. ઝુલૈખાએ યૂસુફના દિલમા પોતાને માટે

પ્રેમના પ્રદર્શન ઉપર જ હોય છે. મજનૂનના તમામ વિચારો લૈલા ઉપર જ કેન્દ્રિત હોય છે. શીરીં ફરહાદનું સર્વસ્વ છે. તમામ પેદા થયેલી

---

પ્યાર અને પ્રેમ ઉત્પન્ન કરવાને નિષ્ફળ પ્રયત્નો શરૂ કર્યા. એક દિવસ પોતાના રંગમહેલમાં ચાળાચસકા કરી તેનું મન હરવાની તેણે કોશિશ કરી. યૂસુફે ત્યાંથી નાસી જવા માંડ્યું. ત્યારે ઝુલૈખાએ તેને પાછળથી પકડયો જેથી તેનું પહેરણ ફાટી ગયું. એ દરમિયાન વડો પ્રધાન ત્યાં આવી પહોંચ્યો. યૂસુફ છાની વાત ખુલ્લી કરી દેશે એવા ડરથી ઝુલૈખાએ આગળથી જ પતિ આગળ તેના ગેરવર્તનની ફરિયાદ કરી. આથી તેને પરહેજ કરવામાં આવ્યો. આ સમયે એક ધાવતા બાળકે ચમત્કારિક રીતે કહ્યું કે જો યૂસુફનું પહેરણ આગળથી ફાટેલું હોય તો તેને દોષિત ગણવો જોઈએ અને પાછળથી ફાટેલું હોય તો તેને નિર્દોષ ગણવો જોઈએ. પરિણામે યૂસુફ નિર્દોષ ઠર્યો; પરંતુ મિસરની સ્ત્રીઓએ ઝુલૈખાના ચારિત્ર્ય વિશે વિવિધ વાતો ઉડાડવા માંડી. તેથી તેણે પતિને વિનંતિ કરી ફરીથી યૂસુફને કેદખાનામાં નંખાવ્યો. આમ છતાં ઝુલૈખાનો તેની પ્રત્યેનો પ્રેમ તો ચાલુ જ રહ્યો. રાત્રે તે છાની છૂપી જેલની કોટડીમાં તેને જોવા જતી.

તે પછી મિસરના બાદશાહને એક સ્વપ્નું આવ્યું કે "સાત માંદી ગાય સાત જાડી ગાયને ખાઈ ગઈ અને અનાજનાં સાત સૂકાં કણસલાં સાત લીલાં કણસલાંને ખાઈ ગયાં." આનો સંતોષકારક ખુલાસો યૂસુફ સિવાય કોઈ કરી શક્યું નહિ. તેણે તેના ખુલાસામાં કહ્યું કે "સાત આબાદ સારાં વરસો પછી દુષ્કાળનાં સાત ખરાબ વરસો આવશે." આથી બાદશાહ તેના ઉપર ખુશ થયો અને તેને બંદીખાનામાંથી છૂટો કર્યો. તે પછી તેણે તેને વડો પ્રધાન બનાવ્યો.

ઝુલૈખાના પતિની પડતી થઈ અને આખરે તેનું અવસાન થયું. ઝુલૈખાની સ્થિતિ ખરાબ થઈ ગઈ, પરંતુ યૂસુફ માટેનો તેના પ્રેમનો પ્યાલો તો છલોછલ ભરેલો જ હતો. આખરે ખુશીને લઈને ઝુલૈખા કુંવારી જેવી થઈ ગઈ અને યૂસુફે તેની સાથે લગ્ન કર્યું.

દુકાળનાં વર્ષોમાં હઝરત યાકૂબે તેના પુત્રોને મિસરથી અનાજ લાવવા જણાવ્યું. તે ત્યાં ગયા ત્યારે યૂસુફે તેમને ઓળખ્યા. જિબ્રીલ ફિરસ્તાએ તેને આપેલાં કપડાં પોતાના પિતાની આંખે લગાડવા યૂસુફે તેમને

વસ્તુઓ મજનૂનની દૃષ્ટિએ લૈલાના રૂપમાં અને ફરહાદની દૃષ્ટિએ શીરીંના રૂપમાં હોય છે. ઝુલૈખાને યૂસુફ વિના ચેન પડતું નથી. મૌલાના

---

ફરમાવ્યુ તેમણે ત્યા પહોચી તેમ કર્યું. પરિણામે હઝરત યાકૂબ દેખતા થયા. (જામી-યૂસુફોઝુલૈખા)

તે પછી યૂસુફે પોતાના કુટુંબને મિસરમા બોલાવી લીધુ.

૨. કૈસ જે પાછળથી મજનૂન નામે પ્રચલિત થયો તે એક અરબ છોકરીને અતિ ચાહતો હતો. તે છોકરીનું નામ પાછળથી લૈલા પડયુ હતુ, કારણ કે તેનો ચહેરો શ્યામ હતો કૈસનું નામ મજનૂન પડયું, કારણ કે તે લૈલાના પ્રેમમાં ગાંડો હતો. બાળપણમા અભ્યાસ દરમિયાન બ નેની ઓળખાણ થઈ હતી. તેમનો સબંધ એટલો નિર્મળ અને ગાઢ થઈ ગયો કે બ નેને એક પણ દિવસ મળ્યા વિના ચેન પડતુ નહિ. લૈલાના પિતાને આ વાતની જાણ થઈ ત્યારે તેણે તેને મદરેસામાથી ઉઠાડી લીધી. આથી જુવાન આશક ગમગીન અને બેકરાર થયો. મજનૂનના પિતાએ જોયું કે તેના પ્રેમની અસર તેની તદુરસ્તી પર થવા લાગી છે ત્યારે લૈલાનો ખ્યાલ દિલમાથી કાઢવા તેણે ઘણા પ્રયત્ન કર્યા, પણ તેમા તે ફાવ્યો નહિ. આખરે લૈલાના પિતા પાસે તેણે લગ્નની માગણી માટે દાવ ફેકી જોયો, પરતુ મજનૂનના ગાડ-પણને અને તે અજાણ્યા કુટુંબનો હોવાને કારણે તેણે તેને ચોખ્ખો નન્નો સભળાવ્યો અને એક દોલતમદ અરબ જોડે તેની શાદી કરી દીધી. મજનૂનના દિલના ઘા ઉપર આ બનાવે નમકનુ કામ કર્યું. તે અતિ આઘાતને કારણે જગલમા નાસી છૂટયો અને ત્યા રહેતા પશુઓમા લૈલાનું નામ પોકારતો ભમતો ફરતો રહ્યો. એ દરમિયાન લૈલાનો ખાવિદ લૈલાને પોતાને વતન લઈ ગયો અને ત્યા એક ઓરડામા તેને ગોધી રાખી પોતાને ચાહવા ફરજ પાડવાની તેણે કોશિશ કરી; પરતુ તેમા તે નાકામયાબ થયો અને મરી ગયો તે પછી બે વરસ પસાર થયા બાદ લૈલા મજ-નૂનને મળવા જગલમા ગઈ. ત્યા મજનૂનની નજર તેના ઉપર પડતાં વેત ભડકેલ જંગલી પશુની જેમ તેણે નાસભાગ કરવા મારી. પોતાની પાછળ દીવાના થયેલા આશકની આ કંગાળ હાલત જોઈને લૈલાના દિલમાં થયેલા કારી ઘાના પરિણામે થોડા સમયમાં તેનુ અવસાન થયું મજનૂનને આ વાતની ખબર થઈ ત્યારે તે પણ મોતને ભેટ્યો.

૩. શીરી આર્મેનિયાની એક મશહૂર સુદરી હતી. ઈરાનમા થઈ ગયેલા સાસાની

રૂમી પોતાની મસ્નવીમાં કુરાને શરીફનું સ્પષ્ટ અને સરળ વિવરણ કરે છે. તેમાં તેણે તેનું એવું ભવ્ય ચિત્રણ કર્યું છે કે પહેલવી અર્થાત્ ફારસી ભાષાનું કુરાન એવું એનું ઉપનામ પડયું છે.[1]

વંશના બાદશાહ ખુસરો પરવીઝ (ઈ. સ. ૫૯૧-૬૨૮)ને તેના પિતાના દરબારમાંથી કાઢી મૂકવામાં આવ્યો ત્યાર પછી તે એક વખત આર્મેનિયામાં જઈ પહોંચ્યો. ત્યાં તે શીરીંના પ્રેમમાં પડયો. ગ્રીક લોકોની મદદથી ખુસરોએ ઈરાનનું તખ્ત હાંસેલ કર્યું ત્યારે તે શીરીંને પોતાના પાયતખ્તમાં લાવ્યો. તેને માટે એક આલીશાન મહેલ બંધાવ્યો અને પોતાની વહાલી માશૂક તરીકે તેને ત્યાં રાખી. એ મહેલની નજીક એક ઊંચી ટેકરી હતી જેને લઈને તેની બીજી બાજૂએ આવેલા ઝરાનું પાણી મહેલ પાસેથી પસાર થતું ન હતું. કોઈપણ રીતે તે નદીને તેના મહેલની બાજૂથી વહેતી જોવાની શીરીંની આતુરતા હતી.

ફરહાદ તે સમયે નિષ્ણાત પથ્થરફોડ તરીકે જાણીતો હતો. તેને ખુસરોએ બોલાવ્યો. તેની નજર જેવી જ શીરીં પર પડી તેવું જ તેનું દિલ તેના ઉપર ચોંટી ગયું. જો મજફર કામ પૂરું કરે તો બદલામાં શીરીં મળે એ શરતે તેણે આ વિકટ કાર્યની શરૂઆત કરી. પ્રેમમાં અંધ બનેલો ફરહાદ કશાની પરવા કર્યા વગર રાતદિવસ પથ્થર ફોડવામાં મશગૂલ રહ્યો. તે કામ પૂરું થવાની તૈયારીમાં હતું ત્યારે ખુસરોને માશૂક ગુમાવવાનો ભય લાગ્યો તેથી તેણે એક ડોશીની મારફત ફરહાદને કહેવડાવ્યું કે શીરીં મરી ગઈ. એ સમયે ફરહાદ ખડકની ટોચ ઉપર કામ કરતો હતો. ડોશીના મોંમાંથી નીકળેલા આ શબ્દો તેના કાનને અથડાયા તેની સાથે જ ઊભેલો ત્યાંથી તેણે પડતું મૂકી દેહત્યાગ કર્યો. તે પછી થોડા જ સમયમાં ખુસરોનું ખૂન તેના પુત્રએ કર્યું અને શીરીંએ પોતાના દેહનો અંત આણ્યો.

૧. એ પુસ્તકના વિષય માટે શાયર પણ જ કહે છે:—

मा ज़े कुरआन मग़्ज़ रा बरदाश्तीम,
उस्तुख़ाँ बहरे सगाँ अंदाख़्तीम।

[ અર્થાત્ અમે કુરાનમાંથી તમામ સત્ત્વ ખેંચી લીધું અને હાડકાં કૂતરા માટે ફેંકી દીધાં. ]

ફારસી ભાષામાં લખાયેલી અન્ય સૂફી મસ્તવીઓ પણ એ જ પ્રકારની છે. સનાઈની હદીકતુલહકાઈક, ફરીદુદ્દીન અત્તારની *અસ્રારનામહ, ઇલાહીનામહ અને મન્તિકુત્તૈર, શબિસ્તરીની* ગુલશને રાઝ, નિઝામી ગન્જવીની મખ્ઝનુલ્અસરાર વગેરેમાં સૂફી ભાવો, ભાવનાઓ, ખ્યાલો અને ઉસૂલોની છણાવટ છે. મુલ્લા નૂરુદ્દીન જામી અને અમીર ખુસરોની કેટલીક મસ્નવીઓ પણ એ જ પ્રકારની છે. લગભગ એ બધી જ મસ્નવીઓમાં કિસ્સા કહાણી અને દૃષ્ટાંતો મારફત ગહન તત્ત્વોનું મનોહર વિવરણ કરવામાં આવ્યું છે. કેટલીકમાં વ્યાખ્યાનો વડે પણ પોતાના મતના સિદ્ધાંતોનું પ્રતિપાદન અને તેનો પ્રચાર કરવાનું કામ તેમના લેખકોએ હાથ ધર્યું હતું. એ ઉપરાંત કેટલાકે એ વિષય એ સિવાય અન્ય રીતે પણ આલેખ્યો છે.

આ ફારસી સૂફી શાયરોની હરોળમાં બેસી શકે એવો એક અરબસ્તાનમાં થયો નહિ.

રુબાઈ

રુબાઈ નામના લઘુ કાવ્ય-પ્રકારમાં નીતિ ફિલસૂફી તેમજ રહસ્યવાદ વગેરેને લગતા વિચારો અને ભાવો પ્રદર્શિત કરવામાં આવે છે. એમાં પ્રથમ બે તૂક જરા સામાન્ય કોટિની હોય છે અને છેલ્લી બે તૂક અને ખાસ કરીને ચોથી ઘણી જ ઉચ્ચ કક્ષાની, આકર્ષક અને જોશવાળી હોય છે. એમાં રુબાઈના પૂરા વિષયનો નિચોડ અને સાર હોય છે.

એમાં સૂફી ભાવોના પ્રકાશન માટે પ્રતીકોનો શિષ્ટ માર્ગ અપનાવવામાં આવ્યો છે. એ બાબતમાં જે સ્થાન પ્રતીકોનું ગઝલમાં છે તેવું જ એમાં છે. તેમાં કર્મકાંડીઓની ઠેકડી ઉડાવવામાં આવી છે અને મુલ્લાં, કાજી અને શેખોના બૂરા હાલ કરવામાં આવ્યા છે.

અબૂ સઈદ અબૂલ્ખૈર અને ઉમર ખય્યામની રુબાઈઓ જાણીતી છે.

**સાંકેતિક શબ્દો અને પ્રતીકો**

પ્રાચીન કાળમાં આપણા ભક્તોનાં હૃદયગાનનો મુખ્ય વિષય જ પ્રેમભક્તિ હતો, તેમ સૂફીઓ પણ જીવાત્મા અને પરમાત્માનો સંબંધ ગાતા આવ્યા છે. અગાઉ કહેવામાં આવ્યું છે તે મુજબ તસવ્વુફનો સંબંધ દિલ સાથે છે. જેમ દર્દ અને ખુશીના વિષયો વર્ણનના કરતાં અનુભવના વધારે છે તેમ આ રહસ્યવાદીઓના અનુભવોનું છે. એ કોઈ સામાન્ય બાબત નથી, પરંતુ ગંભીર સિદ્ધાંતોની ગૂઢ રહસ્યયુક્ત ધર્મભાવના છે.

અલ્લાહ વિશેના ગુહ્ય સિદ્ધાંતોથી તો તે પોતે જ વાકેફ છે એમ સૂફીઓ ગૌરવપૂર્વક માને છે. તેમનો ગુહ્ય પ્રેમ, ભ્રષ્ટ અને અપવિત્ર લોકોથી છુપાવવા તથા આત્માને લગતા ભાવો અને 'હાલ' અવસ્થાના અલૌકિક અનુભવો પ્રદર્શિત કરવા તેમણે રૂપક, ઉપમા, વાર્તા અને સાંકેતિક શબ્દો યા પ્રતીકોના ઉપયોગનો રાહ અપનાવ્યો અને મહોલ્લામાં રખડુ માણસોની ભાષામાં ગાન કર્યું. આને લીધે શાયરીમાં વિસ્તૃતતા આવી.

ભક્તિભાવનાનાં ગીતોમાં સાંકેતિક શબ્દો કે પ્રતીકોની પ્રતિષ્ઠા હોય છે; પરંતુ તસવ્વુફમાં એનો પૂરો પ્રચાર છે. એના સાહિત્યનો વૈભવ સાંકેતિક શબ્દ તથા પ્રતીકો ઉપર જ અવલંબે છે. એમાં ઇલ્મ અને મારિફતની કક્ષાઓ, વસ્લનો મહિમા, મુરશિદનું મહત્ત્વ વગેરે વર્ણનો ખૂબ આવ્યા કરે છે. આશક માશૂકના વિસાલનાં સુખ તથા જુદાઈનાં દુઃખ અને દર્દનો દરિયો હોય એવું તસવ્વુફ સાથે સંબંધ રાખતું સાહિત્ય છે. એના સાંકેતિક શબ્દો અને પ્રતીકોની અગત્ય જાણી લેવાથી તસવ્વુફનું સાહિત્ય સમજવું સરળ બને છે. જેને એની કૂંચીની ખબર ન હોય તે તો એમ જ માને છે કે માત્ર ઘેલા શૃંગારનું વર્ણન જ તેના દિલી ચક્ષુ સાથે અથડાય છે યા તો શરાબ, ગાનતાન અને મોજમઝા એ જ આ દુનિયામાંથી તારનારાં સાધનો

છે; પરંતુ ઉપરનો અર્થ જતો રહી ગુહ્ય અર્થ તેના ધ્યાનમાં આવે છે ત્યારે તેનો ભ્રમ ભાગે છે. સાચો સૂફી તો દરેક વસ્તુમાં આધ્યાત્મિક અર્થ વાંચે છે, જુએ છે અને અનુભવે છે, કારણ કે એનું મગજ તો હંમેશાં એવા જ વાતાવરણમાં ફરતું રહે છે.

સાંકેતિક શબ્દો અને પ્રતીકોની આડમાં રહી સૂફીઓએ શરીઅતનો શિકાર કર્યો અને તેમ છતાં તેઓ ઉપર કોઈ પણ જાતનું આરોપણ થયું નહિ. ખુલ્લા મેદાનમાં આવીને 'ગેરઇસ્લામી' બાબતોનો પ્રચાર કર્યો ત્યારે જ તેમને સજા થઈ. હઝરત મન્સૂર હલ્લાજને દેહાંતદંડ થવાનું મુખ્ય કારણ તેમનો 'અનલ્હક્ક' નહિ પરંતુ તેમણે પોતાને ખુલ્લે-ખુલ્લા 'હક્ક' પ્રતિપાદિત કર્યા એ હતું. 'હક્ક' હોવાના દાવાદાર તો ઘણા સૂફીઓ નીકળ્યા જે પોતાને કમ 'અનલ્હક્ક' સમજતા ન હતા. તેઓ આમતેમ એની ઘોષણા પણ કરતા હતા, પરંતુ તે છૂપી રીતે. તેઓ હઝરત મન્સૂર હલ્લાજની પ્રણાલી ઉપર ન ચાલ્યા. ઇતિહાસમાં તેમની પ્રતિષ્ઠા રહી તેમજ સૂફીમતનો પ્રચાર થતો રહ્યો.

સમય જતાં સૂફીઓના અનેક ફિરકા થયા તોપણ સાંકેતિક શબ્દો અને પ્રતીકોનો મહિમા કાયમ રહ્યો.

સૂફીઓ ઇશ્કને તમામ પ્રતીકોમાં શ્રેષ્ઠ માને છે અને તેને નફ્સ અને હવસથી મુક્ત ગણે છે. તેઓ તો એ બાબતમાં એટલું જ સમજે છે કે અલ્લાહ ભાવમાં વસે છે, પ્રતીક યા તો બાહ્ય વસ્તુમાં નહિ. તેઓ કોઈને પણ પ્રેમને પાત્ર ગણે છે; પરંતુ વસ્તુતઃ માશૂક તરીકે તેઓ અલ્લાહને જ માને છે. જ્યાં ખૂબસૂરતી છે ત્યાં માશૂકનો વિલાસ છે અને ત્યાં જ તેઓએ ઇશ્કને જગાડવાનો છે. તેઓએ તો જાણે મરી મરીને જીવવાનું છે. તેમના ઇશ્ક ઉપર ઉદ્વેગથી રંગ આવે છે અને તે મરણમાં પણ સાચો ઊતરે છે. ઇશ્કની મસ્ત હાલતમાં સૂફીઓએ જે કંઈ લખ્યું અથવા પ્રલાપ કર્યો તે સાહિત્ય સંસારનું એક અનૂઠું રત્ન છે.

મુશ્કેલી અને તકલીફ હોવા છતાં ઇશ્કના સમુદ્રમાં સૂફીઓ પોતાની કિશ્તી ઝંપલાવે છે. અમીર ખુસરો કહે છે:

आशिकी रंग अस्तो मर्दाँ रा व सीनह राहत अस्त,
सिल्सिलह बद अस्तो शेराँ रा व गर्दन ज़ेवर अस्त ।

[ આશકી રંજ છે, પરંતુ બહાદુરો (અર્થાત્ સૂફીઓ)ને માટે (એને લીધે) છાતીમાં રાહત છે. સાંકળ બંધન છે; પરંતુ શે'રો માટે તે (પોતાની) ગરદન ઉપર આભૂષણ છે. ]

વાંસજાળમાંથી થયેલી જુદાઈને લઈને વાંસળી રડી રડીને રાગ ભરે છે ત્યારે તેનું દર્દનાક સંગીત સૂફીઓની આંખોને આંસુથી ભરી દે છે. હઝરત જલાલુદ્દીન રૂમી તો પોતાની મસનવીની શરૂઆત જ વાંસળીની શિકાયતથી નીચેની શે'ર વડે કરે છે કે:

बुशुनव अज़ नय चूँ हिकायत मी कुनद,
वज़ जुदाईहा शिकायत मी कुनद ।
कज़ नयेस्तान ता मरा बुरीदह अन्द,
अज़ नफ़ीरम मर्दो ज़न नालीदह अन्द ।

[વાંસળી પોતાની કહાણી કેવી રીતે કહે છે તથા જુદાઈની શિકાયત કેવી રીતે કરે છે તે સાંભળ.

(તે જણાવે છે કે), વાંસજાળમાંથી મારી જુદાઈ થઈ ત્યારથી પુરુષ અને સ્ત્રી મારો વિલાપ જોઈ પોકેપોક રડતાં થયાં છે.]

એ જુદાઈના દર્દનો વિશેષ ખ્યાલ આપવા માટે આગળ ઉપર તે કહે છે:

हर कसी को दूर मान्द अज़ असूले ख़ीश,
बाज़ जूयद रोज़गारे वसूले ख़ीश ।
आतशे इश्क़ अस्त केह अन्दर नय फ़िताद,
जोशिशे इश्क़ अस्त केह अन्दर मय फ़िताद ।

[ જે કોઈ પોતાના મૂળ સ્થાનથી વિખૂટો પડ્યો તે ફરીથી પોતાના મિલનનો સમય શોધે છે.

વાંસળીમાં જે પડ્યું છે તે ઇશ્કની આગ છે; મદ્યમાં જે પડ્યું છે તે ઇશ્કનો જોશ છે. ]

અલ્લાહ માટે સૂફી શાયરો માશૂક, દોસ્ત, સરૂ,[1] દિલરુબા, બુત, સનમ, લયલા, શીરીં, પરી, હૂર વગેરે શબ્દો વાપરે છે. માશૂકની ખૂબસૂરતી એ અલ્લાહની ખૂબસૂરતી છે. તેની સાથે વસ્લ કરવાની સૂફીઓની ઝંખના અને તાલાવેલી છે

આશક માટે ફરહાદ, મન્સૂર, દીવાનો, મસ્ત, પરવાના (અર્થાત્ પતંગિયું) વગેરે શબ્દો વાપરવામાં આવે છે. લૈલા અને મજનૂન, યૂસુફ અને ઝુલૈખા, સલામાન અને અબ્સાલ[2], બુલબુલ અને

૧. ફારસી શાયરો ઘણી વાર 'સર્વે આઝાદ' (એટલે કે આઝાદ સરૂ)નો માશૂક માટે ઉપમા અને રૂપકમાં ઉપયોગ કરે છે. એ ઝાડને ફળ ફૂલ હોતાં નથી અને પાનખર ઋતુની એના ઉપર અસર થતી નથી; એ લીલુંછમ રહે છે, આથી માશૂકના સ્વતંત્ર સ્વભાવનો નિર્દેશ પણ એ વડે થાય છે.

૨. 'સલામાન વ અબ્સાલ' એ એક દૃષ્ટાન્તરૂપી કથા મુલ્લા નૂરુદ્દીન જામીએ મસ્નવીમાં લખી છે. કથા આ પ્રમાણે છે:

શાહજાદો સલામાન તેની આયા અબ્સાલના પ્રેમમાં પડ્યો. સમજણો થતાં તે તેની સાથે કોઈ અલાયદી જગ્યાએ જતો રહ્યો. કામના-તૃપ્તિ અને પશ્ચાત્તાપ થતાં તે તેના પિતા પાસે ફરીથી આવ્યો. તેણે સલામાન પાસેથી આયાના પ્રેમને તિલાંજલિ આપવાનું વચન લીધું, પરંતુ જવાન ફરીથી ઉદાસ થયો, મૂંઝાયો અને અગાઉની આદત ઉપર જતો રહ્યો. તે પછી ફરીથી તેને પસ્તાવો થયો. આખરે વિલાસી જીવનમાંથી છટકવા અને આત્માની શાંતિ અનુભવવા તે તેની માશૂક સાથે આગમાં કૂદી પડ્યો. માશૂક તેમાં બળીને રાખ થઈ અને સલામાનને કોઈ પણ પ્રકારની ઈજા થઈ નહિ; પરંતુ માશૂકના અવસાનને લઈને તે ગમગીનીમાં રહેવા લાગ્યો અને તેને ફરીથી મેળવવા તે એક સૂફીનો મુરીદ થયો.

ગુલ એ આત્માની અલ્લાહ સાથે સંયોગની તાલાવેલીનાં છાયાચિત્રો છે. દીવાનો મજનૂન લૈલામા પરમાત્માનુ દર્શન કરે છે, ઝુલેખા યૂસુફમા જ સર્વે જુએ છે; તેમા તે પોતાની પ્રતિષ્ઠાની પણ ચિંતા રાખતી નથી; અને તેમા જ લીનતા દ્વારા તે સ્વાત્માર્પણનો બલી પ્રેમ-યજ્ઞમાં હોમીને આત્માનુભવ પામે છે. પરવાનો (એટલે કે પતંગિયું) શમા ઉપર ફિદા થઈ પોતાની જાતને પણ ફના કરી દે છે.

કેશ મુખ્ય પ્રતીકોમાં છે. એનો કાળો રંગ, એની ખૂબસૂરતી અને એનો વિસ્તાર આશકો માટે મનોહર અને આકર્ષક હોય છે. સૂફીઓ એને માયાનુ રૂપ ગણે છે. માશૂક પોતાના વાળના આવરણ અને વિક્ષેપ વડે આશકોને નચાવ્યા કરે છે અને તેમનું દિલ તેના ઉપર ચોટેલું અને ઇશ્કમાં બેકરાર રાખે છે. તેઓ કદી તેમાંથી મુક્ત થઈ શકતા નથી.

ખ્વાજા હાફિઝ કહે છે:

कय देहद दस्त ईं ग़रज़ या रब्ब केह हमदस्तां शवद,
खातिरे मज्मूऍ मा, ज़ुल्फ़े परेशाने शुमा ।

[ ઓહ મારા માલિક! મારું કેન્દ્રિત દિલ અને તારાં વિખરાયેલાં ઝુલ્ફાં સાથે મળી જાય (એટલે કે સુખ અને આનંદથી સાથે રહી સમય પસાર થાય) એ કામના ક્યારે સાપડશે? ]

---

સૂફીએ અબ્સાલને પાછી મેળવી આપવાનું સલામાનને વચન આપ્યુ. આ રીતે તેણે ઇશ્કે મજાઝીમાથી ઇશ્કે હકીકી તરફ જવાનું તેને માર્ગ-દર્શન આપ્યું, અને અલ્લાહ માટેના દૈવી પ્રેમની જ્યોત તેના દિલમાં પ્રગટાવી દીધી.

એ કથામાં સલામાન વિષયવાસનામાં ગૂંથાયેલા આત્મા માટે છે. તોબા (એટલે કે પશ્ચાત્તાપ) તેને અલ્લાહ તરફ વાળે છે, પરંતુ પાછો તે પોતાની વૃત્તિ તરફ ખેંચાઈ જાય છે; અને પાછો તોબા કરે છે. તેમ કરતાં કરતાં તે શુદ્ધ થાય છે. અંતે સાચા સૌંદર્યનું તેને જ્ઞાન થાય છે અને પછી જ તે માત્ર અલ્લાહમાં વસે છે.

ફક્ત ઝુલ્ફાંથી વાત પતી જતી નથી. તેના હોઠ પણ આશકને લાચાર બનાવી દે છે. શેખ સા'દી કહે છે કે :[1]

गुफ्तम नयावीज़म वा मारे सरे ज़ुल्फ़त,
चीचारह फ़िरू मांदम पीशे लबे ज़ह्हाकत ।

[ મેં મનમાં વિચાર કર્યો કે તારાં ઝુલ્ફાંના છેડાના સાપોને હું વળગીશ નહિ; પરંતુ તારા હસતા હોઠ આગળ હું લાચાર થઈ ગયો. ]

રુખ્સાર ( એટલે કે ગાલ ) ઉપરનો ચમકતો રંગ માયાનો અને તે ઉપરનો કાળો તલ ઐક્યનો વ્યંજક છે. એ માટે ખ્વાજા હાફિઝ કહે છે કે :

अगर आँ तुर्के शीराज़ी बदस्त आरद दिले मारा,
बख़ाले हिंदूयश बख़्शम समरक़ंदो बुख़ारा रा ।

[ જો પેલી શીરાઝી તુર્ક ( માશૂક ) મારું દિલ જીતી લે તો હું સમરકંદ અને બુખારા તેના ગાલના કાળા તલને ખાતર સમર્પી દઉં. ]

આવી રીતે માશૂક પ્રતીક છે, તો તેનું નખશિખ પણ પ્રતીકનું અંતર્ગત સમજી શકાય; તેનું દરેક અંગ કોઈ ને કોઈ ભાવનાનો દ્યોતક થઈને તસવ્વુફનું પ્રતીક બની જાય છે. શાયરો તેમનો ઉપયોગ કરી કરીને પ્રેમની વ્યાપકતાને ભવ્ય કરે છે.

દર્દ અને ગમ શબ્દો સૂફી કાવ્યોમાં આવ્યા કરે છે. એ શરીરના કોઈ ભાગ ઉપરનાં દુઃખનો નિર્દેશ કરતું નથી; એ સૂફીના દિલનું દર્દ હોય છે; એ તેના દિલનો ગમ છે. એને પરિણામે તે બેચેન રહે છે. એ દર્દ બીજું કંઈ જ નહિ, પરંતુ અલ્લાહ પ્રત્યેનો તેનો ઇશ્ક છે. તે એટલો તીવ્ર હોય છે કે તે સહન થઈ શકતો નથી અને તેને મટાડવા કોઈ દવા પણ નથી. ખ્વાજા હાફિઝ કહે છે :

૧. તય્યેબાતે સા'દી

हाफ़िज़ अंदर दर्दो ग़म मी सूज़ो बा दर्मान मसाज़;
ऑं केह दर्मानी न दारद दर्दे बी दर्माने दोस्त ।

[ ઓહ હાફિઝ! દર્દ અને ગમમાં તું બળતો રહે અને દવા સાથે મેળ ન કર, કારણ કે દોસ્ત તરફથી થતા અસાધ્ય દર્દની કોઈ દવા નથી. ]

શરાબમાં એક એવી શક્તિ છે જે ઇન્સાનને દુન્યવી ઉપાધિઓમાંથી કેટલોક સમય મુક્ત રાખી અનુપમ ઉલ્લાસના સ્વર્ગમાં ફરતો કરે છે. આ કારણથી સૂફી શાયરો તેને પ્રતીક તરીકે લે છે. એ શબ્દ આવે છે ત્યારે સૂફીનો ખ્યાલ તો અલ્લાહના દિવ્ય પ્રેમની પ્યાલી એટલે કે ઝિક, ફિક્ર વગેરે વડે અલ્લાહની ઇબાદતમાં લીન થવા તરફ જ જાય છે. તેનાથી તેનું મન રંજન થાય છે અને તે અલ્લાહ તરફથી પ્રેરણા પ્રાપ્ત કરે છે. ખ્વાજા હાફિઝ કહે છે કે :

ग़मे कुहून व मये सालख़ुर्दह दफ़ुअ कुनीद ।
[ પુરાણી ગમગીનીને પુરાણા શરાબથી દૂર કરો. ]

તમે તમને પોતાને આધ્યાત્મિક ચિંતનના આનંદમાં ભૂલી જાઓ એવો એનો અર્થ સૂફીઓ કરે છે.

તેમને એની જ શક્તિમાં અચળ શ્રદ્ધા છે. તે વિશે એ જ શાયર એમ પણ કહે છે કે :

बेया ता गुल बर अफ़्शानीमो मय दर साग़र अन्दाज़ीम,
फ़लक रा सक़फ़ बे शिगाफ़ीमो तरहे नव दर अन्दाज़ीम ।

[ આવ, આપણે ફૂલ વેરીએ અને પ્યાલામાં દારૂ રેડીએ. આસમાનની છત ફાડી નાખીએ અને નવો પાયો નાખીએ. ]

અરબી ભાષામાં 'કોઈ પણ વસ્તુ પિવડાવનાર' માટે 'સાકી' શબ્દનો ઉપયોગ થાય છે. એ ઉપરથી એનો અર્થ 'પાણી આપનાર' થાય છે. ફારસી શાયરીમાં શરાબ જ પિવડાવનારને 'સાકી' કહે છે

શરાબ પિવડાવી માણુસને છાકટો કરી નાખવો, તે શુ કરે છે, ક્યા જાય છે, શું બોલે છે વગેરેનું ભાન ભૂલેનો કરી નાખવો, એ ધધો કોઈ પણ રીતે ઇચ્છવા જોગ નથી આ દૃષ્ટિએ જોતા સમાજમાં સાકીનું સ્થાન ઘણુ જ હલકુ હોઈ શકે, પરતુ તસવ્વુફની શાયરીની પરિભાષામા સર્વગુણસંપૂર્ણ મુરશિદ યા પીર એવો એનો અર્થ થાય છે સાકી ઇશ્કનો શરાબ પિવડાવી આશકને છકાવી નાખે છે અતિશય પ્રમાણુમા ઇબાદત કરવાનો બોધ આપવો એવો એનો અર્થ કરવામા આવે છે એ શરાબની ઉન્મત્તતા પરમાનદ માટે હોય છે, તેથી ઉતાવળા થઈ ખ્વાજા હાફિઝ એક ગઝલમા કહે છે કે

साकया[1] बर खीजो दर देह जाम रा,
खाक बर सर कुन गमे अय्याम रा ।

[ ઓહ સાકી ! ઊઠી પડ અને પ્યાલી ભરી આપ, દુનિયાની આપત્તિઓને ધૂળથી દાટી દે ]

મયખાનુ[1] અને ખરાબાતનો[2] અર્થ ઇબાદત કરવાનુ સ્થળ સેવાનો હોય છે ત્યા પીરે મુગા[3] તરફથી 'જામે મય'[4] એટલે કે દૈવી પ્રેરણા યા દિવ્ય જ્ઞાનનો ઉપદેશ મળે છે ત્યા સાલિકો ઝિક્ર કરે છે, જેથી તેમને મસ્તી ચઢે છે અર્થાત્ તેઓ અલ્લાહના ધ્યાનમાં લીન થઈ જાય છે બીજી રીતે કહીએ તો અલ્લાહની સાથે વિસાલ પ્રાપ્ત કરાવનાર સમાધિની ઉચ્ચ અવસ્થા ત્યા તેમને પ્રાપ્ત

---

૧ मयखानह (ફા ) મદિરાગૃહ

૨ खराबात (ફા.) શરાબખાનુ

ઇસ્લામી દેશોમા દારૂના પીઠા વેરાન જગ્યામા રાખવામા આવતા એ માટે 'खराबह' શબ્દ ફારસીમા છ તેનુ બહુવચન खराबात થાય છે

૩ અર્થાત્ મુગીઓનો મુરશિદ, સૂફી સાહિત્યમા એનો અર્થ શરાબ વેચનાર એટલે કે મુરશિદ કરવામા આવે છે

૪ અર્થાત્ શરાબની પ્યાલી

થાય છે. આમ હોવા છતાં ખ્વાજા હાફિઝ તો એમ પણ કહે છે કે, એ ખાસ સ્થળોની પણ શી જરૂર !

दर शिर्क़ ख़ानक़ाहो ख़राबात शर्त नीस्त,
हर जा केह्‌ हस्त परतवे रूये हबीबस्त ।

[ ખાનકાહ અને શરાબખાનું હોવાં જ જોઈએ એવી શરત એ ઇશ્કના સંબંધમાં નથી. કોઈ પણ સ્થળ હોય ત્યાં માશૂકના ચહેરાનું પ્રતિબિંબ મોજૂદ છે. ]

'રિન્દ'નો શબ્દાર્થ તો લંપટ થાય છે, પરંતુ સૂફી શાયરીમાં સૂફીનો નિર્દેશ કરે છે; જેમકે ઉમર ખય્યામની એક રુબાઈમાં છે કે :

रिन्दी दीदम, निशस्तह्‌ बर रूये ज़मीन,
न कुफ़्र न इस्लाम न दुनिया न दीन ।
नय हक़्क़ न हक़ीक़त न शरीअ़त न यक़ीन,
दर हर दो जहाँ केरा बुअद ज़हरए आँ ।

[ મેં એક લંપટ (આઝાદ સૂફી)ને જમીન પર બેઠેલો જોયો, જેનામાં કુફ્ર, ઇસ્લામ, દુનિયા કે મઝહબ ન હતાં.

તે ઉપરાંત સત્, હકીકત, શરીઅત કે ફિલસૂફી ન હતાં. બંને દુનિયામાં આના જેવી શક્તિ ધરાવનાર કોણ છે ? ]

સંદેશવાહક તરીકે બાદ,[1] સબાર[2] અને નસીમ[3]નો ઉપયોગ થાય છે. બાગનો ઉપયોગ પણ પ્રેરણા મેળવવાના સ્થળ તરીકે થાય છે. બોસા (ચુંબન) કરવાની તત્પરતા દાખવવાની ભાવના પ્રેમના આનંદના

૧. (ફા.) પવન.

૨. જેમકે ખ્વાજા હાફિઝ કહે છે :

यारे मन चूँ बे ख़िरामद ब तमाशाये चमन;
बे रसानश ज़े मन अय पैके सबा पयग़ामी । (દીવાન)

[ અર્થાત્ મારી માશૂક ચમનનું દૃશ્ય નિહાળવા લટાર મારે ત્યારે ઓહ સબા ! મારો સંદેશો તેને પહોંચાડજે.]

૩. (અ.) ઉત્તર દિશામાંથી ફૂંકાતો પવન; સવારની લહેરી

અનુભવનો નિર્દેશ કરે છે. ડફ, ચંગ વગેરે વાજિંત્રો ધરાવનાર મુતરિબ (ગાયક)નો સંપર્ક સાધવાથી તેના ગાનમાં તલ્લીન થતાં સંસારી સંબંધથી વિરક્ત થવાય છે અને અલ્લાહ સાથે એકતા પ્રાપ્ત થાય છે એમ માનવામાં આવે છે. આવા શબ્દો, ભાવો અને ખ્યાલો વાપરી સૂફીમતના મહાન સિદ્ધાંતો અને ગુહ્ય બાબતોનું સૂફી શાયરો નિરૂપણ કરે છે. અમીર ખુસરોની એક ગઝલમાંની થોડી નીચેની શે'રો ઉપરથી એનો ખ્યાલ આવી શકે છે :

दर बाग़ बा तरानअे बुल्बुल दरीं हवा,
　　मस्ती ख़ुश अस्तो बादह ख़ुशस्तो बहार ख़ुश।
माओमो मुत्रिबीओ शराबीओ महरमी,
　　जामी बज़ीरे सायअे शाखे चनार ख़ुश,
अय बाद काहिली मकुनो सुये दोस्त रव,
　　*मारा बुकुन व आमदने आं निगार ख़ुश।*
चीज़ी दिगर मगोय हमीं गो केह दर चमन,
　　सब्ज़ह ख़ुश अस्तो आब ख़ुशो जूयबार ख़ुश,
गर ख़ुश कुनद तुरा व हदीसी केह बाज़ गर्द,
　　पेशश कुनो बेयार मशव ज़ोन्हार ख़ुश,
बर बीनीश केह मस्त बुअद ख़फ़्तनश मदेह
　　हम चुनानश मस्त व नज़्दे मन आर ख़ुश।

×　　×　　×　　×
×　　×　　×　　×
×　　×　　×　　×

बा अू दरीं ज़मीं केह मनिश राह मी देहद,
　　बाज़ी ख़ुश अस्तो बोसह ख़ुशस्तो किनार ख़ुश।
सर्वे पियादह ख़ुश बुअद अन्दर चमनो लेक,
　　आं सर्वे मन पियादह ख़ुश अस्तो सवार ख़ुश।

[ બાગમાં બુલબુલના તરાણા સાથે આવી આબોહવામાં મસ્તી આનંદમય છે, શરાબ આનંદમય છે અને બહાર[1] આનંદમય છે.

અમે છીએ; મુતરિબ[2] છે; શરાબી છે અને મહ્‌રમ[3] છે અને ચનારની[4] ડાળીના છાંયડામાં જામ આનંદદાયક હોય છે.

ઓહ પવન! આળસ ન કર અને સાકી પાસે જા. તેને લાવી અમને ખુશ કર.

તેને બીજું કંઈ કહીશ નહિ; એટલું જ કહેજે કે ચમનમાં હરિયાળી મનોહર છે, પાણી સુંદર છે અને વહેળા આનંદદાયક છે.

તને વાત કરી ખુશ કરીને વળાવે, તો તું હરગિજ ખુશ થઈશ નહિ. તેને અહીં લાવી હાજર કરજે.

જો તને લાગે કે તે મસ્ત છે, તો ત્યાં તેને સૂતેલી રાખીશ નહિ. તેજ મસ્ત હાલતમાં તેને મારી પાસે સારી રીતે લાવજે;

તેનો મિજાજ ઠેકાણે હોય તે સમયે તેની સાથે ખેલવું આનંદદાયક છે, ચુંબન આનંદમય છે અને આલિંગન આનંદિત છે.

સરુ ચમનમાં ઊભેલું મનોહર હોય છે; પરંતુ એ મારું સરુ તો ઊભેલું મનોહર દેખાય છે, એટલું જ નહિ પણ સવાર હોય ત્યારે પણ મનોહર જણાય છે.

સૂફીઓની માન્યતા મુજબ ઝાહેદ, શેખ, કાઝી, મુલ્લાં વગેરેએ ઇસ્લામનો ઝંડો લઈ લોકોના નૈતિક હિતને ભારે નુકસાન પહોંચાડ્યું

---

૧. (ફા.) અર્થાત્ વસંત ઋતુ

૨. (અ.) અર્થાત્ ગવૈયો

૩. (અ.) મહ્‌રમ અર્થાત હાર્દિક મિત્ર

૪. (ફા.) એક ઝાડનું નામ છે. એનાં પાંદડાં મનુષ્યના પંજાના આકારનાં હોય છે. એ લગભગ એક હજાર વરસ જીવે છે, એને ફળ આવતાં નથી, રાત્રિ દરમિયાન એમાંથી આગની ચિણગારી જેવી નીકળતી જણાય છે. એનાં પાંદડાંની ઉપમા માશૂકના મેંદી લગાડેલા હાથ માટે આપવામાં આવે છે.

હતું. પૂરા દીની અને મઝહબી હોવાનો તેમનો દેખાવ હતો અને-તેમનો ડોળ હતો. તેમના આંતરિક અને બાહ્ય જીવનમાં મોટું અંતર હતું. તેઓ હંમેશાં સૂફીઓ વિરુદ્ધ આંદોલન ઊભાં કરતા રહ્યા. તેમની મઝહબી મહત્તા વિશેષ હોવાના કારણને લઈને તેમના જૂઠાણાનો પડદો કોઈ ચીરી શકતું ન હતું. શાયરોએ એ ફરજ ઘણી જ સુંદર રીતે અદા કરી. ઉમર ખય્યામ અને શેખ સા'દીએ એની શરૂઆત કરી અને ખાજા હાફિઝે એનો આખો તલેસમાન તોડી નાખ્યો. ઇસ્લામના મજકૂર ધુરંધર ઉપાસકો સૂફી શાયરીમાં પાખંડના પ્રતીક બન્યા; જેમકે ખાજા હાફિઝ કટાક્ષમાં કહે છે કે :

हाफ़िज बखुद न पोशीद ईं ख़िर्क़अे मय आलूद
　　　　अय शेखे पाक-दामन मअ़ज़ूर दार मारा ।

[ હાફિઝે પોતાની મેળે શરાબથી ખરડાયેલો આ ખિરકો પહેર્યો નથી ( એ નિર્માણ થયેલ છે એટલે છે );

ઓહ પાક દામનવાળા શેખ! મને માફ કર. ]

પાખંડી ધાર્મિક પુરુષોની નીચેની શે'રમાં કરેલી મશ્કરી ખાજા હાફિઝની કવિત્વશક્તિનું પ્રમાણ આપનારો સુંદર નમૂનો છે.

वाअ़िजे शहर केह मर्दुम मलकश मी ख़ानन्द,
　　　　क़ौले मा नीज़ हमीन अस्त केह ऊ आदम नीस्त ।

[ વાજ કરનારને લોકો ફિરિશ્તો કહે છે; અમે પણ એમ જ કહીએ છીએ કે તે મનુષ્ય નથી. ]

સૂફી શાયરીમાં સૂફીમતનાં ભાવો અને ભાવનાઓ આવી રીતે પ્રદર્શિત કરવામાં આવે છે.

સૂફીઓને ન તો મઝહબની પડી હોય છે અને ન તો ગેર-મઝહબની. તેમના મંતવ્ય મુજબ નેકનામી અને બદનામી સાથે રહી શકે જ નહિ. શેખ સા'દી કહે છે કે :

[ બાગમાં બુલબુલના તરાણા સાથે આવી આબોહવામાં મસ્તી આનંદમય છે, શરાબ આનંદમય છે અને બહાર[1] આનંદમય છે.

અમે છીએ; મુતરિબ[2] છે; શરાબી છે અને મહ્‌રમ[3] છે અને ચનારની[4] ડાળીના છાંયડામાં જામ આનંદદાયક હોય છે.

ઓહ પવન! આળસ ન કર અને માશૂક પાસે જા. તેને લાવી અમને ખુશ કર.

તેને બીજું કંઈ કહીશ નહિ; એટલું જ કહેજે કે ચમનમાં હરિયાળી મનોહર છે, પાણી સુંદર છે અને વહેળા આનંદદાયક છે.

તને વાત કરી ખુશ કરીને વળાવે, તો તું હરગિજ ખુશ થઈશ નહિ. તેને અહીં લાવી હાજર કરજે.

જો તને લાગે કે તે મસ્ત છે, તો ત્યાં તેને સુતેલી રાખીશ નહિ. તેજ મસ્ત હાલતમાં તેને મારી પાસે સારી રીતે લાવજે.

તેનો મિજાજ ઠેકાણે હોય તે સમયે તેની સાથે ખેલવું આનંદદાયક છે, ચુંબન આનંદમય છે અને આલિંગન આનંદિત છે.

સરુ ચમનમાં ઊભેલું મનોહર હોય છે; પરંતુ એ મારું સરુ તો ઊભેલું મનોહર દેખાય છે, એટલું જ નહિ પણ સવાર હોય ત્યારે પણ મનોહર જણાય છે.

સૂફીઓની માન્યતા મુજબ ઝાહેદ, શેખ, કાઝી, મુલ્લાં વગેરેએ ઇસ્લામનો ઝંડો લઈ લોકોના નૈતિક હિતને ભારે નુકસાન પહોંચાડયું

---

૧. (ફા.) અર્થાત્ વસંત ઋતુ
૨. (અ.) અર્થાત્ ગવૈયો
૩. (અ.) મહ્‌રમ અર્થાત હાર્દિક મિત્ર
૪. (ફા.) એક ઝાડનું નામ છે. એનાં પાંદડાં મનુષ્યના પંજાના આકારનાં હોય છે. એ લગભગ એક હજાર વરસ જીવે છે, એને ફળ આવતાં નથી. રાત્રિ દરમિયાન એમાંથી આગની ચિણગારી જેવી નીકળતી જણાય છે. એનાં પાંદડાંની ઉપમા માશૂકના મેંદી લગાડેલા હાથ માટે આપવામાં આવે છે.

હતું. પૂરા દીની અને મઝહબી હોવાનો તેમનો દેખાવ હતો અને તેમનો ડોળ હતો. તેમના આંતરિક અને બાહ્ય જીવનમાં મોટું અંતર હતું. તેઓ હંમેશાં સૂફીઓ વિરુદ્ધ આંદોલન ઊભાં કરતા રહ્યા. તેમની મઝહબી મહત્તા વિશેષ હોવાના કારણને લઈને તેમના જૂઠાણાનો પડદો કોઈ ચીરી શકતું ન હતું. શાયરોએ એ ફરજ ઘણી જ સુંદર રીતે અદા કરી. ઉમર ખય્યામ અને શેખ સા'દીએ એની શરૂઆત કરી અને ખ્વાજા હાફિઝે એનો આખો તલેસમાન તોડી નાખ્યો. ઇસ્લામના મજકૂર ધુરંધર ઉપાસકો સૂફી શાયરીમાં પાખંડના પ્રતીક બન્યા; જેમકે ખ્વાજા હાફિઝ કટાક્ષમાં કહે છે કે :

हाफ़िज बखुद न पोशीद आँ खिर्क़अे मय आल्दद
अय शेख़े पाक-दामन मअ़ज़ूर दार मारा ।

[ હાફિઝે પોતાની મેળે શરાબથી ખરડાયેલો આ ખિરકો પહેર્યો નથી ( એ નિર્માણ થયેલ છે એટલે છે );

ઓહ પાક દામનવાળા શેખ! મને માફ કર. ]

પાખંડી ધાર્મિક પુરુષોની નીચેની શે'રમાં કરેલી મશ્કરી ખ્વાજા હાફિઝની કવિત્વશક્તિનું પ્રમાણ આપનારો સુંદર નમૂનો છે.

वाअ़िज़े शहर केह मर्दुम मलकश मी खानन्द,
क़ौले मा नीज़ हमीन अस्त केह ऊ आदम नीस्त ।

[ વાઅઝ કરનારને લોકો ફરિશ્તો કહે છે; અમે પણ એમ જ કહીએ છીએ કે તે મનુષ્ય નથી. ]

સૂફી શાયરીમાં સૂફીમતનાં ભાવો અને ભાવનાઓ આવી રીતે પ્રદર્શિત કરવામાં આવે છે.

સૂફીઓને ન તો મઝહબની પડી હોય છે અને ન તો ગેર-મઝહબની. તેમના મંતવ્ય મુજબ નેકનામી અને બદનામી સાથે રહી શકે જ નહિ. શેખ સા'દી કહે છે કે :

चश्म अगर बा दोस्त दारी गोश बा दुश्मन मकुन,

आशिकीओ नेकनामी सा'दीया सन्गो सबूस्त ।

[ જો તમારી નજર દોસ્ત[1] તરફ હોય તો દુશ્મન તરફ કાન ના ધર.

ઓહ સા'દી! આશકી અને નેકનામી તો પથ્થર અને બરણી સમાન છે. ][2]

એ બાબત વિશે ખ્વાજા હાફિઝ કહે છે કે:

गरचे बदनामीस्त नज़्दे आकिलाँ,

मा नमी ख्वाहीम नंगो नाम रा ।

[ ડાહ્યા માણસોના અભિપ્રાયમાં એ બદનામી છે; પરંતુ અમને નામ કે ખ્યાતિની કંઈ પડી નથી. ]

સૂફીઓનો મકસદ તો એક જ છે. તેઓ પોતાના પવિત્ર પંથમાં પ્રગતિ ચાહે છે. અલ્લાહ સાથે વિસાલ મેળવવાની તેમની તાલાવેલી હોય છે તેથી તેમને મોતની જરૂર છે; જેમકે શેખ સા'દી કહે છે કે:

बेमीर अय दोस्त अगर ख्वाही रिहाई,

केह बी मुर्दन न याबी आश्नाई ।

[ ઓહ દોસ્ત! તને જો (આ દુનિયાની જંજાળમાંથી) મુક્તિ જોઈતી હોય તો મરી જા; મરવા વગર અલ્લાહની સાથે ઓળખાણ થશે નહિ. ]

એમ થાય તે અગાઉ તેને મેળવવા સૂફીઓ શું શું નથી કરતા? આંખની પાપણથી રસ્તો વાળે છે; જેમકે શેખ સા'દી કહે છે કે:

दर हर कदम केह मीनेहद आँ सर्वे रास्तीन,

हैफ अस्त अगर बदीदह न रुबन्द राह रा ।[3]

1. અર્થાત્ માશૂક એટલે કે અલ્લાહ
2. એટલે કે સાથે રહી જ ન શકે.
3. તય્યેબાતે સા'દી

[ તે સીધું સરુનું દરખત ( એટલે કે માશૂક) ચાલતાં જે પગલું ભરે છે તે માટે તેઓ (એટલે કે આશકો) રસ્તો પાંપણથી ન વાળે તો તો એ અફસોસની વાત છે. ]

માશૂક જમીન ઉપર ચાલે તે સૂફીને પસંદ નથી. તે તો એમ જ કહે છે કે મારી આંખ બિછાવું તે ઉપર તું ચાલે તો જ ઉત્તમ છે;[1] જેમકે

अय नूरे दीदह! पाय केह् बर ख़ाक मी नेही,
आख़िर न बर दो दीदअे मन बेह केह राह रा।

[ ઓહ નૂરેચશ્મ! રસ્તાની ધૂળ ઉપર તુ પગ મૂકે છે તેના કરતાં મારી બે આંખ ઉપર મૂકે તે શું બેહતર નથી? ]

ઝેર પણ તેના હાથથી અપાતું હોય તો સ્વાદિષ્ટ વસ્તુની જેમ તે પણ ખાવાની તૈયારી સૂફીઓ દર્શાવે છે;[2] જેમકે

बदोस्ती केह अगर ज़हर याशद अज़ दस्तत,
चुनां बसिदको बिरादत ख़ूरम केह हल्वा।

[ હું (તારી સાથેની) દોસ્તીના સોગંદ ખાઈને કહું છું કે ઝેર તારા હાથથી અપાતું હોય તો તે હલવાની જેમ નિખાલસતા અને શ્રદ્ધાથી હું ખાઈ જાઉં. ]

અંતે કયાં તો જાન જાનાન (એટલે કે માશૂક)ને મળે અને કયાં તો એ તનમાંથી નીકળી જાય એવી તૈયારી પર તે આવી જાય છે;[3] જેમકે

दस्त अज़ तलब न दारम ता कामे मन बर आयद;
या जान रसद ब जानां या जान ज़े तन बर आयद।

[ મારી ઇચ્છા પાર ન પડે ત્યાંસુધી શોધનો પીછો હું છોડીશ

૧. તય્યેબાતે સા'દી
૨. તય્યેબાતે સા'દી
૩. દીવાને હાફિઝ

નહિ; ક્યાં તો (મારો) જાન (આત્મા) માશૂક (પરમાત્મા)ને પહોંચે અને ક્યાં તો જાન ખોળિયામાંથી બહાર આવી રહે. ]

એ બાબતમા શેખ સા'દી કહે છે કે

दस्ते मन गीर केह बीचारगी अज हद गुजश्त,
सर बमन दार केह दर पाये तू रीजम जान रा ।[1]

[ મારી લાચાર હાલત હદથી વધી ગઈ છે; તેથી તું મારો હાથ પકડ.

તારું માથું મારા તરફ લાવ કે જેથી હું તારા પગ આગળ મારા આત્માને રેડી દઉં. ]

અને

गर पाय बर फ़र्कम नेही तश्रीफ़े कुर्बम मी देही,
जुज़ सर नमी दानम निहादन शुक्रे आँ अिक़्दाम रा ।[2]

[ તું મારા માથા ઉપર પગ મૂકે તો મારા તરફથી મને તારી સમીપતાનુ માન પ્રાપ્ત થાય;

આના બદલામાં મારું માથું નોછાવર કરવા સિવાય અન્ય કંઈ હું સમજતો નથી ]

આવી રીતે સૂફી શાયરો કાવ્યમાં માશૂકને માટે માથા વડે ચાલે છે, આંસુઓની નદીઓ વહાવે છે, પહાડ ખોદે છે, વિવિધ પ્રકારની નિયત કરે છે, રોઝા રાખે છે, નિસાસાથી એક નવું આસમાન ઊભું કરે છે અને શરીર ઉપર ઘા પણ કરે છે. તેમની અર્ચના ફૂલ પાંદડાંની નથી હોતી, પરંતુ તે પોતાનો જાન પણ ચઢાવી દે છે.

ફારસી સાહિત્ય ઉપર તસવ્વુફનો એવો તો પ્રભાવ પડયો કે જેટલા શાયર થયા તે તમામ સૂફી શાયરોના સાંકેતિક શબ્દો અને પ્રતીકોના આધારે કવિતા કરવા લાગ્યા. એ સાંકેતિક શબ્દો અને પ્રતીકોની ભરતીઓટમાં બુલબુલ અને ચમનથી માંડી કબર અને

---

1. તય્યેબાતે સા'દી
2. તય્યેબાતે સા'દી

કયામત પર્યંત આશકોનો ઇશ્ક છવાઈ ગયો. સાચા સૂફીઓએ ઇશ્કે-મજાઝીને એટલો તો તપાવ્યો કે તે આખરે ઇશ્કે હકીકીમાં પરિણમ્યો. આજે પણ 'સમા'માં સૂફીઓ ગઝલો ગાય છે તેમાં શરાબ અને અને સાકી, બુલબુલ અને ચમન, આશક અને માશૂક વગેરે પ્રતીકોનાં એવાં ગુણગાન હોય છે કે એનાથી અજાણ મનુષ્ય તેને કેટલીક વાર અશ્લીલ પણ સમજે છે, પરંતુ એમને તો કોઈ પણ રીતે માશૂકની સાથે વિસાલ હાસિલ કરી તેની સાથે મોજ માણવી છે અને જ્યાંસુધી તે ન મળે ત્યાંસુધી વિરહ જગાવતા રહેવાનું છે. એ માટે એમને કોઈ કંઈ પણ કહે તેની એમને પરવા નથી. હા, ચિંતા તો એમને ત્યારે થાય કે જ્યારે એમનો કઠોર સાકી શરાબ રેડવો બંધ કરી દે. શરાબ મળે ત્યાંસુધી એમને કંઈજ ફિકર નથી.

તમામ સૂફી શાયરો આ સાંકેતિક શબ્દો અને પ્રતીકો અમુક એકસરખા અર્થમાં જ વાપરે એવો કશો નિયમ નથી. ધ્યેયસ્વરૂપ અલ્લાહની કાલ્પનિક મૂર્તિ હોવાથી તેના સૌંદર્યના, તેના પ્રેમના અને સાધકને તેના પ્રવાસના માર્ગમાં અનુકૂળતા સચવાય અને ઉત્તેજન મળે એવા કોઈ પણ પ્રેમવ્યંજક શબ્દો ગમે તે ભાવાર્થમાં વપરાય તોપણ તેથી અર્થનો અનર્થ થવાનો સંભવ ઘણો ઓછો, બલકે નહિ જેવો રહે છે.

સાહિત્યદૃષ્ટિથી નજર કરતાં માલૂમ પડે છે કે સૂફીમતે ફારસી શાયરીમાં પ્રવેશ કર્યો તે અગાઉ ફારસી શાયરી આત્મ હીન હાલતમાં હતી. તે ફિક્કી અને અપૂર્ણ હતી. તેમાં ન તો કોઈ આકર્ષણ આમ જનતા માટે હતું અને તો કંઈ સામર્થ્ય હતું. તસવ્વુફે શાયરીને વેગ આપ્યો અને એમાં રંગ પૂર્યો એણે ફારસી ભાષા અને સાહિત્ય-ને ઊંચી કક્ષા ઉપર મૂક્યાં. તેમાંથી ક્ષુદ્રતા દૂર થઈ અને તેમાં દિવ્યતા આવી, તત્ત્વજ્ઞાન દાખલ થયું, અલ્લાહ વિશેનું જ્ઞાન ઉમેરાયું, ઇશ્કે ઇલાહી વાતચીતનો વિષય થયો, નવા શબ્દો અને શબ્દસમૂહો ઘડાયા અને શબ્દકોશ વધ્યો.

## વિશેષ જાણીતા સિલસિલા :

### કાદિરિયા

ઈ. સ. ૧૧૬૫ માં હઝરત શેખ મુહ્યુદ્દીન અબ્દુલકાદિર ગીલાની-(ઈ. સ. ૧૦૭૮–૧૧૬૬)એ કાદિરિયા સિલસિલાની સ્થાપના કરી હતી. એમના વિશે વિગત આગળ આવી ગઈ છે. એમનાથી અજાણ્યે થઈ જતા ચમત્કારોને લઈને લોકો એમનામાં અતિ શ્રદ્ધા ધરાવતા હતા અને એમના ઉપદેશો સાંભળવા દોડતા જતા. કેટલાય ખાનકાહોમાં એમના સિલસિલાનો સ્વીકાર થયો. એમને અદ્યાપિ 'ગૌસે આઝમ', 'પીરે પીરાન', 'પીરે દસ્તગીર', 'બડે પીર' એવા માનનીય ખિતાબોથી યાદ કરવામાં આવે છે.

ઘણા યહૂદીઓ અને ખ્રિસ્તીઓએ એમના પ્રભાવને લઈને ઇસ્લામ મઝહબ અપનાવ્યો હતો.

કાદિરિયા સિલસિલો ભારતમાં પ્રથમ સિંધમાં ઈ. સ. ૧૪૮૨ માં શરૂ થયો હતો. તે પછી એનો પ્રચાર અહીં વિશેષ પ્રમાણમાં થતો રહ્યો અને તેની અસર આજ પર્યંત છે.

એના મુરીદો (અનુયાયીઓ) ઇબાદતમાં ઝિક્રે જલી તેમજ ઝિક્રે ખફીનો ઉપયોગ કરે છે. માથા ઉપર તેઓ પાઘડી પહેરે છે યા ફેંટો વીંટે છે, અને તેને તેઓ 'તાજ' કહે છે. તેનો રંગ કોઈ એક નિશ્ચિત હોતો નથી, છતાં મોટે ભાગે તે લીલો હોય છે. તેઓ કેડ ઉપર પટ્ટો પહેરે છે અને તેને 'કમર' કહે છે.

### સુહ્રવર્દિયા

મોટા સિલસિલાઓમાં સુહ્રવર્દિયા સિલસિલાની ગણત્રી બીજે નંબરે થાય છે. એના સ્થાપકનું નામ શિહાબુદ્દીન ઉમર બિન અબ્દુલ્લાહ સુહ્રવર્દી[1] (ઈ. સ. ૧૧૪૪–૧૨૩૪) હતું. એમનું અવસાન બગદાદમાં

1. એમનો જન્મ સુહ્રવર્દ નામના સ્થળે થયો હતો તેથી તે સુહ્રવર્દી કહેવાયા.

થયું હતું. તે સમયે થઈ ગયેલા ખલીફાઓ તેમજ બાદશાહો હઝરત શેખ શિહાબુદ્દીનમાં ઘણી જ શ્રદ્ધા ધરાવતા અને તેમને ઘણું જ માન આપતા. એમને કોઈ પણ પ્રકારની મદદ કરવા તેઓ હંમેશાં તત્પર રહેતા.

લોકો પણ એમના ઉપદેશો સાંભળવા દૂર દૂરનાં સ્થળોએથી ટોળામાં ને ટોળામાં આવતા.

મુલતાનના બહાઉલ્હક્ક બહાઉદ્દીન ઝકરિયા (ઈ. સ. ૧૧૭૦–૧૨૬૭)ની આગેવાની નીચે એ સિલસિલાનો ભારતમાં ઘણો પ્રચાર થયો હતો. એમના ખલીફાઓ (ઉત્તરાધિકારીઓ)માં શેખ સદ્રુદ્દીન પ્રથમ હતા અને તે પછી શેખ રુકૂનુદ્દીન અને તે પછી સૈયદ જલાલુદ્દીન બુખારી જહાનિયાં જહાંગશ્ત થયા. તે બાદ એક પછી બીજો એમ થતા રહ્યા. સૈયદ જલાલુદ્દીન બુખારી જ્યારે જ્યારે દિલ્હી જતા ત્યારે ત્યારે તેમનો સત્કાર કરવા ફીરોઝ તગલક (ઈ. સ. ૧૩૫૧–૮૭) શહેરની બહાર આગળ પહોંચી જતો.[1]

સુહ્‌રવર્દિયા સિલસિલાના ઉસૂલો મુજબ એના મુરીદોએ કુરાને શરીફ અને હદીસ પઢવામાં પોતાનો સમય વ્યક્ત કરવો જોઈએ. તેઓ સમાને તેમજ તેમાં થતા નાચને ધિક્કારે છે.

**શાઝિલિયા**

મૂળ સ્પેનના વતની અબૂ માદિયાન શુઐબે (મૃ. ઈ. સ. ૧૧૯૮) શાઝિલિયા ફિરકાની સ્થાપના કરી હતી. ઉત્તર આફ્રિકામાં આવેલા ટ્યૂનિસના વતની નૂરુદ્દીન અહમદ બિન અબ્દુલ્લાહ અશ્શાઝિલી (ઈ. સ. ૧૧૯૬–૧૨૫૮)એ એને વેગ આપ્યો હતો. શાઝિલા નામના ગામના વતની હતા, તેથી તે શાઝિલી કહેવાતા અને તેમના એ નામ ઉપરથી એ ફિરકાનું નામ શાઝિલિયા પડ્યું. ટ્યૂનિસમાં એનો પ્રચાર એટલો બધો થયો કે સત્તાવાળાઓ પણ એ બાબતમાં સાવચેત રહેવા લાગ્યા.

---

૧. અફીફ — તારીખે ફીરોઝશાહી (ફારસી)

આથી ડરી જઈને ઇસ્કંદરિયા (Alexandria) તરફ ભાગી જવું તેમને ડહાપણ ભરેલું લાગ્યું. ત્યાં પોતાના પ્રચારકાર્યમાં તેમને કામયાબી રહી. એ ફિરકાનો પ્રચાર વધનાઓછા પ્રમાણમાં ઉત્તર આફ્રિકા, તુર્કસ્તાન, મિસર, અરબસ્તાન, સીરિયા, રોમાનિયા[1] અને અન્ય કેટલાક દેશોમાં પણ થયો હતો.

એ ફિરકામાં ભિક્ષાવૃત્તિની મનાઈ છે અને મુરીદોએ મહેનત મજૂરી કરીને જીવન ગુજારવાનું હોય છે. મૃત્યુ પછી સદ્ભવની અવસ્થા આવે છે એમ તેઓ માને છે અને એક કુત્બ્ તેઓમાંથી હંમેશાં હસ્તી ધરાવતો રહેશે એવી દૃઢ શ્રદ્ધા ધરાવે છે.[2]

**મૌલુવિયા**

મૌલુવિયા સિલસિલો અતિ મશહૂર છે. એના સ્થાપક શાયર મૌલાના જલાલુદ્દીન રૂમી હતા. એમના દોસ્ત અને મુરશિદ શમ્સુદ્દીન તબ્રીઝની યાદગીરી કાયમ રાખવા તેમણે એ સિલસિલાની સ્થાપના કરી હતી.

ઇબ્ન બતૂતાએ એ વિશે પોતાના સફરનામામાં લખ્યું છે કે એ સિલસિલાના લોકો જલાલિયા પણ કહેવાય છે, કારણ કે મૌલાનાનો ખિતાબ જલાલુદ્દીન હતો. આગળ ઉપર તે જણાવે છે કે "પરંતુ આજકાલ મેસોપોટેમિયા, શામ (સીરિયા), મિસર અને કુસ્તન્તીનિય્યામાં[3] મૌલુવિયા સિલસિલાના મુરીદો વર્તમાન છે. મેં એમના ઘણા જલસા જોયા. એ લોકો ઊનને દબાવીને તૈયાર કરેલી ટોપી પહેરે છે. એમાં સીવીને કરેલું જોડાણ હોતું નથી; શેખ લોકો એ

1. Henry Harris Jessup — Fifty Three years in Syria, Vol. II, pp. 537, 539

2. Edward Jabra Jurji — Illumination in Islamic Mysticism (Introduction, p. 17)

3. Constantinople

ટોપી ઉપર અમામો[1] પણ બાંધે છે. એમના પોશાકમાં પહોળો જભ્ભો હોય છે.

એ સિલસિલાનો પ્રચાર તુર્કસ્તાનમાં ઘણા મોટા પ્રમાણમાં હતો; એની ઘણી ખાનકાહો પણ ત્યાં હતી.

એના મુરીદો ગોળ ફરતો નાચ કરનારા દરવેશો છે. ઝિક્ર કરતી વખતે પ્રથમ તેઓ એક મોટા ગોળ કુંડાળામાં ઊભા રહે છે. તે પછી અલ્લાહનુ નામ વારંવાર ઝિક્રમાં પોકારે છે. દરેક પોકાર વખતે તેઓ માથું અને શરીર નમાવે છે અને જમણી તરફ એક એક પગલું આગળ વધે છે. એ રીતે તેઓ ફરતા રહે છે. ફરતી વખતે એક દરવેશ કુંડાળા વચ્ચે ચક્કર ચક્કર ફરતો રહે છે. તે એક હાથ છાતી પર રાખે છે અને બીજો ફેલાવીને બહાર રાખે છે. ફરવાની શરૂઆત ધીમેથી કરીને તે રફતે રફતે તેનો વેગ વધારે છે. દશેક મિનિટ એ રીતે તે ફર્યાં કરે છે; તે પછી કુંડાળા વચ્ચે ઊભેલા તેમના વડાને તે નમન કરે છે; અને પછીથી ચક્કર કે થાકનુ ચિહ્ન જણાવવા દીધા સિવાય કુંડાળાની હારમાં અન્ય સાથે ફરવા માંડે છે.

એ વખતે કુંડાળામાં ફરનારાઓએ અલ્લાહના નામનું મોટા અવાજે રટણ કરવાનું અને જમણી તરફ પગલા ભરવાને બદલે કૂદવાનું શરૂ કરી દીધેલું હોય છે.[2]

આ રીતે નાની એટલે કે ૭ ૭ની ટુકડીમાં પણ તેઓ ફરે છે. તેઓ એકબીજાના ખભા ઉપર હાથ પણ રાખે છે. જેમ કુંડાળું નાનું હોય છે તેમ તેઓ વિશેષ ફરે છે.

ફરતાં ફરતાં બધા જ થાકી જાય તો તેઓ આરામ લે છે અને પાએક કલાક પછી ફરીથી ઉપરની રીતે ફરવા માંડે છે.

તેમના ફેરા સૂર્યની આસપાસના ગ્રહોના ભ્રમણનો નિર્દેશ કરે છે.[3]

---

૧. અમામહ (અ.) પાઘડી, ફેંટો
૨. A. J. Arberry–Sufism, p. 10
૩. Cland Field — Persian Literature, p. 179

સમા વખતે નગારું તેમજ વાંસળી વગેરે વાજિંત્રો સાથે શે'રો ગાઈને અલ્લાહની ઇબાદતમાં મગ્ન રહેવા તરફ વળવાની તેમની વૃત્તિ હોય છે.

## ચિશ્તિયા

ચિશ્તિયા સિલસિલાની શરૂઆત ખ્વાજા અબૂ અબ્દુલ્લાહ ચિસ્તી ( મૃ. ઈ. સ. ૯૬૬ )એ કરી હતી.[1]

સીસ્તાનના વતની હઝરત ખ્વાજા મોઈનુદ્દીન ચિસ્તી[2] ( જ. ઇ.

---

1. Arthur J. Arberry — An Introduction to the History of Sufism-Introduction, p. XI
2. હઝરત ખ્વાજા મોઈનુદ્દીન ચિશ્તીએ મુસાફરી દરમિયાન બગદાદમાં મુકામ કર્યો હતો. તે સમયનો એક બનાવ તેમણે વર્ણવ્યો છે. તેમાં તેમણે જણાવ્યું છે કે "હું બગદાદમાં હતો ત્યારે દજ્લા ( ટાઈગ્રીસ ) નદીને કિનારે એક ખાનકાહમાં હું ગયો. તેમાં એક બુઝુર્ગ રહેતા હતા. મેં સલામ કરી. તેમણે ઇશારાથી તેનો જવાબ આપ્યો અને મને બેસી જવાનું જણાવ્યું. તે પછી થોડો સમય મારી સાથે તેમણે વાતચીત કરી. તેમાં તેમણે જણાવ્યું કે પચાસ સાલથી હું લોકોથી વિરક્ત થઈ અહીં બેઠો છું. જેમ તમે સફર કરતા રહો છો, તેમ હું પણ કરતો હતો. તે દરમિયાન એક વખત એક શહેરમાં મારે જવાનું થયું. ત્યાં એક માલદાર વેપારીને મેં જોયો. તે ઊભો રહી લોકો સાથે બાવતાલ કરતો હતો. તેનું વર્તન ઘણું સખ્તાઈભરેલું હતું. તે પોતાના ગ્રાહકોને ઘણી તકલીફ આપતો હતો. હું ચુપચાપ ત્યાંથી પસાર થઈ ગયો અને તે માણસને મેં કંઈ કહ્યું નહિ. તે પછી મારા કાન ઉપર એક અવાજ પડ્યો કે 'જો ખુદાને માટે આ શખ્સને આ મુર્દાલ દુનિયાથી દૂર રાખવા તું કહેત કે આવું કામ ન કરો તો તારું કહ્યું તે કદાચ માની જાત અને જુલ્મ નહિ કરત.' જ્યારથી આ અવાજ મેં સાંભળ્યો ત્યારથી હું શરમિંદો છું અને આ ખાનકાહમાં રહું છું. મને એક મહાન ડર એ છે કે કયામતના દિવસે એ બાબતમાં મને પૂછવામાં આવશે તો હું શું જવાબ આપીશ. તે સમયથી મેં કસમ ખાધા છે કે કોઈ પણ સ્થળે હું જઈશ નહિ.

સ. ૧૧૪૨ )એ પોતાની યુવાવસ્થામાં મુસલમાન દેશોમાં ઘણી મુસાફરી કરી હતી અને મુરશિદની શોધમાં ભટકતું જીવન અપનાવ્યું હતું. આખરે નિશાપૂરમાં આવેલા હારૂન નામના સ્થળે એ ખ્વાજા ઉસ્માન હારૂની નામના ચિશ્તી સિલસિલાના સૂફીના મુરીદ થયા અને પોતાના મુરશિદની સૂચનાથી તે ભારતમાં ઈ. સ. ૧૧૯૦ માં આવ્યા. તે સમયે ઇસ્લામી જ્ઞાનનું કેન્દ્ર તરીકે ઓળખાતા લાહોરમાં તેમણે વસવાટ કર્યો. તે બાદ દિલ્હી અને પછી અજમેરમાં તે ગયા. ભારતમાં તેમણે ચિશ્તિયા સિલસિલાનો પ્રચાર કર્યો. એ સુલતાનુલ્હિન્દ ( હિંદના આધ્યાત્મિક સુલતાન ) કહેવાયા. એમનું અવસાન ઈ. સ. ૧૨૩૬ માં અજમેરમાં થયું હતું. ત્યાં અદ્યાપિ દર વરસે ખ્વાજા સાહેબની દરગાહ ઉપર મોટો ઓરસ ભરાય છે. મહાન મુસ્લિમ ગાયકો અને ગાયિકાઓ ત્યાં એકઠાં થાય છે અને મુજરો કરવામાં બરકત માને છે. શીઆ મુસલમાનો એ પંથમાં વિશેષ શ્રદ્ધા ધરાવે છે. એના ચુસ્ત મુરીદો ગેરુ રંગનો પોશાક પહેરે છે

**નક્શબંદિયા**

તુર્કસ્તાનના વતની ખ્વાજા બહાઉદ્દીન નક્શબંદી (મૃ. ઈ. સ. ૧૩૮૯)એ નક્શબંદિયા સિલસિલો સ્થાપ્યો હતો. એ અને એમના પિતા . કિનખાબ બનાવવાનો ધંધો કરતા હતા તે ઉપરથી એમનું નામ નક્શબંદી પડયું હતું.

ભારતમાં પ્રચાર પામેલા મશહૂર સૂફી સિલસિલાઓમાં એ છેલ્લો હતો. આ દેશમાં એના પ્રચારની શરૂઆત કરનાર ખ્વાજા મોહમ્મદ બાકી બિલ્લાહ ( મૃ. ઈ. સ. ૧૬૦૩ દિલ્હીમાં) હતા.[1] એ સિલસિલો

તેથી મારી નજર કોઇ ચીજ ઉપર પડશે નહિ અને હું સાહેદી માટે પકડાઈ જઈશ નહિ." (દલીલુલ્આરિફીન, મજલિસ ૪)

1. Arthur J. Arberry — An Introduction to the History of Sufism-Introduction, P. XIII

મેસોપોટેમિયા, ચીન, તુર્કસ્તાન તેમજ જાવામાં પણ પ્રચાર પામ્યો છે.

એના મુરીદો માથું નમાવેલું રાખીને દૃષ્ટિ જમીન તરફ સ્થિર કરે છે અને શાંતિપૂર્વક ઝિક્ર કરતા રહે છે. તેઓ તેમની પાસે હંમેશાં સળગતો દીવો રાખે છે અને રાત્રે બહાર નીકળે છે. તેમના ચેરાગના બે ભાગ હોય છે. એક ભાગમાં તેલ હોય છે અને બીજો ભાગ ભિક્ષા લેવા તેઓ ખાલી રાખે છે. અલ્લાહના પેગમ્બરની અને પીરની પ્રશંસા અને દીવાનાં લક્ષણો ગાતાં ગાતાં તેઓ બજારમાં ફરે છે; જેમકે તેઓ ગાય છે કે

लाखों करोड़ खर्च का बाँधे अगर महल्ल
खाली पड़ा रह गया, दमड़ी का नहीं चिराग़।

[ અર્થાત્ જો તમે લાખો અને કરોડો રૂપિયાનો એક મહેલ બાંધો અને તેમાં એક દમડીનો દીવો ન હોય તો તે ખાલી પડ્યો રહેશે. ]

**શત્તારિયા**

શત્તારિયા સિલસિલાના સ્થાપક અબ્દુલ્લાહ શત્તારી ઈરાનથી ભારતમાં આવ્યા હતા અને તેમનું અવસાન ઈ. સ. ૧૪૦૬[1] માં માળવામાં થયું હતું.

આ સિલસિલાના મુરીદો કાદરિયા સિલસિલાના મુરીદોના જેવો જ પોશાક પહેરે છે. કાદિરિયા, ચિશ્તિયા તેમજ શત્તારિયા સિલસિલાના દરવેશો બેનવા એટલે કે સીધાસામાન વિનાના હોય છે. શત્તારિયાના મુરીદો સુમાત્રા, જાવા અને ભારતમાં વધતાઓછા પ્રમાણમાં મળે છે. એ સિલસિલાના સિદ્ધાંતોમાં છે કે

૧. ઝિક્ર એ સમયનો વ્યય છે.

૨. નફ્સના વિરોધની તેમજ મુજાહિદાની જરૂર નથી.

૧. J. A. S. B. 1874, Part I, p. 216

૩. માણસે એમ જ કહેવું જોઈએ કે 'હું હું છું' 'એક સમજવું' 'એક જોવું' 'એક કહેવું' અને 'એક સાંભળવું' એ 'એકપણું' છે. [આ સિલસિલાના સૂફીઓ માને છે કે 'હું એક છું અને મારો કોઈ શરીક (ભાગીદાર) નથી.]

૪. ફના જેવું કંઈ જ નથી. એ માટે બે વ્યક્તિની જરૂર રહે છે; એક ફનાનો ચાહક અને બીજો ફના થનાર. એમાં એકમાં બીજો ફના થાય છે. એમ જોતાં હસ્તી બેની છે; એમાં 'એકપણું' સચવાતું નથી.

૫. મનુષ્યે કોઈ વસ્તુ ખાવી જ નહિ એવું ન હોવું જોઈએ. તેણે પોતાના આત્મા, આત્માના ગુણો અને આત્માના કર્મોને વિશ્વ-આત્મા સાથે સમાન ગણવાં જોઈએ.

આ સિલસિલાના દરવેશો પશુઆત્માને અલ્લાહ સુધી પહોંચવામાં આડરૂપ માનતા નથી.

## તીજાનિયા

અલ્જીરિયાના અહમદ તીજાની (ઈ. સ ૧૭૩૭-૧૮૧૫)એ તીજાનિયા ફિરકાની સ્થાપના કરી હતી.

એ ફિરકો ઉત્તર આફ્રિકામાં પ્રચાર પામ્યો સ્થાપિત સરકારને માન્ય રાખવું એ આ સિલસિલાનો ઉસૂલ છે.

## સનૂસિયા

સનૂસિયા ફિરકાની સ્થાપના મીદી મોહમ્મદ અસ્સનૂસી (ઈ. સ. ૧૭૯૧–૧૮૫૯)એ ઈ સ. ૧૮૩૭ માં કરી હતી એ કાદિરિયા સિલસિલાની એક શાખા છે. એના મુરીદો આફ્રિકાના ઈશાન ભાગમાં મોટા પ્રમાણમાં છે

એ ઉપરાંત હબીબિયા, કરૂખિયા, ફિરદોસિયા, જુનૈદિયા વગેરે ઘણા ફિરકા છે. એમનાં નામ એમના પ્રવર્તકોનાં નામ ઉપરથી પડેલાં છે.

મેસોપોટેમિયા, ચીન, તુર્કસ્તાન તેમજ જાવામાં પણ પ્રચાર પામ્યો છે.

એના મુરીદો માથું નમાવેલું રાખીને દષ્ટિ જમીન તરફ સ્થિર કરે છે અને શાંતિપૂર્વક ઝિક્ર કરતા રહે છે. તેઓ તેમની પાસે હંમેશાં સળગતો દીવો રાખે છે અને રાત્રે બહાર નીકળે છે. તેમના ચેરાગના બે ભાગ હોય છે. એક ભાગમાં તેલ હોય છે અને બીજો ભાગ ભિક્ષા લેવા તેઓ ખાલી રાખે છે. અલ્લાહના પેગમ્બરની અને પીરની પ્રશંસા અને દીવાનાં લક્ષણો ગાતાં ગાતાં તેઓ બજારમાં ફરે છે; જેમકે તેઓ ગાય છે કે

लाखों करोड़ खर्च का बाँधे अगर महल्ल
खाली पड़ा रह गया, दमड़ी का नहीं चिराग।

[ અર્થાત્ જો તમે લાખો અને કરોડો રૂપિયાનો એક મહેલ, બાંધો અને તેમાં એક દમડીનો દીવો ન હોય તો તે ખાલી પડ્યો રહેશે. ]

**શત્તારિયા**

શત્તારિયા સિલસિલાના સ્થાપક અબ્દુલ્લાહ શત્તારી ઈરાનથી ભારતમાં આવ્યા હતા અને તેમનું અવસાન ઈ. સ. ૧૪૦૬[1] માં માળવામાં થયું હતું.

આ સિલસિલાના મુરીદો કાદરિયા સિલસિલાના મુરીદોના જેવો જ પોશાક પહેરે છે. કાદિરિયા, ચિશ્તિયા તેમજ શત્તારિયા સિલસિલાના દરવેશો બેનવા એટલે કે સીધાસામાન વિનાના હોય છે. શત્તારિયાના મુરીદો સુમાત્રા, જાવા અને ભારતમાં વધતાઓછા પ્રમાણમાં મળે છે. એ સિલસિલાના સિદ્ધાંતોમાં છે કે

૧. ઝિક્ર એ સમયનો વ્યય છે.

૨. *નફ્સના વિરોધની તેમજ મુજાહિદાની જરૂર નથી.*

---

૧. J. A. S. B. 1874, Part I, p. 216

૩. માણસે એમ જ કહેવું જોઈએ કે 'હું હું છું' 'એક સમજવું' 'એક જોવું' 'એક કહેવું' અને 'એક સાંભળવું' એ 'એકપણું' છે. [આ સિલસિલાના સૂફીઓ માને છે કે 'હું એક છું અને મારો કોઈ શરીક (ભાગીદાર) નથી.]

૪. ફના જેવું કંઈ જ નથી. એ માટે બે વ્યક્તિની જરૂર રહે છે; એક ફનાનો ચાહક અને બીજો ફના થનાર. એમાં એકમાં બીજો ફના થાય છે. એમ જોતાં હસ્તી બેની છે; એમાં 'એકપણું' સચવાતું નથી.

૫. મનુષ્યે કોઈ વસ્તુ ખાવી જ નહિ એવું ન હોવું જોઈએ. તેણે પોતાના આત્મા, આત્માના ગુણો અને આત્માના કર્મોને વિશ્વ-આત્મા સાથે સમાન ગણવાં જોઈએ.

આ સિલસિલાના દરવેશો પશુઆત્માને અલ્લાહ સુધી પહોંચવામાં આડરૂપ માનતા નથી.

## તીજાનિયા

અલ્જીરિયાના અહમદ તીજાની (ઈ. સ. ૧૭૩૭-૧૮૧૫)એ તીજાનિયા ફિરકાની સ્થાપના કરી હતી.

એ ફિરકો ઉત્તર આફ્રિકામાં પ્રચાર પામ્યો. સ્થાપિત સરકારને માન્ય રાખવું એ આ સિલસિલાનો ઉસૂલ છે.

## સનૂસિયા

સનૂસિયા ફિરકાની સ્થાપના સીદી મોહમ્મદ અસ્‌સનૂસી (ઈ. સ. ૧૭૯૧-૧૮૫૯)એ ઈ. સ. ૧૮૩૭ માં કરી હતી. એ કાદિરિયા સિલસિલાની એક શાખા છે. એના મુરીદો આફ્રિકાના ઈશાન ભાગમાં મોટા પ્રમાણમાં છે.

એ ઉપરાંત હબીબિયા, કરૂખિયા, ફિરદોસિયા, જુનૈદિયા વગેરે ઘણા ફિરકા છે. એમનાં નામ એમના પ્રવર્તકોનાં નામ ઉપરથી પડેલાં છે.

(સઅ.)ની હદીસો ઉપર ગ્યાયેલો છે સાથે સાથે એ પણ યાદ રાખવું યોગ્ય છે કે ઇસ્લામની સ્થાપના અગાઉ પણ અરબસ્તાનમાં તસવ્વુફના જેવો એક પ્રકારનો રહસ્યવાદ કોઈક રૂપે હસ્તી ધરાવતો હતો.

ભારતીય રહસ્યવાદીઓ[1] અને સૂફીઓના સિદ્ધાંતો અને વિચારસરણીમાં ઘણું સામ્ય છે, એમ એ બંનેનો અભ્યાસ કરવાથી સ્પષ્ટ માલૂમ પડે છે જે ભારતના યોગીઓ છે તેજ તસવ્વુફના સાલિકો અને આરિફો છે કોઈ ભારતીય રહસ્યવાદી પોતાનો સંપ્રદાય છોડતો નથી તેમ કોઈ સૂફી ઇસ્લામથી વિરક્ત થતો નથી. બંને સ્વપ્ના સેવનારા નથી, પરંતુ વ્યવહારુ વ્યક્તિઓ છે તેઓ જે ધ્યેયને પહોંચવા માગે છે તે શ્રેષ્ઠ છે બંનેની પ્રવૃત્તિઓ સામાન્ય હોતી નથી. તે ઊંચી કક્ષાએ હોય છે. તેમના કાર્યનો વર્તુળ આમ જનતાની શક્તિથી પર હોય છે.

સાધારણ રીતે મનાય છે કે શામી[2] (સેમેટિક) મઝહબ એટલે કે ઇસ્લામ સામે આર્ય ધર્મોના[3] વિરોધનું પરિણામ તસવ્વુફમાં આવ્યું ઇસ્લામમાં જે સખ્તાઈ અને કડકાઈ હતા તેમાં આર્યધર્મોએ મૃદુતા આણી અને તેના વિચારોને મોકળા કર્યા.

સૂફીઓ મુસાફરી અર્થે ભારતમાં આવી ભ્રમણ કરતા હતા. કેટલાક તો અહીં વસવાટ પણ કર્યો હતો અને ખાનકાહો પણ

---

૧. આલ્ફ્રેડ વોન ક્રેમેર ( Alfred Von Kremer — Geschichte der herrschenden Ideen des Islams–Leipzig ) અને ડોઝી (Dozi) ના મત મુજબ સૂફીમત ભારતીય વેદાંતમાંથી ઉદ્ભવેલો છે [ Shaikh Muhammad Iqbal — The Development of Metaphysics in Persia, p 97 ના આધારે ]

૨. અર્થાત્ સીરિયાના

૩ પ્રો ઇ. જી બ્રાઉન ( Prof E G Browne ) ના મત અનુસાર ( Sir Muhammad Iqbal — The Development of Metaphysics in Persia, p 97 )

સ્થાપી હતી. આમ સંપર્ક થવાથી ભારતીય રહસ્યવાદે પ્રગતિ કરતા તસવ્વુફ ઉપર પાછલા ભાગમાં ઘણી અસર કરી હતી.

તસવ્વુફ અને ઝરથોસ્ત્રી ધર્મના ઘણા આધ્યાત્મિક વિચારોમાં સામ્ય નજરે પડે છે. તસવ્વુફના પોષણમાં મુસલમાન ઈરાનીઓનો મોટો હાથ હતો, ઘણાખરા મહાન સૂફીઓ પણ ઈરાની જ હતા. એ વિષય ઉપર ઈરાનમાં જ ઘણું લખાયું છે. ઝરથોસ્ત્રી ધર્મના સિદ્ધાંતો તસવ્વુફ સાથે અસંગત હોવા છતાં ગાથા અને અવસ્તાના અનેક શ્લોકો સૂફીમતને સીધું ઉત્તેજન આપતા ગણી શકાય; જેવા કે[1]

યશ્ન ૨૮, ૨ માં ઝરથુસ્ત્ર કહે છે—"હે મહાજ્ઞાની પ્રભુ! શુદ્ધ મન દ્વારા તારી પાસે હું ક્યારે પહોંચું!" યશ્ન ૩૪, ૨ માં પયગમ્બર ઝરથોસ્ત્ર ઈશ્વરને કહે છે કે—"પ્રાર્થના, આરાધના અને ભજનો દ્વારા હું ક્યારે તારી પાસે આવી શકું!" યશ્ન ૪૫, ૮ માં અષો ઝરથુસ્ત્ર કહે છે કે—"શુદ્ધ વિચાર, વાચા, વર્તન અને અષોઈ દ્વારા હું મારા આત્માની ચક્ષુઓ વડે અહુરમઝ્દને ખુલ્લો જોઈ શકું છું." વગેરે વગેરે.

ઝરથોસ્ત્રી ધર્મની અસર સીધી ન હોય, પરંતુ એ ધર્મ ઘણો પુરાણો હોવાથી તેના મૂળ પ્રદેશમાં સૂફીમત ઉપર તેની અસર થયા વિના ન રહે એ સ્વાભાવિક છે.

કેટલાક કહે છે કે સૂફીમતે ખ્રિસ્તીઓનું જોઈ ઊનનો પોશાક અંગીકાર કર્યો હતો; પાદરી અને તેના શિષ્યનો સંબંધ શેખ અને મુરીદના જેવો જ છે.[2] એમની પ્રાર્થનાપદ્ધતિ ઝિક્ર માટે નમૂનો બન્યો.[3] પાદરીઓની શાંત અને મંત વૃત્તિઓ સૂફીઓના જેવી છે;

૧. પ્રો. ફીરોઝ કાવસજી દાવર — ઈરાનનો વૈભવ, પૃ. ૨૦૨
૨. Edward Jabra Jurji — Illumination in Islamic Mysticism-Introduction, p. 2
3. Philip K. Hitti — *History of the Arabs*, p. 433 (London, 1937)

સૌથી આદિ સૂફીઓનાં વૃત્તાંતોમાં પણ જીસસ ક્રાઇસ્ટનાં ઘણાં કથનોને મળતાં વચનો મળે છે.[1] ટૂંકમાં એના મૂળ અને શરૂઆતની પ્રગતિ ઉપર ખ્રિસ્તી સંતજીવને અસર કરી હતી.[2]

ઈસ્વી અગિયારમી સદી અગાઉ બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોની અસર પૂર્વ ઈરાની અને માવરાઉન્નહ્‌ર[3]માં હતી. બલ્ખમા[4] બૌદ્ધ વિહારો હતા.[5] મુસલમાનો બૌદ્ધોના આ પ્રદેશોમાં આવી વસ્યા ત્યારે બૌદ્ધ ભિખ્ખુઓ તેમજ તેમની ફિલસૂફી અને ધાર્મિક રીતિનીતિની મુસલમાનોની ફિલસૂફી અને ધાર્મિક રીતિનીતિ ઉપર અસર થઈ. સૂફી ઇબ્રાહીમ બિન અદ્‌હમ બલ્ખનો બાદશાહ હતો. તેણે ગૌતમ બુદ્ધની જેમ હકૂમતને તિલાંજલી આપી ભટકતા દરવેશનુ જીવન અપનાવ્યું હતું.

એ બંને મતો વચ્ચે નૈતિક આત્મબોધ, ચિંતન અને એકાગ્રતામાં ઘણું સામ્ય છે. સૂફીઓના ફનાફીલ્લાહના સિદ્ધાત અને બૌદ્ધોના નિર્વાણના સિદ્ધાતમા ઝાઝો ફરક નથી.

એલેક્ઝાન્ડ્રિયામાં ઉદ્‌ભવેલી નેઓપ્લેટોનિક[6] (નૂતન-પ્લેટોવાદ) ફિલસૂફી અને તસવ્વુફમા ઘણુ સામ્ય છે.[7] પ્લેટો (ઈ સ. પૂ ૪૨૯-૩૪૭) અને એરિસ્ટોટલ (મૃ. ઈ સ. પૂ ૩૨૨) ની શાખા સાથે

૧. R. A. Nicholson — The Mystics of Islam, p. 10
૨. Sir Thomas Arnold — The Legacy of Islam, p. 213
૩. જે પ્રદેશ અગ્રેજી ભાષામાં Transoxiana એટલે કે ઓક્સસ (આમૂદરિયા યા જૈહૂન યા વક્ષ) નદીની પેલી તરફ છે તે; તુરાન
૪. સર મોહમ્મદ ઇકબાલ—ફલસફએ ઇસ્લામ, પૃ. ૧૫૫
૫. R. A. Nicholson — The Mystics of Islam, p. 16
૬. Neo-Platonic
૭. મેર્ક્સ (Merx) અને નીકોલ્સન (Nicholson) ના મત મુજબ સૂફીમત નેઓપ્લેટોનિઝમમાથી ઉદ્‌ભવ્યો છે.
Shaikh Muhammad Iqbal — The Development of Metaphysics of Persia, p. 97

શુદ્ધ ગ્રીક ફિલસૂફીના ઇતિહાસનો અંત આવ્યો, પરંતુ તેણે ફરીથી પૂર્વની વિચારસરણી સાથે મિશ્ર થઈ 'નવપ્લેટોનિઝમ' (નૂતન-પ્લેટો-વાદ)નું નામ ધારણ કરી દેખાવ દીધો.[૧] એ ફિલસૂફી ઈસ્વી ત્રીજી અને છઠ્ઠી સદી દરમિયાન વધારે ને વધારે આધ્યાત્મિક અને વિદ્વત્તાપૂર્ણ થઈ. એનો મુખ્ય પ્રવર્તક મિસરનો પ્લોટિનસ[૨] (ઈ. સ. ૨૦૫-૨૭૦) નામનો એક મહાન તત્ત્વચિંતક સાધુપુરુષ હતો. તેણે બાહ્યદૃષ્ટિ છોડી અભ્યંતરની પરીક્ષા કરી તેમાં તેને એક એવું દર્શન થયું કે તે પછી અન્યને જોવાની જરૂર રહેતી નથી. તેણે હૃદયની અંદર ડોકિયું કરવાનો અનુરોધ કર્યો અને સંસારમાંથી ઊડી નાસવાની દીક્ષા આપી. તેના મત મુજબ આત્માનો ન તો જન્મ થાય છે અને ન તો તેનું મરણ થાય છે. મનુષ્યને સમાધિમાં ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તે પરમાનંદથી ભરાઈ જાય છે. પ્લોટિનસનો આ આનંદ જ્ઞાન અને પ્રેમનો પ્રભવ છે. તેમાં સંયમ છે, નિયમ છે અને તપ છે. સંક્ષેપમાં કહી શકાય કે પ્લોટિનસે જિજ્ઞાસુ પ્રેમીઓ માટે એક શાહરાહ નિર્ધારિત કર્યો, જે ઉપર ચાલીને કેટલાએ પથિકો પોતાના લક્ષ્યમાં લીન રહ્યા. ઇસ્કંદરિયાનો[૩] આ વતની શામ (સીરિયા)ના સંતોનો સદ્‌ગુરુ[૪] થયો. એનો શિષ્ય પોરૂફીરી[૫] (ઈ. સ ૨૩૩-૩૦૫)[૬] નામનો શામનો વતની હતો. જેમ્બ્લીકસ[૭] શામમાં ત્રીજી ચોથી

---

૧. *A. M. A. Shushtery — Studies of Islamic Culture*, p. 382

૨. Plotinus

૩. Alexandria

૪. સૂફીઓએ તેમને 'શેખે અકબર' (સર્વશ્રેષ્ઠ સંત)નો ખિતાબ આપ્યો હતો.

૫ Porphyty

૬. *A. M. A. Shushtery — Outlines of Islamic Culture*, p. 383

૭. Jamblichus

સદીમાં અને પ્રોક્લસ[1] નામનો સંત ફિલસૂફ પાંચમી સદીમાં થઈ ગયો;[2] તે અગાઉ પણ સીરિયા અને મેસોપોટેમિયામાં સિકંદર અને તેના અનુગામીઓના સમયથી ગ્રીક સંસ્કૃતિનો પ્રભાવ પડતો રહ્યો હતો. ખરેખર! સીરિયાના લોકોમાં પરદેશના લોકોની જ્ઞાનશક્તિનાં ફળો પચાવવાની બેહદ તાકાત હતી. ત્યાંના લોકો ગ્રીકોનું જ્ઞાન પૂર્વ તરફ પસાર કરવામાં બાહોશ રહ્યા. ત્યાંની ખાનકાહોમાં ગ્રીસના પવિત્ર સાહિત્યનો અનુવાદ થયો, એટલું જ નહિ, પરંતુ એરિસ્ટોટલ (ઈ. સ. પૂ. ૩૮૪–૩૨૨), હીપોક્રેટ્સ[3] અને ગેલન વગેરેનાં મહાન પુસ્તકોનાં પણ અનુવાદ થયા. સાસાની સલ્તનત (ઈ. સ. ૨૨૬–૬૫૨) દરમિયાન ઈરાનના રાષ્ટ્રમાં પણ ગ્રીક સંસ્કૃતિ સીરિયાના લોકોએ મોકલી હતી. તદુપરાંત ઈ. સ. ૫૨૯ માં એવું બન્યું કે રોમન સમ્રાટ જસ્ટીનિયને એથેન્સ અને એલેકઝાન્ડ્રિયાનાં ફિલસૂફીનાં વિદ્યાલયો બંધ કરાવ્યાં ત્યારે ત્યાંથી સાત નેઓપ્લેટોનિક ફિલસૂફોને કાઢી મૂકવામાં આવ્યા હતા. તેઓ ત્રાસમાંથી મુક્ત રહેવા માટે વીસ વરસ પર્યંત સાસાની શહેનશાહ નવશીરવાન (ઈ. સ. ૫૩૧–૭૯)ના સમયમાં ઈરાનમાં રહ્યા. તે વખતે ગ્રીક ગ્રંથોના અનુવાદો ઈરાનની પહેલવી ભાષામાં કરવામાં આવ્યા. આ જ કારણથી પશ્ચિમમાં મનાય છે કે તે વખતે પ્લેટોનો મુરીદ ઈરાનના તખ્ત ઉપર બિરાજમાન[4]

---

૧. Proclus

૨. A History of Ottomon Poetry ( M E. J. W. Gibb)માં જણાવવામાં આવ્યું છે કે સૂફીમતનું મૂળ નેઓપ્લેટોનિસ્ટોનું તત્ત્વજ્ઞાન જ હતું; કેમકે નેઓપ્લેટોનિસ્ટ જેમ્બ્લીકસ સીરિયાનો વતની હતો અને સૂફી સિદ્ધાંતોએ પદ્ધતિસરના વાદનું સ્વરૂપ સીરિયામાં જ પ્રથમ ધારણ કર્યું હતું. તે ઉપરાંત પ્રથમ સૂફી ખાનકાહ સીરિયામાં જ સ્થપાઈ હતી.

૩. Hippocrates

૪. *Prof. E. G. Browne — A Literary History of Persia*, Vol I, p. 167

હતો. આવી રીતે ગ્રીક ફિલસૂફી અને વૈજ્ઞાનિક વિચારો પૂર્વમાં દાખલ થવાની શરૂઆત થઈ અને ત્યારથી ઈરાનની વિચારસરણી ઉપર ગ્રીક ફિલસૂફીનો પ્રભાવ સીધો કે આડકતરો જોવાનો મળે છે. ઈ. ૮૦૦ અને ૮૬૦ વચ્ચે ગ્રીક જ્ઞાનના ચઢાવનો સમય હતો ત્યારે તેનું વહેણ ઇસ્લામમાં પણ વહ્યું અને આધ્યાત્મિક વિચારોએ જોર પકડ્યું. ફારસી સાહિત્યમાં ગ્રીક ફિલસૂફોના વારંવાર થયેલા ઉલ્લેખો ઉપરથી આ વિધાનને પુષ્ટિ મળે છે; જેમકે એવા વિશેષ પ્રચાર સામે ફારસી શાયર હઝરત ફરીદુદ્દીન અત્તાર ચેતવણી આપે છે કે[૧]

> शम्से दीन चू हिक्मते यूनान शुमूख्त,
>
> शम्‌ए दिल आँ ख़िलुम् वर नतवाँ फरूख्त ।
>
> हिक्मते यस्रब बस अस्त अय मर्दे दीन,
>
> ख़ाक वर यूनान फ़िशाँ अज़ दर्दे दीन ।

[ દીન ( ઇસ્લામ )ના સૂર્યે યૂનાની ( ગ્રીક ) ફિલસૂફી બાળી મૂકી; (તેથી હવે) દિલની મીણબત્તી તે જ્ઞાનથી સળગાવી શકાય નહિ.

ઓહ ધાર્મિક પુરુષ! યસ્રબ(મદીના)ની ફિલસૂફી તારે માટે બસ છે. યૂનાન (ગ્રીસ) ઉપર તું મઝહબ પ્રત્યેના તારા પ્રેમને લઈને ધૂળ નાખ. ]

વળી તે પછી થયેલો ફારસી શાયર હઝરત જલાલુદ્દીન રૂમી તેની મસ્નવીમાં જણાવે છે કે[૧]

> अय दवाये नख़्वतो नामूसे मा,
>
> अय तू अफ़्लातूनो जालीनूसे मा ।

[ ઓહ (પ્રેમ), અમારાં ગૌરવ અને પ્રતિષ્ઠાની દવા (એટલે કે ઉપાય ) ઓહ તું અમારો પ્લેટો અને ગેલન. ]

વળી એક ઠેકાણે તેણે ગ્રીક ફિલસૂફીનો સીધો ઉલ્લેખ કરી તેનો વિરોધ કર્યો છેઃ—

૧. દફ્તર ૧, પૃ. ४ (ગીબ્બ મેમોરિયલ આવૃત્તિ )

*ता बकय अज हिक्मते यूनानियाँ,*
*हिक्मते ओमानियाँ राहम बेखाँ।*

[કેટલો સમય ગ્રીક ફિલસૂફી? મારા પંથને તું આસ્થા રાખનારોની ફિલસૂફી (કુરાન અને હદીસ) ગણ.]

મૂળ વાત ઉપર આવતાં જાણવું જોઈએ કે નિઓપ્લેટોનિસ્ટો ભારતીય રહસ્યવાદીઓના જેવી માન્યતા ધરાવતા કે "બ્રહ્મ જ સત્ય છે અને જગતને બ્રહ્મથી અલગ ગણવામાં આવે તો તે જગત મિથ્યા છે." તેઓના સિદ્ધાંતો મુજબ પરમ સત્યને તર્ક ફિલસૂફી અને જ્ઞાનથી શોધવું વ્યર્થ છે, પરંતુ તેની સાથે પ્રેમ અને ભક્તિ દ્વારા તાદાત્મ્ય થવાથી જ તે પ્રાપ્ત થઈ શકે છે. છેવટની સ્થિતિમાં પ્રભુનાં દર્શન થાય છે ત્યારે જ્ઞાતા અને જ્ઞેય વચ્ચેનો અને જીવાત્મા અને પરમાત્મા વચ્ચેનો ભેદ રહેતો નથી. એ ઉપરાંત પૂર્વની કેટલીક બાબતો જેવી કે સર્ગ (એટલે કે જેમ અગ્નિમાંથી ઉષ્ણતા અને પુષ્પોમાંથી સુગંધ કુદરતી રીતે જ નીકળે છે તેમ વિશ્વ પણ પરમાત્માનો એક સર્ગ છે.), સાધુજીવન, ચિંતન, પરમાનંદ, સમાધિ, સંસારી મોહમાયા વગેરે સિદ્ધાંતોનો તેમાં સમાવેશ થતો હતો. તસવ્વુફનાં સિદ્ધાંતોમાં પણ એ સિદ્ધાંતોનો સમાવેશ થાય છે.

તસવ્વુફના અને નોસ્ટિક[1] નામે પહેલીથી ત્રીજી ઈસ્વી સદીમાં થઈ ગયેલા તત્ત્વજ્ઞાનીઓના અમુક સિદ્ધાંતોમાં પણ થોડુંક સામ્ય નજરે પડે છે. નોસ્ટિક તત્ત્વજ્ઞાનીઓ નોસિસ[2] નામનું ઉચ્ચ પ્રકારનું ગુપ્તજ્ઞાન પ્લેટોની ફિલસૂફીમાંથી તેમજ ઈરાનના અને ભારતના ધર્મોમાંથી ખ્રિસ્તી ધર્મમાં દાખલ કરવા પ્રયત્ન કરતા હતા. તેઓ અદ્વૈત મત ધરાવતા હતા. એનો પ્રવર્તક સાઈમન[3] નામનો એક યુગ

1. Gnostic
2. Gnosis
3. Encyclopædia of Religions and Ethics

(અગ્નિપૂજક) હતો. તેઓનો એક એવો સિદ્ધાંત હતો કે સિત્તેર હજાર આવરણો અલ્લાહને આ સ્થૂળ દુનિયામાંથી અલગ રાખે છે અને દરેક આત્મા જન્મ અગાઉ આ સિત્તેર હજાર આવરણોમાંથી પસાર થાય છે. આંતરિક અર્ધાં ભાગના પ્રકાશના પડદા છે, બાહ્ય અર્ધાં અંધકારના છે. પ્રકાશના પડદાઓમાંના દરેક આગળ જન્મ તરફની મુસાફરીમાં આત્મા એક ઈશ્વરી સદ્દગુણ છોડી દે છે અને અંધારાના દરેક પડદા આગળ તે ઐહિક ગુણ ધારણ કરે છે. આ કારણથી બાળક રડતું જન્મે છે, કારણ કે આત્માને અલ્લાહથી થતી વિયોગની જાણ હોય છે. આત્માએ જે કંઈ ગુમાવેલું હોય છે તેને માટે બાળક ઊંઘમાં રડે છે. આવરણોમાંથી પસાર થતાં તેની સાથે વિસ્મરણ આવે છે, આ માન્યતા સૂફીઓમાં પણ છે. તેઓ એ વિસ્મરણને 'નિસિયાન'[1] કહે છે અને તે ઉપરથી મનુષ્ય 'ઇન્સાન' કહેવાય છે. સૂફીઓ તો એમ જ માને છે કે સામાન્ય મનુષ્ય ભૂલવા જ સર્જાયેલો છે અને આત્મા તેના શરીરમાં કેદી સમાન છે.[2] તસવ્વુફનો મકસદ આ કેદમાંથી મુક્ત થઈ નાસી છૂટવાનો અને અલ્લાહ સાથે વિસાલ પ્રાપ્ત કરવાનો છે. શરીર ફેંકી દેવાનું નથી. એ શુદ્ધ થઈ શકે છે, તેથી કોઈ ધાતુને આગમાં નાખી સાફ કરવામાં આવે છે તેમ તેને પણ શુદ્ધ અને પવિત્ર કરવાની આવશ્યકતા રહે છે.

આ નોસ્ટિક ફિલસૂફીની અસર ઇબ્રાહીમ અદ્દહમ અને મારૂફ કર્ખી જેવા સૂફીઓ ઉપર પણ હતી.

સાસાની વંશ (ઈ. સ. ૨૨૬–૬૫૨)માં થયેલા શાપૂર બાદશાહના સમય(ઈ. સ. ૨૭૭)માં માનીએ બૌદ્ધ મત અને ભારત અને બેબિલોનના વિચારોમાંથી સામગ્રી લઈ પોતાના મતની સ્થાપના કરી હતી અને ઝરથોસ્ત્રી અને ખ્રિસ્તી ધર્મનો સમન્વય એમના મતમાં

૧. અ.

૨. R. A. Nicholson — The Mystics of Islam, p. 15

કરવાની કોશિશ કરી હતી. એ માની મતનો પણ તસવ્વુફના વિકાસમાં સારા પ્રમાણમાં યોગ રહ્યો.[1]

આ ઉપરનાં કારણોને લઈને તસવ્વુફમાં ઘણા ધર્મો અને રહસ્યવાદોની છાયાઓ દેખાય છે. સૂફીઓ એક જ માર્ગ કે પંથમાં સંકુચિત રહેતા નથી; એમાં વ્યક્તિગત વિચારોને પ્રાધાન્ય રહ્યું છે. તસવ્વુફનું બીજ કુરાને શરીફ હતું, પણ એના દેહનું ઘડતર તો ભારતીય રહસ્યવાદ, ખ્રિસ્તી ધર્મ, બૌદ્ધ ધર્મ, ઝરથોસ્ત્રી ધર્મ, નોસ્ટિક ફિલસૂફી, માની મત અને વિશેષે કરીને નેઓપ્લેટોનિક સિદ્ધાંતો અનુસાર થયું.



1. માની મૂળ ચીનમાં સર્વશ્રેષ્ઠ ચિતારો હતો. તેનું ચિત્ર-ઘર તેના સમયમાં દુનિયામાં ઉત્તમ ગણાતું. તેણે પેગમ્બર હોવાનો દાવો કર્યો હતો. ચિત્રકળાની પોતાની શક્તિને તે ચમત્કાર તરીકે ઓળખાવતો. તે કહેતો કે "બે સર્જક છે: એક સારી અને ભલી વસ્તુનો અને એક નરસી અને બૂરી વસ્તુનો. પહેલીનો સંબંધ પ્રકાશ સાથે છે અને બીજાનો સંબંધ અંધકાર સાથે. પ્રકાશ અને અંધકાર અનંત છે."

# પ્રકરણ ૧૪ મું

## ભારતમાં સૂફીમત

અરબસ્તાન, ઈરાન, મેસોપોટેમિયા, સીરિયા, તુર્કી વગેરે મુસલમાન દેશોમાં સૂફીમતનો પ્રચાર વધતાઓછા પ્રમાણમાં થયો હતો. સુમાત્રા તથા જાવા પર્યંત પણ એ મત પહોંચ્યો હતો. મોગલ સમય દરમિયાન હિંદુસ્તાનમાં ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં તેણે અગત્યનો ભાગ ભજવ્યો હતો.

આમ તો ઈસ્વી અગિયારમી સદીથી સૂફીઓ ભારતમાં આવવા લાગ્યા હતા, પરંતુ બગદાદમાં અબ્બાસી ખિલાફતની પડતી (ઈ. સ. ૧૨૫૮) અને ભારત ઉપર મોંગલોના આક્રમણ[1] પછી સૂફીઓને આ એક નવું સ્થળ મળ્યું. અકબરના સમયથી સૂફીમત આ દેશમાં ઝડપથી પ્રચાર અને પ્રગતિ પામ્યો. એના પરિણામે અહીં હિંદુ તેમજ મુસલમાન વિદ્વાન અને ભક્તો માટે એક સામાન્ય ક્ષેત્ર ઊભું થયું.

ભારતમાં સૌથી મહાન ગણાતા સૂફી મોઈનુદ્દીન ચિસ્તીએ[2] (મૃ ઈ. સ. ૧૨૩૬) ઈ. સ. ૧૧૯૨ માં સીસ્તાનમાં આવેલા ચિશ્ત નામના સ્થળથી ભારતમાં આવી વસવાટ કર્યો હતો. તેમણે અત્રે ચિશ્તિયા સિલસિલાનો પ્રચાર કર્યો હતો. તેમના વિખ્યાત ખલીફાઓ (ઉત્તરાધિકારીઓ)માં ખ્વાજા કુત્બુદ્દીન બખ્તયાર કાકી (મૃ. ઈ. સ.

---

૧. ચગીઝખાન મોંગલ (મૃ. ઈ. સ. ૧૨૨૭) સિંધુ નદી સુધી રાજ્યો જીતતો આવ્યો હતો, પરંતુ ભારતની આબોહવા તેને ઘણી ગરમ લાગવાથી તે આગળ વધ્યો નહિ. અલાઉદ્દીન ખલજી (ઈ. સ. ૧૨૯૬–૧૩૧૬) અને મોહમ્મદ તુઘલક (ઈ. સ. ૧૩૨૪–૧૩૫૧)ના સમય દરમિયાન પણ મોંગલો આ દેશ ઉપર ચઢી આવ્યા હતા. તૈમૂર મોંગલે ઈ. સ. ૧૩૯૮ માં ભારત ઉપર આક્રમણ કર્યું હતું.

૨. અજમેરમાં આવેલી એમની દરગાહ [illegible] માટે અકબર પગપાળા [illegible]

૧૨૩૬ દિલ્હીમાં), ખ્વાજા ફરીદુદ્દીન મસૂઊદ ગંજશકર[1] (મૃ. ઈ. સ. ૧૨૬૫), શેખ નિઝામુદ્દીન ઓલિયા[2] (મૃ. ઈ. સ. ૧૩૨૫ દિલ્હીમાં), અલાઉદ્દીન અહમદ સાબિર (મૃ. ઈ. સ. ૧૨૯૧) અને શેખ સલીમ ચિશ્તી[3] (મૃ. ઈ સ. ૧૫૭૨ ફતેહપુર સિક્રીમાં) હતા. દેશના રિવાજો અને તેની જરૂરિયાતોને અનુરૂપ થવાની એ સિલસિલામાં શક્તિ હોવાથી અહીં એ ઘણો ફૂલ્યો અને ફાલ્યો.

એ ઉપરાંત કાદિરિયા,[4] સુહ્રવર્દિયા,[5] નકૂશબંદિયા, શત્તારિયા વગેરે અન્ય સિલસિલાઓ તેમજ તેઓની શાખાઓ ભારતમાં પ્રચાર પામી

હિંદુસ્તાનમાં નક્શબંદિયા સિલસિલાના પ્રવર્તક ખ્વાજા બાકી બિલ્લાહ (ઈ. સ. ૧૫૬૩-૧૬૦૩)ના મુરીદ હઝરત શેખ અહમદ સરહિંદી[6] (મૃ. ઈ. સ. ૧૬૨૪) વહ્દતુલ્‌વુજૂદમાં માનતા નહિ, તેમણે

૧. એ બાબા ફરીદ નામે ઓળખાતા હતા.
૨. એ મહબૂબે ઇલાહી (એટલે કે અલ્લાહના પ્રિય) નામે ઓળખાતા હતા.
૩. શેખ સલીમ અકબરના સમકાલીન હતા. એ પાદશાહ તેમને અતિ માન આપતો હતો. જહાંગીરનું મૂળ નામ સલીમ એ સૂફીના નામ ઉપરથી અકબરે રાખ્યું હતું; કારણ કે તેમની પ્રાર્થનાથી અને ત્યાં એ પુત્રનું પારણું બંધાયું હતું. (તુઝુકે જહાંગીરી, પૃ. ૧)
૪. પંદરમી સદીમાં થઈ ગયેલા શાહ નેઅમતુલ્લાહ અને મખ્દૂમ મોહમ્મદ ગીલાની નામના બે સૂફીઓએ કાદિરિયા સિલસિલો ભારતમાં પ્રવર્તાવ્યો હતો.
૫. હિંદુસ્તાનમાં એ સિલસિલાના પ્રવર્તક શેખ બહાઉદ્દીન ઝકરિયા સુહ્રવર્દી હતા. એમના મુરશિદ શેખ શિહાબુદ્દીને એમને મુલતાનમાં કેન્દ્ર સ્થાપવાની સૂચના કરી હતી, તેથી એમણે ત્યાં પોતાની ખાનકાહ બનાવી હતી.
૬. એ મુજદ્દિદે અલ્ફે સાની નામથી ઓળખાય છે, કારણ કે એમના સિદ્ધાંત મુજબ દરેક હજાર વરસ બાદ એક એવા મનુષ્યનો જન્મ થાય છે જેને ઇસ્લામનું સંપૂર્ણ જ્ઞાન હોય છે અને તે તેને મજબૂત બનાવે છે. એ મુજબ એમણે પોતાને એવા બીજા હજાર વરસના પુરુષ તરીકે ઓળ-

વહ્‌દતુશ્શુહૂદનો[1] પ્રચાર કર્યો. તેમની માન્યતા મુજબ અલ્લાહ સાથે એકાગ્ર થવું એ બાહ્ય રૂપે નહિ, પરંતુ આત્મગત રીતે બની શકે છે. સામાન્ય રીતે સૂફીઓ માને છે કે અલ્લાહ સાથે ઐક્ય સાધી શકાય છે અને સમાનતા હાંસેલ કરી શકાય છે, પરંતુ હઝરત શેખ અહમદ સરહિંદીનું એ બાબતમાં મંતવ્ય જુદું હતું. તેમના અભિપ્રાય મુજબ વસ્તુતઃ તેમ નથી, પરંતુ સુકની અવસ્થામાં પ્રેમ અને ભક્તિમાં અલ્લાહ સાથે એકાગ્ર થઈ જવાય છે ત્યારે એમ લાગવા માંડે છે કે સૂફીનો આત્મા ફના થઈ ગયો છે પરંતુ આ અનુભવ ક્ષણિક છે; તે પછી તે પાછો સાધક તરીકેની પોતાની હાલતમાં આવી જાય છે.

હઝરત શેખ અહમદ સરહિંદી ઇસ્લામ મઝહબના ઉસૂલ મુજબ માનતા કે અલ્લાહનો બધી વસ્તુઓમાં સમાવેશ થાય છે અને કુરાને શરીફ મુજબ આપણી શાહરગના કરતાં પણ તે આપણી વિશેષ નજીક છે. આ બાબત સામાન્ય મનુષ્ય સમજી શકે તેમ નથી. સર્વસ્વનો ત્યાગ કર્યા બાદ જ અલ્લાહનો સાચો બન્દો થઈ શકાય છે. મનુષ્ય અને અલ્લાહ વચ્ચેનો સંબંધ શેઠ અને નોકર વચ્ચેના સંબંધ જેવો છે. બીજી રીતે કહીએ તો પરસ્તિશ કરનાર અને પરસ્તિશ કરવા યોગ્ય વચ્ચે જેવો સંબંધ હોય તેવો એ હોય છે, પરંતુ સૂફીઓની સામાન્ય માન્યતા મુજબના આશક અને માશૂક વચ્ચેના સંબંધ જેવો એ નથી.

---

બાબ્યા. લોકોમાં એમની ખ્યાતિ પવિત્રતા અને વિદ્વત્તા માટે ઘણી હતી. એમનો જન્મ ઈ. સ. ૧૫૬૩ માં સરહિંદમાં થયો હતો, તેથી તે સરહિંદી કહેવાય છે.

૧. આ બંને શબ્દ અર્થમાં એકબીજા સાથે સંબંધ રાખનારા છે. એ એક જ વસ્તુને જુદી રીતે જોવાની બે પદ્ધતિ છે. અલ્લાહની હસ્તી વિશેની દલીલો માટે એ બંનેનો ઉપયોગ થાય છે. એ બંનેનો પાયો સૂફીના અનુભવ ઉપર રચાયેલો છે. બંનેમાં કોઈ ખાસ વિરોધાભાસ નથી. એ બે વર્ગોની ઉપમાની ભાષા છે.

તેમનો એ પણ મત છે કે શરીઅતના પાલન વિના અલ્લાહની હસ્તી વિશેની ગુહ્ય બાબતો સમજી શકાય એમ નથી.

આમ રૂઢિચુસ્ત મુસલમાનો અને રહસ્યવાદીઓના સિદ્ધાંતોનો સમન્વય કરવાની કોશિશોના કારણે શેખ અહમદ સરહિંદી મુજદ્દિદ (એટલે કે ધર્મસુધારક) તરીકે ઓળખાયા.

મોગલ વંશના શાહજાદાઓમાંના કેટલાકની તસવ્વુફ પ્રત્યે દિલચસ્પી હતી, જેમકે શાહજહાંના પુત્ર દારા શિકોહનો સંબંધ કાદિરિયા સિલસિલા સાથે હતો. એ એક મહાન લેખક અને શાયર હતા. ઘણી નાની વયથી એમનું વલણ તસવ્વુફ તરફ અને તે પછી હિંદુધર્મ તરફ થયું હતું. સૂફીઓનાં મશહૂર પુસ્તકોનો એમણે સારી રીતે અભ્યાસ કર્યો હતો. એમણે ઘણાં પુસ્તકો લખ્યાં તેમાં મોટે ભાગેનાં તસવ્વુફ અને સૂફીઓનાં જીવનચરિત્રો ઉપર છે. સફીનતુલ્‌ઓલિયા નામનું એમનું પ્રથમ પુસ્તક ઈ. સ. ૧૬૪૨ માં એમણે લખ્યું હતું. એમણે પેગમ્બર મોહમ્મદ(સલ.)નું જીવનચરિત્ર અને તેમના કુટુંબની ટૂંકી વિગત તથા પોતાના પીર મુલ્લાં શાહ મોહમ્મદ બદખ્શાની (મૃ. ઈ. સ. ૧૬૩૯) અને મિયાં મીર ઉર્ફે મિયાં જીવ (મૃ. ઈ. સ. ૧૬૩૫)નાં જીવનચરિત્રો સવિસ્તર આલેખ્યાં છે. એ તેના દીબાચામાં જણાવે છે કે:

"ચોવીસ વરસની વય હતી ત્યારે એક ગુરુવારના રોજ ખ્વાબમાં ફરિશ્તાએ મને હાંક મારી અને ચાર વખત કહ્યું કે 'અલ્લાહ તા'લા તારા ઉપર એક એવી ચીજ એનાયત કરશે જે દુનિયાના પડ ઉપર આજ પર્યંત કોઈ પણ બાદશાહના નસીબમાં ઉપભોગ કરવાને હાંસેલ થઈ નથી.' હું નિદ્રામાંથી જાગી ઊઠ્યો. મેં મનમાં વિચાર્યું કે આ પ્રકારની ખુશકિસ્મતપ્રાપ્તિ, અલબત્ત, અલ્લાહ તા'લાની મારિફત હશે. બેશક, અલ્લાહ તા'લા માત્ર પોતાની રહેમતને લઈને મને એ દોલત બક્ષશે. તે માફી બક્ષનાર છે; રહીમ છે. હમેશાં આ મહાન

દોલતની તલાશમાં હું રહ્યો છું. આખરે હિ. સ. ૧૦૪૯ (ઈ. સ. ૧૬૩૯)ના ઝીલ્હજ્જા મહિનાની ઓગણીસમીએ અલ્લાહના દોસ્તની સાથે મારો મેળાપ થયો. મારા પ્રત્યે તેમની ઘણી જ મહેરબાની થઈ. જે વસ્તુ અન્યને એક મહિના બાદ મળે તે મને પ્રથમ રાત્રિએ જ મળી અને અન્ય જે એક સાલમાં પ્રાપ્ત કરતા તે મને એક મહિનામાં પ્રાપ્ત થયું. અન્ય સાલિકો વરસો પર્યંત મુજાહિદા અને રિયાઝત કરીને જ્યાં પહોંચે ત્યાં હું અલ્લાહ તા'લાનાં ફઝલ અને કરમથી કોઈ પણ પ્રકારની રિયાઝત વગર પહોંચ્યો. બંને દુનિયા પ્રત્યેનો મોહ મારા દિલમાંથી ઊડી ગયો. અલ્લાહની રહેમતના દરવાજા મારા દિલ ઉપર ખુલ્લા થઈ ગયા અને જે ચીજની હું ઇચ્છા રાખતો હતો તે મને મળી ગઈ.[૧]

દારાશિકોહે વેદાંતનો પણ સારી રીતે અભ્યાસ કર્યો હતો. એમણે બેતાળીસ વરસની વયે મજ્મઉલ્બહરૈન[૨] નામનું એક પુસ્તક ફારસી ભાષામાં લખ્યું હતું. તેમાં એમણે બતાવ્યું છે કે "તસવ્વુફ અને વેદાંતમાં સામ્ય છે અને ફક્ત શબ્દોનો જ ફેર છે" અને "ઇસ્લામ અને હિંદુ મઝહબ એક જ સમુદ્રના બે ફાંટા છે." એમના મત મુજબ તોહીદમાં માનનાર કોઈ પણ મઝહબ પાળે તે હકીકતની મંઝિલ સુધી પહોંચી શકે છે.

સૂફીમત ઉપર એમણે અન્ય પુસ્તકો પણ લખ્યાં છે; એનો અભ્યાસ કરવાથી જણાય છે કે એ રાહમાં એમણે લાંબી મજલ કાપી હતી.

એમણે ભગવદ્‌ગીતા અને યોગવાશિષ્ઠના અનુવાદ કરાવ્યા હતા. ઉપનિષદમાંનાં પચાસ ઉપનિષદોનો ફારસીમાં અનુવાદ એમણે ઈ. સ. ૧૬૫૬ માં બનારસના કેટલાક પંડિતોની મદદથી કર્યો હતો. 'સિર્રે'

૧. સફીનતુલ્‌ઔલિયા, પૃ. ૫
૨. અર્થાત્ બને સમુદ્રોનો સંગમ

અસ્રાર ' શીર્ષક હેઠળ કરેલા અનુવાદના એ પુસ્તકના આરંભમાં એમણે ગણેશજીની તસવીર મૂકી હતી. એ વેદને પવિત્ર માનતા હતા અને દિવ્ય ગણતા હતા.

ઇરાકમાં આવેલા કાશાનના વતની પીર સર્મદ એમના મિત્ર હતા.[1] એમને રાજ્ય મળે એવા આશીર્વાદ તેમણે આપ્યા હતા તેથી એમના નાના ભાઈ ઔરંગઝેબે ઈ. સ. ૧૬૬૦ (યા ૬૧)માં તેમને મોતની સજા ફરમાવી.[2] આ હુકમની ખબર મળી ત્યારે તે બોલ્યા :

---

૧. એમ કહેવાય છે કે દારાશિકોહે તેમની પાસે ઉપનિષદનો તરજુમો ફારસીમાં કરાવ્યો હતો.

A. M. A. Shushtery — Outlines of Islamic Culture, Vol. II, p. 546

૨. A. M. A. Shushtery — Outlines of Islamic Culture, Vol. II, p. 546

એમની દરગાહ દિલ્હીમાં છે.

Beale — Oriental Biographical Dictionary, p. 237

મૂળ એ આર્મિનિયાના વેપારી હતા. શાહજહાંના સમયમાં ભારતમાં આવ્યા હતા. એ એક વખત સિંધમાં ઠઠ્ઠા તરફ મુસાફરી કરી રહ્યા હતા ત્યારે એક હિંદુ છોકરીના પ્રત્યે એટલું તો એમને આકર્ષણ થઈ ગયું કે એમનું દિમાગ ઠેકાણે રહ્યું નહિ અને એમણે મહોલ્લાઓમાં નગ્ન અવસ્થામાં ફરવા માંડ્યું.

Beale — Oriental Biographical Dictionary, p. 237

સર્મદ ફારસી શાયર હતા. તેમની લખાયેલી ઘણી રુબાઈ મળે છે. હિંદુ છોકરી પ્રત્યેનો ઇશ્કે મજાઝી અને ઇશ્કે હકીકીમાં ફેરવાઈ જતાં તે દિગમ્બર રહેનારા સૂફી થઈ ગયા. દારાનો વધ થયા બાદ ઔરંગઝેબે ઉલમાનો ફતવો મેળવી તેમને મોતની સજા કરી હતી.

કેટલાક કહે છે કે ઔરંગઝેબે તેમને દિગંબર અવસ્થામાં ફરવાની મનાઈ કરી, પરંતુ તેમણે માન્યું નહિ તેથી તેણે તેમને મોતની સજા

દૌલતની તલાશમાં હુ રહ્યો છું. આખરે હિ. સ. ૧૦૪૯ (ઈ. સ. ૧૬૩૯)ના ઝીલ્હજ્જા મહિનાની ઓગણીસમીએ અલ્લાહના દોસ્તની સાથે મારો મેળાપ થયો. મારા પ્રત્યે તેમની ઘણી જ મહેરબાની થઈ. જે વસ્તુ અન્યને એક મહિના બાદ મળે તે મને પ્રથમ રાત્રિએ જ મળી અને અન્ય જે એક સાલમાં પ્રાપ્ત કરતા તે મને એક મહિનામાં પ્રાપ્ત થયુ અન્ય સાલિકો વરસો પર્યંત મુજાહિદા અને રિયાઝત કરીને જ્યાં પહોંચે ત્યાં હું અલ્લાહ તા'લાનાં ફઝલ અને કરમથી કોઈ પણ પ્રકારની રિયાઝત વગર પહોંચ્યો બંને દુનિયા પ્રત્યેનો મોહ મારા દિલમાંથી ઊડી ગયો. અલ્લાહની રહેમતના દરવાજા મારા દિલ ઉપર ખુલ્લા થઈ ગયા અને જે ચીજની હું ઇચ્છા રાખતો હતો તે મને મળી ગઈ.[1]

દારાશિકોહે વેદાંતનો પણ સારી રીતે અભ્યાસ કર્યો હતો. એમણે બેતાળીસ વરસની વયે મજ્મઉલ્બહરૈન[2] નામનું એક પુસ્તક ફારસી ભાષામાં લખ્યું હતું. તેમાં એમણે બતાવ્યું છે કે "તસવ્વુફ અને વેદાંતમાં સામ્ય છે અને ફક્ત શબ્દોનો જ ફેર છે" અને "ઇસ્લામ અને હિંદુ મઝહબ એક જ સમુદ્રના બે કાંઠા છે." એમના મત મુજબ તૌહીદમાં માનનાર કોઈ પણ મઝહબ પાળે તે હકીકતની મંઝિલ સુધી પહોંચી શકે છે.

સૂફીમત ઉપર એમણે અન્ય પુસ્તકો પણ લખ્યાં છે; એનો અભ્યાસ કરવાથી જણાય છે કે એ રાહમાં એમણે લાંબી મજલ કાપી હતી.

એમણે ભગવદ્ગીતાના અને યોગવાશિષ્ઠના અનુવાદ કરાવ્યા હતા. ઉપનિષદમાંનાં પચાસ ઉપનિષદોનો ફારસીમાં અનુવાદ એમણે ઈ. સ. ૧૬૫૬ માં બનારસના કેટલાક પંડિતોની મદદથી કર્યો હતો. 'સિર્રે'

૧. સફીનતુલ્‌ઔલિયા, પૃ. ૫
૨. અર્થાત્ બ ને સમુદ્રોનો સંગમ

અસ્રાર ' શીર્ષક હેઠળ કરેલા અનુવાદના એ પુસ્તકના આરંભમાં એમણે ગણેશજીની તસવીર મૂકી હતી. એ વેદને પવિત્ર માનતા હતા અને દિવ્ય ગણતા હતા.

ઇરાકમાં આવેલા કાશાનના વતની પીર સર્મદ એમના મિત્ર હતા.[1] એમને રાજ્ય મળે એવા આશીર્વાદ તેમણે આપ્યા હતા તેથી એમના નાના ભાઈ ઔરંગઝેબે ઈ. સ. ૧૬૬૦ (યા ૬૧)માં તેમને મોતની સજા ફરમાવી.[2] આ હુકમની ખબર મળી ત્યારે તે બોલ્યા :

---

૧. એમ કહેવાય છે કે દારાશિકોહે તેમની પાસે ઉપનિષદનો તરજુમો ફારસીમાં કરાવ્યો હતો.

A. M. A. Shushtery — Outlines of Islamic Culture, Vol. II, p. 546

૨. A. M. A. Shushtery — Outlines of Islamic Culture, Vol. II, p. 546

એમની દરગાહ દિલ્હીમાં છે.

Beale — Oriental Biographical Dictionary, p. 237

મૂળ એ આર્મિનિયાના વેપારી હતા. શાહજહાંના સમયમાં ભારતમાં આવ્યા હતા. એ એક વખત સિંધમાં ઠઠ્ઠા તરફ મુસાફરી કરી રહ્યા હતા ત્યારે એક હિંદુ છોકરીના પ્રત્યે એટલું તો એમને આકર્ષણ થઈ ગયું કે એમનું દિમાગ ઠેકાણે રહ્યુ નહિ અને એમણે મહોલ્લાઓમાં નગ્ન અવસ્થામાં ફરવા માંડ્યુ.

Beale — Oriental Biographical Dictionary, p. 237

સર્મદ ફારસી શાયર હતા. તેમની લખાયેલી ઘણી રુબાઈ મળે છે. હિંદુ છોકરી પ્રત્યેનો ઇશ્ક મજાઝી અને ઇશ્ક હકીકીમાં ફેરવાઈ જતાં તે દિગંબર રહેનારા સૂફી થઈ ગયા. દારાનો વધ થયા બાદ ઔરંગઝેબે ઉલમાનો ફતવો મેળવી તેમને મોતની સજા કરી હતી.

કેટલાક કહે છે કે ઔરંગઝેબે તેમને દિગંબર અવસ્થામાં ફરવાની મનાઈ કરી, પરંતુ તેમણે માન્યું નહિ તેથી તેણે તેમને મોતની સજા

देर अस्त केह अफ़सानअे मनसूर कुहन शुद,
अकनून सरे नौ जल्वह देहम दारो रसन रा ।

[ લાંબા કાળથી મનસૂરની વાત પુરાણી થઈ છે; હવે નવેસર માચડા અને દોરી વડે (લટકી) તે (વાત) પ્રકાશમાં લાવું.]

ફાંસીના અમલને દિવસે એમણે કહ્યું :

वजुर्मे अिश्क़े तू अम मी कुशन्द गोग़ा औस्त,
तू नीज़ वर सरे बाम आ केह ख़ुश तमाशा औस्त ।

[ તારા પ્રેમના અપરાધમાં મને મારી નાખે છે; આ તેનો કોલાહલ છે. તું પણ અટારી ઉપર ચઢીને જો કે કેવો સુંદર તમાશો છે ! ]

ઔરંગઝેબની પુત્રી હઝરત ઝેબુન્નિસા ( મૃ. ઈ. સ. ૧૬૮૯ ) પણ સૂફી હતી.[1] છેલ્લા મોગલ બાદશાહ અબૂ ઝફર બહાદુરશાહ (મૃ. ઈ. સ. ૧૮૫૭)ની ગણના પણ એક સૂફી તરીકે થાય છે. તે હઝરત ફખ્રુદ્દીન સૂફીના મુરીદ હતા. તેમના સમયમાં બનેલા બનાવો અને તેમના જીવનની ઊથલપાથલે તેમના દિલમાં પોતાના હકીકી માલિકને મળવા માટેની લગની પેદા કરી દીધી હતી. આથી તેમનું જીવન ફકીરી, સબ્ર, તવક્કુલ, રિઝા અને કનાઅતની દાસ્તાન બની ગયું. એ બાદશાહના સ્વભાવમાં દુરવેશીનું ખમીર મોજૂદ હતું તેથી મુશ્કેલી અને આફતોએ તેનો ઘાટ ઉતારી દીધો. બોધ અને ઉપદેશમાં તેમનાં લખાતાં કાવ્યોનું રૂપાંતર સૂફી શાયરીમાં થયું; જેમકે તેમની ઉર્દૂ દીવાનમાંથી નીચેની શે'રો છે :

---

કરી. કેટલાક એમ પણ કહે છે કે તેમણે એક રુબાઈમાં કહ્યું કે "મુલ્લાંઓ કહે છે કે મોહમ્મદ બિહિશ્તમાં ગયા, પણ સર્મદ કહે છે કે બિહિશ્તે મોહમ્મદમાં પ્રવેશ કર્યો." આથી તેમને દેહાંતદંડની સજા ઔરંગઝેબે ફરમાવી.

Beale — Oriental Biographical Dictionary, p. 237

૧. તેનો જન્મ ઈ. સ. ૧૬૩૯ માં થયો હતો. તે કાવ્યો પણ લખતી.

गही[1] शुअ़्लेमें[2] गरमी है तो गुलमें नज़ाकत है,
हर शयमें[3] नजर आती अल्लाहकी कुदरत है।
जलवह[4] तुझे वह अपना हर शयमें दिखाता है,
पर्दह तेरी आँखोंका पर[5] तेरी ग़फ़लत है।

હિંદીમાં પણ અનેક સૂફી કવિ થયા. તેઓમાંના કેટલાક તો પાકા મુસલમાન રહ્યા. એવાઓમાં મંજન (ઈ. સ. ૧૫૦૪ માં વિદ્યમાન) કુતબન (ઈ. સ. ૧૪૯૪ માં વિદ્યમાન), જાયસી (ઈ. સ. ૧૫૨૧ માં વિદ્યમાન), ઉસમાન (ઈ. સ. ૧૬૧૪ માં વિદ્યમાન), રહીમ (મૃ. ઈ. સ. ૧૬૨૭), નૂર મોહમ્મદ (ઈ. સ. ૧૭૪૫ માં વિદ્યમાન) વગેરે હતા. એમણે અવધીમાં મહાકાવ્યો લખ્યાં. આઝાદ સૂફીઓમાં કબીર (મૃ. ઈ. સ. ૧૫૧૮), દાદુ (ઈ. સ. ૧૫૫૪ માં વિદ્યમાન), યારી સાહેબ (ઈ. સ. ૧૫૫૬ માં વિદ્યમાન), દરિયા સાહેબ (ઈ. સ. ૧૫૭૭ માં વિદ્યમાન) વગેરે થઈ ગયા.[6] એ સર્વને સંતોનું પદ પ્રાપ્ત થયું હતું.

આમ ભારતમાં પણ ઘણા સૂફીઓ થઈ ગયા. તેમનો પ્રભાવ આચાર, વિચાર, ભાષા, ભાવના, ધર્મ, કર્મ એમ ઘણાં અંગો ઉપર સ્પષ્ટ દેખાઈ આવે છે. એમણે રામ અને રહીમની એકતાનો પ્રચાર કર્યો. પરિણામે અહીંના તસવ્વુફમાં મુસલમાન અને હિંદુ વિચારસરણીનો વિશેષ સમન્વય છે. અહીંની મુસલમાન જનતા ઉપર અદ્યાપિ ઘોડો-એક પ્રભાવ છે. તેઓમાં ફકીરોનુ સન્માન છે; મઝારો અને દરગાહોની પ્રતિષ્ઠા છે; પીરોના ઓરસો ધામધૂમથી ઊજવાય છે; અને પીરપરસ્તી પણ કમ નથી.

---

૧. (ફા) કોઈ વખત
૨. શુઅ્લહ (અ.) જ્વાળા
૩. (અ.) ચીજ
૪. (અ.) તેજ, રોનક
૫. (ફા.) તે ઉપરાંત
૬. आचार्य चतुरसेन शास्त्री – हिंदी भाषा और साहित्यका इतिहास

## પ્રકરણ ૧૫ મું

## તસવ્વુફની ચઢતી-પડતી

સામાન્ય દૃષ્ટિથી જોતાં માલૂમ પડે છે કે સૂફીમતની શરૂઆત પવિત્ર સંતજીવનથી થઈ હતી. દશમી અને અગિયારમી સદીઓ ઇસ્લામની દુનિયામાં તત્ત્વજ્ઞાની, આધ્યાત્મિક, અભ્યાસક વગેરે પ્રવૃત્તિઓ માટે પ્રખ્યાત છે. એમની અસર સૂફીઓ ઉપર થયા વિના ન જ રહે. તત્ત્વજ્ઞાનની રચનામાં સૂફીમતની ઉન્નતિ અને પ્રગતિ થઈ તેમાં પ્રથમ તો સદાચાર ઉપર જ ભાર મૂકવામાં આવ્યો હતો. તે ગાળામાં મહાન મહાન સૂફીઓ થઈ ગયા. અગિયારમી અને તેરમી સદી દરમિયાન એ મત પરાકાષ્ઠાએ રહ્યો. બારમી સદીના પૂર્વાર્ધમાં દરેક માણસ સૂફી હોય એવી દશા હતી.

તેરમી, ચૌદમી અને પંદરમી સદીમાં ઇબ્ને અરબી, જલાલુદ્દીન રૂમી, શબિસ્તરી, મુલ્લા નૂરુદ્દીન જામી અને તે સમયના અન્ય સૂફીઓની હયાતી દરમિયાન એ એના વ્યવસ્થિત સ્વરૂપમાં રહ્યો. તે પછી એ આગળ પ્રગતિ ન કરી શક્યો, એટલું જ નહિ, પરંતુ તે જ સ્થિતિમાં પણ ન રહી શક્યો. એમાં તર્કવિતર્ક પ્રવેશ પામ્યાં અને કલ્પનાએ જ મોટો ભાગ ભજવ્યો, આથી એ વિષય વિકટ અને ગૂંચવાડાભર્યો બનવા લાગ્યો. સફવી પાદશાહોના સમયમાં ઈરાનમાં સામાજિક અને ધાર્મિક ક્રાંતિ શરૂ થઈ; તેણે એ મતને ઘણો ધોકો પહોંચાડ્યો. ઈરાન શીઆપંથી થયું અને એ પંથ રાજધર્મ બન્યો. દરબારમાં ફકીહોનો હંમેશાં અડ્ડો રહેતો. તેઓ તસવ્વુફના કટ્ટા વિરોધી હતા, આથી વિધિવિધાનોની પ્રતિષ્ઠા થઈ અને સૂફીઓનું પૂર ત્યાંથી ઓસરવા લાગ્યું. જોતજોતામાં સૂફીમત સોળમી સદીના અંત સુધીમાં જાણે ભૂંસાવા લાગ્યો, પરંતુ સારા સારા સૂફીઓ છૂટા છવાયા થતા રહ્યા.

સૂફીઓ પ્રત્યેનો વ્યવહાર અદ્યાપિ સફવી વંશના રાજ્ય સમય (ઈ સ. ૧૫૦૨-૧૭૨૨) દરમિયાન હતો તેવો જ છે. સૂફીઓને

મુલ્ક–પરસ્તીની પરવા હોતી નથી અને ખુદા–પરસ્તીની જ પડી હોય છે. ઈરાનીઓ મિલ્લત–પરસ્ત (એટલે કે રાષ્ટ્રભક્ત) બન્યા છે અને મુલ્ક–પરસ્તીમાં મશગૂલ છે. આ પરિસ્થિતિને લઈને ત્યાં સૂફીઓની હસ્તી છે, પરંતુ તેમનુ પ્રાચીન ગૌરવ રહ્યું નથી.

બુખારા અને ખીવા જેવાં સૂફીમતનાં કેન્દ્રોમાં મુસલમાન સત્તા તૂટી ગઈ. સાથે સાથે પાશ્ચાત્ય સુધારાના પ્રચારને લઈને આ મતની પડતીને વેગ મળ્યો. તુર્કસ્તાન, ઉત્તર આફ્રિકા, મિસર, ઇરાક અને સીરિયા જ્યાં આ મતનો વધતા ઓછા પ્રમાણમાં પ્રચાર થયો હતો ત્યાં પણ પાશ્ચાત્ય સંસ્કૃતિનુ પ્રભુત્વ થયુ. તુર્કસ્તાનના લોકોને તો ઇશ્કે હકીકીની ચિંતા નથી; ખાનકાહો અને મઝારોના દરવાજા જ જાણે ત્યાં બંધ થઈ ગયા છે. સઊદી અરબસ્તાન શરીઅતનુ પૂજારી છે. સીરિયા, ઇરાક વગેરે મુસલમાન મુલ્કોની પરિસ્થિતિ લગભગ એકસરખી છે. વહાબીઓના પ્રચારથી ત્યાં તસવ્વુફનુ મહત્ત્વ ઘટી ગયું છે. મિસરમાં પણ દુરવેશોની મહત્તા નષ્ટ થઈ છે.

હિંદુસ્તાનમાં મોગલ સલ્તનતની પડતી પછી અંગ્રેજી કેળવણીના પ્રચારને લઈને શિક્ષણની પુરાણી પદ્ધતિ ઉપર અસર થઈ અને આખું વાતાવરણ બદલાઈ ગયુ, આથી અહીં ધીમે ધીમે તર્ક, અર્ધધાર્મિક ક્રિયાકાંડ, એશઆરામ, સુસ્ત જીવન, દંભ, ગપાટા વગેરે બદીઓ વખતના વહેણની સાથે વધતી ગઈ અને હવે એ મત ભીખનું સાધન બન્યો છે. કેટલાક ભિક્ષુક તો પોતાને 'ફકીર' નામથી ઓળખાવે છે.

ટૂંકમાં, સૂફીઓ તરફ ઇસ્લામની ગમે તેવી દૃષ્ટિ હોય અને એમની ખાનકાહોની ભલે અવજ્ઞા હોય, પરંતુ એ તો નિઃશંક બાબત છે કે ઇસ્લામનો ખૂણેખૂણો તસવ્વુફના ચેરાગથી ઝગમગી રહેલો છે, પછી ભલેને સમાજ હોય, ફિલસૂફી હોય, આચાર હોય, વિચાર હોય, ગદ્ય હોય, પદ્ય હોય; વસ્તુતઃ ઇસ્લામનાં તમામ અંગો ઉપર એ મતની છાપ છે.

---

# ગ્રંથ-સંદર્ભ સૂચી

## ફારસી


અકૂબરનામહ-શેખ અબુલ્‌ફઝ્લ, ભા ૧, કલકત્તા, ૧૮૭૮

અખ્લાકે જલાલી-જલાલુદ્દીન દવ્વાની, નવલકિશોર, લખનૌ, ૧૯૧૨

અખ્લાકે નાસિરી-નાસિરુદ્દીન તૂસી

આઈને અકૂબરી-શેખ અબુલ્‌ફઝ્લ, ભા. ૧ અને ભા. ૨, કલકત્તા, ૧૮૭૭

આતશકદહ-હાજી લુત્ફ અલી બેગ ઉર્ફે આઝર, મુંબઈ, હિ. સ. ૧૨૯૯

ઈન્તિખાબે કસાઈદે ખાકાની-મોહમ્મદ હસન, અન્વારુલ્‌મતાબિઅ, લખનૌ

કશ્ફુલ્‌મહ્‌જૂબ-અલી ઇબ્ને ઉસમાન અલ્‌જુલ્લાબી અલ્‌હુજ્‌વીરી, લાહોર, ૧૮૭૪

કીમિયાએ સઆદત-અબૂ હામિદ મોહમ્મદ ઇબ્ને મોહમ્મદ ગઝ્ઝાલી

ગુલ્શને રાઝ-શબિસ્તરી

ગુલિસ્તાન-શેખ સા'દી શીરાઝી, કાનપુર

તઝ્કિરતુલ્‌ઔલિયા-શેખ ફરીદુદ્દીન અત્તાર


૧ Edited by R. A. Nicholson, Luzac & Co., London, Pt. I (1904) & Pt II (1907)

૨ હસ્તપ્રત, પીર મોહમ્મદશાહ દરગાહ લાઇબ્રેરી, અમદાવાદ


તઝ્કિરતુશ્શુઅરા-દોલતશાહ સમરકંદી, લાહોર, ૧૯૨૯

તઝ્યેબાતે સા'દી
તારીખે અદબિયાતે ઈરાન—સલીમ નીસારી, તેહરાન
તારીખે અદબિયાત દર ઈરાન—દાક્તર ઝબીહુલ્લાહ સફા, તેહરાન
તારીખે ફરિસ્તહ—મુંબઈ (લીથો),
ભા. ૧ અને ભા. ૨, હિ. સ. ૧૨૪૭
તારીખે ફીરોઝશાહી—સિરાજ અફીફ, કલકત્તા, ૧૮૯૦
તુઝુકે જહાંગીરી—જહાંગીર, નવલકિશોર, લખનૌ
દલીલુલ્આરિફીન—હઝરત ખ્વાજા બખ્તયાર કાકી, મત્બએ મુજ્તબાઈ, દિલ્હી
દીવાને હાફિઝ—(હસ્તપ્રત) વિદ્યાસભા લાઇબ્રેરી, અમદાવાદ
નફ્હાતુલ્ઉન્સ—મુલ્લા નૂરુદ્દીન જામી,
૧ Edited by W. N. Lees, Calcutta 1859
૨ હસ્તપ્રત, પીર મોહમ્મદશાહ દરગાહ લાઇબ્રેરી, અમદાવાદ
નાદિરુન્નિકાદ—પંડિત ચન્દ્રભાન (હસ્તપ્રત)
નુઝ્હતુલ્અર્વાહ—રુકનુદ્દીન હુસૈન
પન્દનામહ—ફરીદુદ્દીન અત્તાર, મુંબઈ
ફવાઇદુલ્ફવાદ—મીર હસન અલી સંજરી, નવલકિશોર, લખનૌ
ફવાઇદુસ્સાલિકીન—હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તયાર કાકી, મત્બએ મુજ્તબાઈ, દિલ્હી
બહારિસ્તાન—મુલ્લા નૂરુદ્દીન જામી, નવલકિશોર પ્રેસ, કાનપુર, ૧૮૯૮
બીસ્ત મકાલહ—મિર્ઝા મોહમ્મદખાન કઝ્વીની, મુંબઈ
બોસ્તાન—સા'દી શીરાઝી, લખનૌ, હિ. સ. ૧૨૮૭

મખ્ઝનુલ્અસ્રાર–નિઝામી ગન્જવી, લાહોર
મજ્મઉલ્ફુસહા–રિઝા કુલી,
ભા. ૧ અને ભા. ૨,
તેહરાન, હિ. સ. ૧૨૯૨
મજ્મઉલ્બહરેન–મોહમ્મદ દારા શિકોહ (હસ્તપ્રત)
મન્તિકુત્તૈર–ફરીદુદ્દીન અત્તાર, મુંબઈ, હિ. સ. ૧૩૧૩
મયખાનહ–મુલ્લા અબ્દુન્નબી, લાહોર, ૧૯૨૬
મસ્નવીએ મઅ્નવી–મૌલાના જલાલુદ્દીન રૂમી
1 E. G. W. Gibb Memorial Series, London, 1925
2 „ „ „ 1925
3 „ „ „ 1929
4 „ „ „ 1929
5 નવલકિશોર, લખનૌ
6 „ „
યૂસુફો ઝુલૈખા–મુલ્લા નૂરુદ્દીન જામી, મજીદ પ્રેસ, કાનપુર
રાહતુલ્કુલૂબ–મૌલાના ઝૈન બદ્ર અરબી, મુફીદે આમ પ્રેસ, આગ્રા
લવાઇહ–મુલ્લા નૂરુદ્દીન જામી
Edited by E. H. Whinfield
and Mirza Muhammad Qazwini, London
શુઅરાએ બુઝુર્ગે ઈરાન–હૃશંગ મુસ્તૌફી, તેહરાન
સફીનતુલ્ઓલિયા–દારાશિકોહ, નવલકિશોર, ૧૮૮૪
સલામાન વ અબ્સાલ–નૂરુદ્દીન અબ્દુર્રહમાન જામી,
તેહરાન, હિ. સ. ૧૩૪૫
હદીકતુલ્હકાઇક–હકીમ અબુલ્મજ્દ સનાઈ (હસ્તપ્રત)
હફ્ત પૈકર નિઝામી ગન્જવી

અંગ્રેજી

Arabic Literature-H. A. R. Gibb, M. A.
London, 1926

The Darvishes-John P. Browne

The Development of Metaphysics in Persia-
Shaikh Muhammad Iqbal,
London, 1908

Early Development of Mohammadanism-
D. S. Margoliouth

The Encyclopædia of Islam, London,
Vol. I (1913), Vol. II (1927), Vol, III
(1936), Vol. IV (1934)

The Faith of Islam-Rev. Edward Sell,
D. D., M. R. A. S,
London, 1920

Fifty three years in Syria (2 Vols.)-
Henry Harris Jessup,
New york, 1910

History of the Arabs-Philip K. Hitti,
London, 1937

A History of Persian Literature, E. G. Browne,
Vol. I & Vol. II, 1951

The History of Sufism-Arthur J. Arberry, Litt. D.,
Longmans, Green & Co.,
London, New york,
Toronto, 1942

Illumination in Islamic Mysticism–
Edward Jabra Jurji,
Princeton, 1938
Journal of the Punjab Historical Society,
Vol. II, No. I
Journal of the Royal Asiatic Society, London, 1906
The Legacy of Islam–Edited by
Sir Thomas Arnold and
Alfred Guillaume, Oxford 1931
Mahomedan Mysticism or a Treatise on Sufism–
National Book House, Bombay
The Metaphysics of Rumi–
R. A. Nicholson
The Mystics of Islam–
Reynold A. Nicholson,
London, 1914
Oriental Biographical Dictionary–
Thomas William Beale
Outlines of Islamic Culture–
A. M. A. Shushtery, Vol. I & Vol. II,
Bangalore City, 1938
Persian Literature-Claud Field, London
Persian Literature : An Introduction—
Reuben Levy, M. A.
The Religious Life and Attitude in Islam–
Prof. D. B. Mac-Donald
Chicago, 1909

A Short History of Saracens- Ameer Ali
Studies in Islamic Mysticism-
R. A. Nicholson, D. Litt. A., L. L. D.
Cambridge, 1921
Studies in Tasawwuf—
Khan Saheb Khajah Khan,
Madras, 1923
Sufism—A. J. Arberry, London, 1950

## ઉર્દૂ

અદ્દારુલ્લ્મનઝૂમે ફી તરજુમતિલ્મલ્ફૂઝાતિલ્લમખ્દૂમ (નો ઉર્દૂ અનુવાદ), દિલ્હી
ખય્યામ-સૈયદ સુલેમાન નદ્વી, આઝમગઢ, ૧૯૨૭
તસવ્વુફકી હકીકત-પ્રો. મોહમ્મદ સરવર
બઝ્મે તૈમૂરિયહ-સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહ્માન, એમ. એ., આઝમગઢ, ૧૯૪૮
બઝ્મે સૂફિયહ—સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહ્માન
લિસાનુલ્ગૈબ—મીર વલીઉલ્લાહ
શેરુલ્અજમ-શિબ્લી નુઅમાની, મુઆરિફ— આઝમગઢ
ભા. ૧, ૧૯૪૦; ભા. ૨ અને ભા. ૩, ૧૯૨૦;
ભા. ૪, ૧૯૨૫; ભા. ૫, ૧૯૨૧
સવાનિહે મૌલવી રૂમી—મૌલાના શિબ્લી નુઅમાની, અમૃતસર
હફ્તે ઇક્લીમ-અમીન અહમદ રાઝી, કલકત્તા, ૧૯૩૯

## અરબી

ઇહ્યિયાઉલ્લુલૂમ—ઇમામ ગઝ્ઝાલી
કિતાબુલ્લમઅ ફીત્તસવ્વુફ— શેખ અબૂ નસ્ર સરોજ અત્તૂસી

કુરાને શરીફ—
Edited by M. Muhammad Ali,
M. A., L. L. B.
Lahore, 1920
રાહતુલ્કુલૂબ—હઝરત ખ્વાજા ફરીદુદ્દીન

### ગુજરાતી

ઈરાનનો ચેરાગ—પ્રો. ફીરોઝ કાવસજી દાવર,
ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, ૧૯૫૦

### હિંદી

तसव्वुफ-चन्द्रबलि पांडेय, बनारस, १९४८
हिंदी भाषा और साहित्यका इतिहास— आचार्य चतुरसेन शास्त्री

### શબ્દકોશો

જોડણીકોશ—નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ, ૧૯૪૯
નૂરુલ્લુગાત (ઉર્દૂ)—મૌલવી નૂરુદ્દીન હુસૈન નિય્યર, લખનૌ,
ભા. ૧ (૧૯૩૧); ભા. ૨ (૧૯૨૭);
ભા. ૩ (૧૯૨૯); ભા. ૪ (૧૯૩૧).
ફરહંગે આનંદરાજ (ફારસી)— નવલકિશોર, લખનૌ,
ભા. ૧, ૧૮૮૯; ભા. ૨, ૧૮૯૪
બયાનુલ્લિસાન (અરબી–ઉર્દૂ)—
કાઝી ઝૈનુલ્આબેદીન, મેરઠ, ૧૯૫૦
મુઅય્યિદુલ્ફુઝલા—(ફારસી, અરબી, તુર્કી—ફારસી),
કાનપુર, ૧૮૯૯
લુગાતે સઈદી (ફારસી–ઉર્દૂ)—મૌલવી અઝીઝ, કાનપુર, ૧૯૩૧
A Comprehensive Persian–English Dictionary
F. Steingass, Ph. D.,
London, 1947

# પારિભાષિક શબ્દોની સૂચિ

[ પારિભાષિક શબ્દોની સમજૂતી જ્યાં આપવામાં આવી હોય એવાં પાનાંનો ક્રમાંક નાગરી અક્ષરોમાં બતાવવામાં આવ્યો છે; દા. ત. 'અબ્દાલ' શબ્દની સમજૂતી १०३ પાના ઉપર આવે છે, માટે એ શબ્દ સામે એ ક્રમાંક નાગરીમાં આપેલો છે.]

ક

સ



હ

## વ્યક્તિઓ, સ્થળો અને પુસ્તકોનાં નામોની સૂચિ

(પુસ્તકોનાં નામો કૌંસમાં મૂક્યાં છે)

### અ

## પ્રકીર્ણ નામોની યાદી